'બાળપણ' — પ્રખ્યાત રૂસી સોવિયેત લેખક, સમાજવાદી વાસ્તવિકતાના સાહિત્યના સંસ્થાપક, મક્સીમ ગોર્કીની (૧૮૬૮-૧૯૩૬) ગ્રંથત્રયીનો પહેલો ગ્રંથ છે. એ ગ્રંથત્રયીમાં 'બાળપણ', 'મારી તાલીમ', અને 'મારાં વિશ્વવિદ્યાલયો' સામેલ છે.

'બાળપણ' વાંચતાં વાચકને લેખકના જીવનની જાણકારી મળે છે એટલું જ નહિ પરંતુ પુસ્તક જાણે પોતાના જીવનના પડઘા પાડતું હોય એવી લાગણી થાય છે. આ પુસ્તકમાં માનવજીવનનાં મૂલ્યો અને જીવનના ઉદ્દેશનું (એ બધું હંમેશાં માનવીને ચિંતાતુર બનાવે છે) વિવરણ કરવામાં આવ્યું છે.

આ પુસ્તકમાંની દુનિયા એટલે ૧૯મી સદીના અંતની દુનિયા. મુખ્ય પાત્ર લેખકનું પોતાનું જ છે, પરંતુ બાળપણનું, જ્યારે તે પોતાના નિષ્ઠુર નાનાના ઘરમાં રહેતા હતા. કાશીરિન પરિવારની જિંદગીની ક્રૂરતા તથા કંગાલિયતની વાત કરતી વેળા ગોર્કી "ગૂંગળાવી નાખનારા તથા ખોફનાક વાતાવરણનું" ચિત્રણ કરે છે. એ સર્વનો પ્રભાવ લેખકના દિલ તથા મનમાં સદાને માટે અંકિત થઈ ગયો. પરંતુ જીવનમાં બહુ વહેલાં માતાપિતાની છત્રછાયા ખોઈ બેઠેલા આલ્યોશા પેશ્કોવને જાણવા મળેલા લોકો કેવળ સંકુચિત માનસના અને અપ્રમાણિક માણસો જ ન

હતા. ભાવિ લેખકના "એવા રસપ્રદ પણ કઠિન જીવનમાં" સંકળાયેલ માયાળુ તથા નિખાલસ માનવીઓનું — નાનીમા, ઉસ્તાદ "મઝાની વાત", રંગીલો ત્સીગાનોક, તથા ઘણા બીજા લોકોનું — ચિત્રણ પ્યાર અને હમદર્દીથી કરવામાં આવ્યું છે.

આગળ જતાં ગોર્કીએ લખેલું કે "આ કૃતિઓના સર્જનમાં મેં મુખ્યત્વે મારા જ જીવનની સામગ્રીનો ઉપયોગ કર્યો છે, પરંતુ પોતાના જીવનનું વર્ણન કરનારના માર્ગમાં ઊભી થતી મુશ્કેલીઓના નિવારણના ઉદ્દેશે મેં મને પોતાને પ્રેરક કારકબળના પાત્ર તરીકે ન મૂકતાં માત્ર હકીકતોના સાક્ષી તરીકે રાખ્યો છે."

નાનકડા અંધારિયા ઓરડામાં બાપુ ભોંયપટ પર બારી નીચે પડયા હતા. તેમની કાયા અજબ લાંબી હતી અને પોશાક પૂરેપૂરો સફેદ હતો. ઉઘાડા પગનાં આંગળાં વિચિત્ર રીતે પહોળાં થઈ ગયેલાં હતાં. છાતીએ નિશ્ચલ ભીડેલા માયાળુ હાથની આંગળીઓ પણ એવી જ રીતે મરડાઈ ગયેલી હતી. હસતી આંખો ત્રાંબાના સિક્કાઓનાં ઘેરાં ચકતાં વડે બંધ કરેલી હતી. હેતાળ ચહેરો નિસ્તેજ થઈ ગયેલો હતો, અને સખત ભીડાઈ ગયેલા દાંતનો ચળકાટ જોઈને મને દહેશત લાગતી હતી.

તેમની પાસે ગોઠણભેર બેસીને તેમના મુલાયમ વાળ કાળા દાંતિયા વડે ઓળતી માના પોશાકમાં રાતા સ્કર્ટ સિવાય બીજું કંઈ ખાસ નહોતું. હું એ દાંતિયાનો ઉપયોગ તરબૂચની છાલ કાપવા માટે કરતો. મા ઊંડા ઘોઘરા અવાજે કશુંક બબડતી હતી. તેની રાખોડી આંખો સૂજી ગઈ હતી અને મોટાં મોટાં આંસુઓમાં જાણે ઓગળતી હોય એમ લાગતું હતું.

મારો હાથ નાનીમાના હાથમાં હતો. ગોળમટોળ નાનીમાને મોટું માથું, ભારે મોટી મોટી આંખો, અને રમૂજી જાડું નાક હતું. તેની આખી કાયા નરમ હતી, વાન ઘેરો હતો, અને ચહેરામાં જાણે વશીકરણ હતું. નાનીમા પણ રડતી હતી, પરંતુ જાણે માને ખુશનુમા સંગાથ આપતી હોય એવી અજબ રીતે. તેનું આખું શરીર ધ્રૂજી રહ્યું હતું અને તે મને વારંવાર બાપુ તરફ ધકેલતી હતી. પરંતુ હું પાછળ ખસીને તેના સ્કર્ટની આડશમાં છુપાઈ જતો. મને બીક લાગતી હતી અને અકળામણ થતી હતી.

મેં મોટેરાંને રડતાં અગાઉ ક્યારેય નહોતાં જોયાં, અને નાનીમાનાં વેણ મને સમજાતાં જ નહોતાં. તે મને વારંવાર કહેતી હતી:

"જા, બાપુને છેલ્લા સલામ કહી આવ. ફરી ક્યારેય જોવા નથી મળવાના. મરી ગયા છે, વહાલુડા મારા, અકાળે, મરવા જેવડા થાય તે પહેલાં..."

હું સખત માંદગીમાંથી હજી તો હમણાં જ સાજો થયો હતો. મને બરાબર યાદ છે કે માંદગી દરમિયાન બાપુ મારી પાસે આવતા અને ખુશાલ ભાવે મારી જોડે રમતા. પણ પછી એકાએક ગાયબ થઈ ગયા હતા અને તેમની જગ્યા આ અજાણી બાઈએ, નાનીમાએ, લઈ લીધી હતી.

"ક્યાંથી આવ્યાં છો? ચાલીને?" મેં તેને પૂછ્યું.

"ચાલીને નથી આવી, વહાણમાં આવી છું, પાણીમાં ચાલીને સફર ન

થાય, કોડો ક્યાંનો!" તેણે જવાબ આપ્યો. "હેઠેથી* આવી છું."

મને તેની વાત બહુ રમૂજી અને ગડબડગોટા જેવી લાગી. અમારા મકાનમાં ઉપરને માળે રંગેલી દાઢીવાળા કેટલાક ઈરાનીઓ રહેતા હતા, અને નીચે ભંડકિયામાં પીળી ચામડીવાળો ઘરડો કાલમીક રહેતો હતો, તે ઘેટાંની ખાલ વેચવાનું કામ કરતો હતો. કઠેરા ઉપર સરકીને અથવા પડી જવાય તો ગુલાંટ મારીને નીચે આવી શકાતું—એટલું તો હું બરાબર જાણતો હતો. પણ એમાં પાણી ક્યાંથી આવ્યું? મને તેની વાત સાવ પાયા વગરની અને ગાંડિયા ગોટાળા જેવી લાગી.

"મને કોડો કહીને કેમ બોલાવો છો?"

"કેમ કે તું છો બહુ મોટો," તેણે હસતાં હસતાં જવાબ વાળ્યો.

તેની બોલવાની ઢબ હેતાળ, ખુશાલ, અને સુરીલી હતી. અમારી વચ્ચે પહેલા જ દિવસથી પાકી દોસ્તી બંધાઈ ગઈ હતી, અને હવે મને તાલાવેલી થઈ રહી હતી કે અમે બેઉ ઓરડામાંથી બહાર નીકળી જોઈએ.

માની હાલત જોઈને હું બેચેન થઈ ગયો હતો. તેનાં આંસુ અને કલ્પાંતથી મારા મનમાં સાવ અજાણી ફિકરચિંતાઓ ઊભરાવા લાગતી હતી. મેં તેને એવી હાલતમાં અગાઉ ક્યારેય નહોતી જોઈ. સામાન્ય રીતે તે કરડી બાઈ હતી, શબ્દો નકામા કદી ન વેડફતી. તે સુઘડ અને સરળ હતી, અને ઘોડી જેવા મોટા કદની હતી. તેની કાયા મજબૂત હતી અને હાથ એકદમ જોરાવર હતા. પરંતુ એ વખતે તેનું શરીર અણગમો ઊપજે એટલું ફૂલી ગયેલું અને બેઢંગું હતું. તેનાં કપડાં ફાટી ગયેલાં હતાં, અને હંમેશાં માથા ઉપર મઝાની દેખાવડી મોટી સફેદ ટોપીની જેમ ગોઠવેલા રહેતા વાળ ઉઘાડા ખભાઓ પર ફેલાઈ ગયેલા અને આંખોમાં ભરાઈ ગયેલા હતા, અને એક લટ તો જાણે નીંદરમાં પડેલા બાપુના મોં પર પથરાઈ ગયેલી હતી. હું કેટલીય વારથી ઓરડામાં ઊભો હતો, પરંતુ તેણે એકેય વાર મારી સામે નજર નાખીને જોયું જ નહોતું. તે બાપુના વાળ ઓળવામાં અને રડવામાં જ મશગૂલ હતી.

પહેરો ભરતા સિપાહીએ ઘેરા ચહેરાવાળા કેટલાક ખેડૂતો ભેગી ઓરડામાં નજર નાખી.

"ઝટ કરો, કફનમાં ગોઠવી દો," સિપાહીએ ચીડભર્યા અવાજે ઘાંટો પાડ્યો.

---

*હેઠે—નીઝની નોવગોરદ શહેરને ટૂંકામાં "નીઝની" કહેવામાં આવતું, અને રૂસી ભાષામાં "નીઝની" શબ્દનો અર્થ "હેઠેનું" થાય છે.

બારીએ ટાંગેલી ઘેરા રંગની શાલ પવનના ઝપાટાથી સઢની જેમ ઊડતી હતી. એક વાર બાપુ મને સઢના વહાણમાં સહેલ કરવા લઈ ગયેલા ત્યારે અણધાર્યો વાદળાંનો ગડગડાટ શરૂ થઈ ગયેલો. બાપુએ મને પોતાના ગોઠણ વચ્ચે ભરાવીને મોટેથી કહેલું:

"ફિકર જેવું નથી, બીતો નહિ, બેટા!"

એકાએક મા જોરથી આંચકો ખાઈ ગઈ અને પછી ચત્તી પડી ગઈ. તેના વાળ ભોંયપટ પર ફેલાઈ ગયા, આંખોની રોશની ઓસરી ગઈ, ચહેરો ફિક્કો પડી ગયો, દાંત બરાબર બાપુની જેમ જ સખત ભીડાઈ ગયા.

"બારણું બંધ કરી દો, આલેક્સેઈને બહાર લઈ જાઓ," તે અદ્ધર શ્વાસે ખોફનાક અવાજે બોલી.

નાનીમા મને આઘો ખસેડી દેતી બારણા તરફ ધસી ગઈ.

"ગભરાતા નહિ, ભલા માણસો!" તે બોલી ઊઠી. "એને અડશો નહિ! જતા રહો, ભગવાનને ખાતર! કોલેરા નથી! સુવાવડની વેણ શરૂ થઈ ગઈ છે! દયા રાખો, ભલા માણસો!"

હું અંધારા ખૂણામાં સંદૂક પાછળ લપાઈ ગયો. ત્યાંથી માને ભોંયપટ પર તરફડતી, ઊંહકારા કરતી, અને દાંત કચકચાવતી જોઈ શકતો હતો. નાનીમા આમથી તેમ સરકતી હેત અને ઉમંગમાં ગણગણતી હતી:

"હે પ્રભુ! હે ઈસા મસીહ! વાર્યૂશા*, ખમી લેવાની કોશિશ કર! ઈસુની પવિત્ર માતા, દયાળુ પાલનહાર..."

હું તો દહેશત ખાઈ ગયો. તેઓ ભોંયપટ પર આમથી તેમ હલચલ કરતાં રહ્યાં, ઊંહકારા કરતાં અને રડતાં રહ્યાં, બાપુની જોડે ભટકાતાં રહ્યાં, પરંતુ બાપુ તો નિશ્ચલ પડયા હતા, જાણે તેમની સામે હસી રહ્યા હતા. લાંબા વખત સુધી એમ જ ચાલતું રહ્યું. માએ ઊભી થવાની કોશિશ કેટલીય વાર કરી, પરંતુ તે પાછી પડી જતી. નાનીમા મોટા કાળા દડાની જેમ ઓરડામાંથી બહાર અને પાછી અંદર ઊછળતી રહેતી હતી. એકાએક અંધારામાં બચ્ચાના રડવાનો અવાજ કાને પડયો.

"ભગવાનની દયા," નાનીમા હોઠ ફફડાવતી બોલી. "છોકરો!"

તેણે મીણબત્તી સળગાવી.

મને ખૂણામાં નીંદર આવી ગઈ હશે કારણ કે બીજું કશું યાદ નથી.

મારા મનમાં બીજી સાફ યાદ વરસતા વરસાદમાં કબ્રસ્તાનની અંદર વેરાન

---

*વહાલમાં લંબાવવામાં આવેલું "વાર્યા" નામ.

જગ્યાની છે. હું માટીના ચીકણા ઢગલા ઉપર ઊભો ઊભો ખાડામાં તાકી રહ્યો હતો. માણસો બાપુના કફનને ખાડામાં ઉતારી રહ્યા હતા. ખાડાના તળિયે પાણી હતું અને દેડકાં નજરે પડતાં હતાં. બે દેડકાં ઠેકડા મારીને કફનના પીળા ઢાંકણ ઉપર ચડી ગયાં હતાં.

ભીંજાઈને તરબોળ થઈ ગયેલો ચોકીદાર, હાથમાં પાવડાવાળા બે [illegible] ગામડિયાઓ, નાનીમા, અને હું, બસ એટલાં જ માણસો કબર પાસે હતાં. અમે સૌ એકધારા વરસાદમાં ભીંજાઈ ગયેલાં હતાં.

"દાટી દો," ચોકીદાર આઘો ખસી જતો બોલ્યો.

નાનીમા શાલના છેડા વડે મોં ઢાંકીને રડવા લાગી. ગામડિયાઓએ વાંકા વળીને પાવડા વડે ખાડામાં માટી નાખવાનું શરૂ કર્યું. પાણીમાં છબકારા થયા અને દેડકાં કબરની દીવાલે ઠેકડા મારવા લાગ્યાં, પણ માટીનાં ઢેફાં તેમને પાછાં પાણીમાં પાડી નાખતાં હતાં.

"અહીંથી જતો રહે, ઓલ્યોશા," નાનીમાએ મારો ખભો પકડીને કહ્યું. પણ હું તેની પકડમાંથી છટકી ગયો કેમ કે મને જતા રહેવાનું મન નહોતું.

"હે ભગવાન!" તે નિસાસો નાખતી એવા અવાજે બોલી કે ફરિયાદ કોને વિશે હશે, મારે વિશે કે ભગવાન વિશે, તેની શંકા રહી જાય. તે કેટલીય વાર સુધી માથું નમાવીને અબોલ ઊભી રહી. કબર આખી ભરાઈ ગઈ ત્યાર પછી પણ તે એમ ને એમ જ ઊભી રહી.

ગામડિયાઓએ પાવડા ઊંધા પછાડીને માટીને દબાવી દીધી. પવન ફૂંકાવા લાગ્યો અને તેણે વરસાદનાં વાદળાંને દૂર ધકેલી દીધાં. નાનીમા મારો હાથ ઝાલીને મને દૂર દેખાતા દેવળે લઈ ગઈ. ચોમેર ખોડેલા ઘેરા ક્રોસનું જંગલ હતું અને તેની વચ્ચોવચ દેવળ ખડું હતું.

"રડતો કેમ નથી?" અમે કબ્રસ્તાનમાંથી બહાર નીકળી ગયાં ત્યારે તેણે મને પૂછ્યું. "થોડુંક રડી લે તો સારું."

"મને રડવું આવતું જ નથી," મેં કહ્યું.

"ભલે, રડવું ન આવતું હોય તો પછી જરૂર નથી," તેણે શાંત અવાજે જવાબ આપ્યો.

તેણે મને રડવાનું કહ્યું એ તો બહુ અચરજની વાત હતી. હું જવલ્લે જ રડતો, અને તે પણ માઠું લાગ્યું હોય તો જ. શરીરની પીડાને લીધે હું કદી ન રડતો. બાપુ મારાં આંસુને હંમેશાં હસી કાઢતા, પણ મા બરાડો પાડતી:

"ખબરદાર, રડવાનું નથી!"

કબ્રસ્તાનમાંથી નીકળીને અમે ઘોડાગાડી કરી લીધી. પહોળા કાદવિયા રસ્તાની બન્ને બાજુએ ઘેરાં રાતાં મકાનો હતાં.

"દેડકાં બહાર નહિ નીકળે?" મેં પૂછ્યું.

"ના, નહિ નીકળે, ભગવાન દયા કરે બિચારાંની ઉપર," તેણે જવાબ આપ્યો.

માએ કે બાપુએ ભગવાનનું નામ એટલી બધી વાર અને એટલી આત્મીયતાથી લીધું હોય એવું ક્યારેય નહોતું બન્યું.

થોડાક દિવસ પછી મા, નાનીમા, અને હું વહાણની નાનકડી ખોલીમાં સફરે રવાના થઈ ગયાં. મારો શિશુ ભાઈ મક્સીમ મરી ગયો હતો અને ખૂણામાં ટેબલ પર પડયો હતો. તેને સફેદ કાપડમાં લપેટીને અને ઉપર લાલ પટ્ટી બાંધીને ત્યાં મૂકી દેવામાં આવ્યો હતો.

હું અમારી પેટીઓ અને પોટલાંની ઉપર બેઠો બેઠો ઊપસેલી ગોળ બારીની બહાર જોતો હતો. બારી જોઈને મને ઘોડાની આંખ યાદ આવતી હતી. ફીણવાળા ડહોળા પાણીના રેલા કાચ ઉપરથી નીચે સરકતા હતા. ક્યારેક ક્યારેક પાણી આખા કાચ ઉપર ફરી વળતું હતું. એમ બને ત્યારે હું અનાયાસે જ ભોંયપટ પર ઠેકડો મારી દેતો.

"બીવા જેવું કંઈ નથી," કહેતી નાનીમા મને હળવેથી હાથમાં ઉપાડી લઈને પાછો પોટલાં ઉપર બેસાડી દેતી.

પાણીની સપાટી ઉપર ભેજવાળું રાખોડી ધુમ્મસ છવાયેલું હતું. થોડી થોડી વારે દૂર ક્યાંક જમીનની ઘેરી પટ્ટી જાણે ધુમ્મસમાંથી નીકળી આવતી અને પાછળ તરત વિલીન થઈ જતી. અમારી આસપાસ બધું લગાતાર હલતું હતું. ફક્ત મા દીવાલને અઢેલીને, માથા પાછળ હાથ ટેકવીને, અને આંખો જોરથી મીચીને મક્કમ અને નિશ્ચલ ખડી રહેતી. તેનો ચહેરો ઘેરો, ગંભીર, અને નજર વિહોણો હતો. તે ક્યારેય એક શબ્દ પણ બોલતી નહિ, અને કોણ જાણે કેમ પણ સાવ નવી અને નિરાળી લાગતી હતી. તેણે પહેરેલો પોશાક પણ મને સાવ અજાણ્યો હતો.

ક્યારેક ક્યારેક નાનીમા તેને હળવા અવાજે કહેતી:

"એક કોળિયો ખાઈ લે તો, વાર્યૂશા, જરાક એક કોળિયો જ..."

પરંતુ મા મૂંગી અને નિશ્ચલ જ રહેતી.

નાનીમા મારી જોડે ધીમા અવાજે બોલતી, માની જોડે જરાક મોટેથી પણ

બીતી બીતી અને સાવચેતીથી અને જવાલ્લે જ બોલતી. મારી જાણે ડરતી હોય એમ મને લાગતું. એ વાત સમજણમાં ઊતરે એવી હતી, અને એથી હું નાનીમાની વધારે નજીક ખેંચાયો.

"સારાતોવ," મા અણધાર્યા મોટા અને કરડા અવાજે બોલી. "ખલાસી ક્યાં છે?"

તેના શબ્દો પણ અજબ અને અજાણ્યા હતા--"સારાતોવ", "ખલાસી"...

સફેદ વાળ અને પહોળા ખભાવાળો એક આદમી કૅબિનમાં આવ્યો. તેણે નીલો પોશાક પહેર્યો હતો અને તેના હાથમાં નાનકડી પેટી હતી. નાનીમા પેટી તેની પાસેથી લઈને મારા ભાઈનું શબ તેમાં ગોઠવવા લાગી. પછી તે લંબાવેલા હાથમાં પેટી લઈને બારણા પાસે ગઈ, પણ એટલી જાડી હતી કે એક તરફ ફરી જાય તો જ બારણામાંથી નીકળી શકે, એટલે મૂંઝવણમાં અટવાઈને ઊભી રહી ગઈ. બારણા પાસે ઊભી ઊભી તે રમૂજી દેખાતી હતી.

"અરે, મા!" મારી મા અધીરાઈથી બોલી ઊઠી અને તેણે પેટી પોતાના હાથમાં લઈ લીધી. પછી બેઉ બાઈઓ બહાર ચાલી ગઈ અને હું કૅબિનમાં નીલા પોશાકવાળા આદમી ભેગો રહી ગયો.

"તો તારો ભાઈ સૌને મૂકીને જતો રહ્યો," તે મારી ઉપર નમતો બોલ્યો.

"તમે કોણ?"

"ખલાસી."

"અને સારાતોવ કોણ છે?"

"શહેર. બારીમાંથી બહાર જો. પણે દેખાય."

બારીમાંથી નજર નાખતાં જમીન જાણે સરકતી હતી, કાળી અને ખાબડખૂબડ અને ધુમ્મસમાં લપેટાયેલી. એ જમીનને જોતાં મને રોટીનો તાજો કાપેલો મોટો કકડો યાદ આવી ગયો.

"નાનીમા ક્યાં ગઈ?"

"બચ્ચાને દફનાવવા."

"જમીનમાં દાટી દેશે?"

"બેશક."

મેં ખલાસીને વાત કરી કે બાપુને દાટતી વેળા જીવતાં દેડકાંને કેવી રીતે ભેગાં દાટી દેવામાં આવેલાં. તેણે મને તેડી લીધો અને જોરથી દબાવીને બચી ભરી.

"બેટા, તું હજી ઝાઝું સમજતો નથી!" તે બોલ્યો. "દેડકાંની દયા

ખાવાની જરૂર નથી, દોજખમાં જાય, દયા તો તારી માની ખાવી જોઈએ. જરાક જો તો ખરો, વિપદાની મારી કેવી થઈ ગઈ છે!"

અચાનક ઉપરથી ભારે ચીસાચીસ અને ધડાકાના અવાજ કાને પડયા, પણ મને ખબર હતી કે એ તો આગબોટના અવાજ છે એટલે બીક ન લાગી. ખલાસી ઉતાવળો મને હાથમાંથી નીચે મૂકી દેતો બહાર ધસી ગયો અને જતાં જતાં બોલ્યો:

"જવું પડે એમ છે!"

મને પણ જવાનું મન થયું. હું કૅબિનમાંથી બહાર નીકળી ગયો. અવરજવરની સાંકડી જગ્યામાં કોઈ નહોતું. બારણાથી જરાક છેટે સીડીએ મને પિત્તળનો ચળકાટ નજરે પડયો. મેં ઉપર જોયું તો લોકો હાથમાં સામાન અને પોટલાં લઈને નીકળતા દેખાયા. સાફ લાગતું હતું કે બધાં જહાજમાંથી ઊતરવાની તૈયારીમાં છે. એટલે મારે પણ ઊતરવાનું જ હોય એમ મને લાગ્યું.

પરંતુ હું તૂતક પર નીસરણી પાસે ગામડિયાઓના ટોળામાં પહોંચ્યો ત્યારે લોકો મારી સામે ઘાંટા પાડવા લાગ્યા:

"કોણ છો? કોની ભેગો છો?"

"ખબર નથી."

મુસાફરો મને કેટલીય વાર સુધી અડતા કનડતા અને ધકેલતા હડસેલતા રહ્યા. આખરે સફેદ વાળવાળો ખલાસી આવ્યો અને તેણે કહ્યું:

"આસ્ત્રાખાનનો છે, કૅબિનમાંથી બહાર નીકળી ગયો..."

તે મને ઊંચકી લઈને દોડતો પાછો કૅબિનમાં લઈ ગયો, અને પોટલાં ઉપર બેસાડીને મારી સામે આંગળી હલાવવા લાગ્યો.

"ઢીબી નાખીશ!" તેણે બહાર જતાં જતાં મને ધમકી આપી.

ઉપર ચાલતી ધમાલ ધીરે ધીરે ઓસરી ગઈ, આગબોટ હલતી બંધ થઈ ગઈ, પાણીના છબકારા બંધ થઈ ગયા. કૅબિનની બારી આડે જાણે ભીની દીવાલ ખડી થઈ ગઈ હોય એમ લાગતું હતું. અંધારું થઈ ગયું. ઘામ થવા લાગ્યો. પોટલાં જાણે ફૂલી ગયાં અને મને આઘો ધકેલવા લાગ્યાં. મને ખાલી આગબોટમાં જ રહેવા દઈને બધાં ચાલ્યાં જશે તો શું થશે?

હું બારણા પાસે ગયો. બારણું સખત વાસેલું હતું. હું પિત્તળનો હાથો ફેરવી ન શક્યો. મેં દૂધની બાટલી લઈને પૂરા જોરથી હાથા ઉપર ફટકારી દીધી. બાટલી તૂટી ગઈ, દૂધ મારા પગ ઉપર ઢોળાઈ ગયું અને બૂટની અંદર ધૂસી ગયું.

નાકામયાબીથી હતાશ થઈને હું પોટલાં ઉપર લાંબો થઈ ગયો અને રોતો રોતો ઊંઘી ગયો.

હું જાગ્યો ત્યારે આગબોટ ફરી હલવા લાગી હતી, પાણીના ઝબકારા થતા હતા, અને કૅબિનની બારી સૂરજની જેમ ચળકતી હતી. નાનીમા બાજુમાં બેઠી બેઠી વાળ ઓળતી હતી અને ભવાં સંકોડીને કશુંક સ્વગત બબડતી હતી. તેના માથામાં નીલા-કાળા વાળ હેરત થાય એટલા બધા હતા, અને ભરચક લટો ખભે, છાતીએ, અને ગોઠણ ઉપર ફેલાઈને ભોંયપટ ઉપર પથરાઈ ગઈ હતી. તે વાળને એક હાથ વડે ભોંયપટ ઉપરથી ઊંચકીને બીજા હાથ વડે લાકડાનો કઢંગો કાંસકો ભારે લટોમાં ફેરવવા લાગી. તેનું મોં ગોળ સંકોડેલું હતું, ઘેરી આંખોમાં ગુસ્સાના ઝબકારા થતા હતા, અને ચહેરો નાનકડો તથા ભરચક વાળમાં રમૂજી લાગતો હતો.

તેનો મિજાજ બગડેલો હોય એમ લાગતું હતું, પણ મેં પૂછ્યું કે તમારા વાળ આટલા બધા લાંબા કેમ છે ત્યારે જવાબમાં તેનો અવાજ આગલા દિવસ જેવો જ હળવો અને હેતાળ હતો.

“ઘણું કરીને ભગવાને સજા કરી હશે—લે, કાળમુખાં જીંથરાં ઓળતી જિંદગી ગુજારતી રહેજે!—જુવાનીમાં તો વાળનો ઘમંડ રાખતી, હવે આ ઉંમરે વાળને ભાંડતી રહું છું. પણ તું પાછો સૂઈ જા, બેટા. હજી બહુ વહેલું છે, સૂરજ માંડ ઊગ્યો છે.”

“હવે સૂવાનું મન નથી.”

“ભલે, મન ન હોય તો કંઈ નહિ,” તેણે વાત માની લઈને ચોટલો વાળતાં અને માની તરફ નજર નાખતાં કહ્યું. મા સોફામાં ચત્તી અને તીરની જેમ સીધી સૂતી હતી. “તેં કાલે બાટલી કેમ ફોડી નાખેલી? હળવા અવાજે બોલ.”

તે અજબ ઢબે જાણે ગાતી હોય એમ બોલતી, એથી તેના માયાળુ, ઝળકતા અને ફૂલ જેવા હળવા, રસબસ શબ્દો યાદ રાખી લેવાનું મારે માટે સહેલું બની રહેતું. તે મોં મલકાવતી ત્યારે તેની ઘેરી આંખોની કીકીઓ પહોળી થઈ જતી અને તેમાં અકથ્ય તેજ ઝગારા મારવા લાગતું. હસતી વેળા મજબૂત સફેદ દાંત નજરે પડતા, અને ઘેરા ગાલોમાં ઘણીબધી કરચલીઓ પડી ગઈ હોવા છતાં જાણે આખા ચહેરામાં જુવાની અને આભા છલકાતી હોય એમ લાગતું. માત્ર નાક જાણે ચહેરાને બગાડી નાખતું. જાડા અને રાતી અણીવાળા નાકનાં નસકોરાં ફૂલેલાં હતાં. તે રૂપાની નકશીવાળી કાળી ડબ્બીમાંથી બજર લઈને સૂંઘતી રહેતી. તેની બાબતમાં જાણે બધું કાળું અંધારઘેરું હતું, પરંતુ અંદર ઝળહળતું હેતાળ, આનંદી, અને અદમ્ય તેજ તેની આંખો વાટેથી જોવા મળતું. તે જાડી હતી, અને એટલી બેવડ વળી ગયેલી હતી કે ખૂંધાળી

લાગે, પરંતુ મોટી બિલાડી જેવા વેગ અને ચપળતાથી હલચલ કરતી, અને એ હેતાળ પ્રાણી જેટલી જ મુલાયમ હતી.

તે નહોતી આવી ત્યાં સુધી હું જાણે નીંદરમાં જ પડી રહ્યો હોઉં, અંધારામાં અટવાતો રહ્યો હોઉં, એમ મને લાગ્યું. તે આવી અને મને જગાડીને પ્રકાશમાં લઈ ગઈ. તેણે મારા સમગ્ર વાતાવરણને કાંતીને એક સળંગ તાણામાં પલટાવી નાખ્યું, અને પછી એ તાણાને વણીને બહુરંગી ઝાલર બનાવી. તે તરત મારી જીવનભરની દોસ્ત બની ગઈ, એકદમ આત્મીય અને વહાલી તેમ જ મને વધારેમાં વધારે સમજાતી દોસ્ત બની ગઈ. જીવન અંગે તેના નિષ્કામ પ્રેમથી મારું મન સમૃદ્ધ બન્યું અને મને મારા મુશ્કેલ ભવિષ્યનો મુકાબલો કરવાની શક્તિ મળી.

ચાળીસ વરસ પહેલાં આગબોટો બહુ ધીરે ધીરે ચાલતી. અમને નીઝની નોવગોરદ પહોંચવામાં બહુ વખત લાગ્યો. શરૂઆતના દિવસો મને બરાબર યાદ છે, જાણે સુંદરતામાં તરબોળ હતા.

હવામાન સરસ હતું. હું સવારથી રાત સુધી નાનીમા ભેગો તૂતક પર રહેતો, નિર્મળ ગગન નીચે અને શરદના સોનેરી રેશમ વડે ગૂંથેલી વોલ્ગાના કિનારાઓ વચ્ચે જાણે તરતો રહેતો. તપખીરિયા રંગનું જહાજ પાછળ જોડેલા બજરાને ખેંચતું અને રાખોડી-નીલા પાણીમાં હલેસાંના હળવા છબકારા કરતું સામા વહેણે ધીરે ધીરે સરકતું હતું. બજરો ભૂખરો હતો અને કોઈ જળચર જેવો દેખાતો હતો. વોલ્ગાની ઉપર આકાશમાં સૂર્ય અગમ્ય રીતે સરકતો રહેતો, દર કલાકે કશુંક નવું બનતું, અમારી આસપાસ બધું જાણે પલટાઈ જતું. હરિયાળી ટેકરીઓ ધરતીના સુંદર પોશાકની ગડીઓ જેવી લાગતી હતી. દૂર દેખાઈને અદૃશ્ય થઈ જતાં શહેરો અને ગામો જાણે સૂંઠની મીઠી રોટી જેવાં લાગતાં હતાં. શરદકાલીન સોનેરી પાંદડાં પાણી ઉપર તરતાં હતાં.

"જો તો ખરો, કેવું સરસ લાગે છે!" તૂતક પર એક તરફથી બીજી તરફ જતી નાનીમા મને સમજાવતી રહેતી, તેનો ચહેરો ઝગારા મારતો હતો, તેની આંખો ખુશીના ઊભરામાં પહોળી થઈ ગઈ હતી.

તે વારંવાર ઊભી રહી જતી અને નજર કિનારા ઉપર ઠેરવી દેતી, મને સાવ ભૂલી જતી, હાથ છાતીએ ભીડી દેતી, તેના હોઠ મલકવા લાગતા, આંખોમાં આંસુ છલકાવા લાગતાં. પછી હું તેનું ફૂલોની ભાતવાળું ઘેરા રંગનું સ્કર્ટ ખેંચતો.

"અરે!" તે પાછી સ્વસ્થ બની જતી બોલી ઊઠતી. "હું તો જાણે નીંદરમાં પડી ગઈ અને સપનાં જોવા માંડી!"

"રડો છો કેમ?"

"ખુશીનું રડવું, બેટા, નબળાઈને લીધે, વહાલુડા," તે મોં મલકાવીને કહેતી. "હું તો હવે ઘરડી થઈ ગઈ, સાઠ ઉનાળા પાછળ મૂકી દીધા છે. ."

પછી તે ચપટી બજર સૂંઘી લેતી અને સંતોની તથા પ્રાણીઓની તેમ જ ભલા લૂંટારાઓની તથા મેલી શક્તિઓની વાર્તાઓ મને સંભળાવવા લાગતી.

તે વાર્તાઓ શાંત અને રહસ્યમય અવાજે કહેતી અને બોલતી વેળા પોતાનો ચહેરો મારા ચહેરાની નજીક રાખીને પહોળી કીકીઓ વડે મારી આંખોમાં નજર ઠેરવી દેતી, જાણે કેમ મને ટેકો આપવા શક્તિનો પ્રવાહ મારા દિલમાં રેડતી હોય. તે બોલતી નહિ પણ જાણે ગાતી, અને વાર્તા જેમ જેમ આગળ વધતી જાય તેમ તેમ તેની ઢબ વધારે સુરીલી બનતી જતી. તેની વાતો સાંભળવામાં અકથ્ય આનંદ મળતો, અને વાર્તા પૂરી થઈ જાય ત્યારે હું બોલી ઊઠતો:

"હજી સંભળાવો!"

"પછી આમ બન્યું: ભઠ્ઠી નીચે ચૂલાનું ભૂત બેઠું હતું. તેના પંજામાં સેવનો કકડો હતો. તે બેઠું બેઠું ડોલતું હતું અને ઊંહકારા કરતું હતું: 'અરે, નાનકડા ઉંદર, નાનકડા ઉંદર! અરે, મારું મોત થવાનું, નાનકડા ઉંદર!'"

તે પોતાનો જ પગ પકડી લઈને આગળ પાછળ ડોલવા લાગતી, અને તેનું મોં ગોળ સંકોડાઈ જતું, જાણે કેમ પીડાતી હોય.

આસપાસ ખલાસીઓ ભેગા થઈ જતા. દાઢીવાળા સદ્ભાવી આદમીઓ વાર્તા સાંભળતા જાય અને હસતા જાય, પછી વખાણ કરે અને નવી વાર્તા સંભળાવવાની માગણી કરે.

"હજી, ડોશીમા, બીજી વાર્તા કહી સંભળાવો!"

વાર્તા સાંભળવાનું પૂરું થાય એટલે તેઓ કહેતા:

"ચાલો, અમારી ભેગાં જમી લો."

વાળુ કરતી વેળા તેઓ નાનીમાને વોદકા પિવડાવતા અને મને તરબૂચ અને ચીભડું ખવડાવતા, પણ છાની રીતે કારણ કે જહાજમાં એક માણસે ફળ ખાવાની મનાઈ કરી દીધેલી. કોઈના હાથમાં ફળ જુએ કે તરત ઝૂંટવી લઈને નદીમાં ફગાવી દે. તે સંત્રી જેવો પોશાક પહેરતો, તેના યુનિફૉર્મમાં પિત્તળનાં બટન ટાંકેલાં હતાં, અને તે કાયમ દારૂના ઘેનમાં રહેતો. લોકો તેને જોઈને આડાઅવળા સરકી જતા.

મા તૂતક પર જવલ્લે જ આવતી અને સામાન્ય રીતે અમારાથી અળગી રહેતી. તે નિરંતર અબોલ જ રહેતી. તેની ઊંચી દેખાવડી કાયા, ઘેરો ગંભીર ચહેરો, અને ઊજળા કેશના ચોટલા મને આજ સુધી યાદ છે, તેની સમગ્ર

શક્તિ અને કઠોરતા જાણે ધુમ્મસ અથવા ચળકતા વાદળની આરપાર દેખાય છે. અને નાનીમાની આંખો જેટલી જ મોટી તેની રાખોડી આંખોનો રુક્ષ ચળકાટ વર્ષોને પાર કરીને નજર સામે તરવરે છે.

એક દિવસે તેણે કરડા અવાજે કહ્યું:

"મા, સૌ તને જોઈને હાંસી કરતા હસે છે."

"ભલે ને લોકો હસતા, એમને ગમતું હોય તો," નાનીમાએ ખુશમિજાજમાં જવાબ આપ્યો. "એથી એમને બહુ ફાયદો જ થવાનો છે!"

નીઝની નજરે પડતાં જ નાનીમાને થયેલી બાળક જેવી ખુશી મને યાદ છે.

"જો, આમ જો, કેવું મઝાનું છે!" તે મારો હાથ ઝાલી લેતી અને મને કઠેરા તરફ ધકેલતી બોલી ઊઠી. "આ આપણું નીઝની! કેવું રૂપાળું છે! દેવળોના ઘુમ્મટ જો, જાણે ઉડતા હોય એવા લાગે છે!" તે મારી મા તરફ ફરીને લગભગ રડી પડતી વીનવવા લાગી:

"નજર નાખીને જોઈ લે, વાર્યૂશા! તું તો સાવ ભૂલી ગઈ હશે! નીઝનીને જોવાની ખુશી માણી લે!"

માના મોં પર ગમગીન મલકાટ છવાઈ ગયો.

આગબોટ રૂપકડા શહેરની સામે ઊભી રહી ગઈ. નદીમાં વચ્ચોવચ અટકી ગયેલી આગબોટની આસપાસ બધે વહાણોની ઠઠ જામેલી હતી અને ચોમેર સેંકડો ડોલકૂવા નજરે પડતા હતા. માણસોથી ખીચોખીચ ભરેલી એક મોટી હોડી અમારી આગબોટ નજીક આવી અને નીચે ઉતારવામાં આવેલી નીસરણી જોડે આંકડીઓ વડે સંકળાઈ ગઈ. હોડીમાંથી લોકો નીસરણી ચડીને તૂતક પર પહોંચી ગયા. મોખરે એક પાતળો અને નાના કદનો આદમી ધસતો આવી રહ્યો હતો. તેણે લાંબો કાળો કોટ પહેર્યો હતો. તેને લીલી આંખો, વાંકડિયું નાક, અને સોના જેવી રતાશ પડતી દાઢી હતી.

"બાપુ!" મા મોટા અવાજે બોલી ઊઠી અને તેને ભેટી પડી. આદમી નાનકડા રાતા હાથમાં માનું માથું પકડી લેતો તેના ગાલ પંપાળવા લાગ્યો અને તીણા ઉત્તેજિત અવાજે બોલવા લાગ્યો:

"અરે! વાહ! મૂરખ છોડી! હં! તો આવી ગઈ! વાહ! વાહ! હં! હં!"

નાનીમા જાણે પ્રોપેલરના પંખાની જેમ ગોળ ગોળ ફરતી સૌને એકીસાથે વહાલ કરવા અને બચીઓ ભરવા લાગી.

"અહીં આવ, ઝટ!" તે મને લોકોની તરફ ધકેલતી બોલી. "આ મિખાઇલોમામા, આ યાકોવ, આ નાતાલ્યામામી, આ બે ભાઈ, બેઉનું નામ

સાશા છે, અને આ બહેન કાતેરીના, આખો આપણો જ કબીલો છે, જો ને, કેટલાં બધાં છે!"

"કેમ છે, માડી?" નાનાએ તેને પૂછ્યું.

તેમણે એકબીજાને ત્રણ વાર બચી ભરી.

પછી નાનાએ મને ટોળામાંથી ખેંચી લઈને મારા માથા ઉપર હાથ મૂકતાં સવાલ કર્યો:

"અને તું કોણ?"

"આસ્ત્રાખાનનો છું, કૅબિનમાંથી નીકળી ગયો છું."

"આ શું કહી રહ્યો છે?" નાનાએ મારી મા તરફ ફરીને પૂછ્યું, પણ પછી જવાબની વાટ જોયા વગર જ મને આગળ ધકેલ્યો. "ગાલનાં હાડકાં બરાબર એના બાપ જેવાં જ છે," તેમણે ટકોર કરી. "ચાલ, નીચે ઊતરીને હોડીમાં બેસી જા!"

અમે હોડીમાં કિનારે પહોંચ્યાં અને ચગદાયેલા પીળા ઘાસવાળી બે ઊંચી પાળબંધીઓની વચ્ચે આવેલા ફરસબંધીના માર્ગે થઈને ઉપર ચડી ગયાં.

નાના મા ભેગા મોખરે ચાલતા હતા. ઊંચાઈમાં માના ખભા સુધી માંડ પહોંચતા નાના ઝડપથી નાનકડાં ડગલાં ભરતા ચાલતા હતા, અને મા જાણે ઉંચેથી તેમની ઉપર નજર નાખતી હતી અને હવામાં તરતી હોય એમ લાગતું હતું. તેમની પાછળ મારા મામાઓ મૂંગા મૂંગા ચાલતા હતા: મિખાઈલને કાળા સીધા વાળ હતા, યાકોવને ઊજળા વાંકડિયા વાળ હતા અને નાના જેવું જ પાતળું શરીર હતું. તેમની પાછળ કેટલીક જાડી બાઈઓ ચાલતી હતી, તેમણે ભભકદાર રંગીન પોશાક પહેર્યા હતા, ભેગાં છએક બાળકો હતાં, બધાં મારાથી મોટાં હતાં અને સાવ શાંત રહીને ચાલતાં હતાં. હું નાનીમા અને નાના કદની નાતાલ્યામામી ભેગો ચાલતો હતો. નાતાલ્યામામીનો ચહેરો ફિક્કો હતો, આંખો નીલી હતી, અને પેટ ભારે મોટું હતું. તે વારે વારે શ્વાસ ખાવા ઊભી રહી જતી અને બબડતી:

"અરેરે! હવે તો એક ડગલુંયે ચલાય એમ નથી!"

"તને કેમ ભેગી લઈ આવ્યા હશે?" નાનીમાએ ખીજમાં બબડાટ કર્યો. "સાવ મૂરખ જમાત છે!"

મને બાળકો કે મોટેરાં કોઈ ન ગમ્યું અને તેમની ભેગું સાવ અજાણ્યા જેવું લાગતું હતું. નાનીમા પણ જાણે ઝાંખી પડી ગઈ હોય અને દૂર સરકી ગઈ હોય એમ લાગતું હતું.

મને નાના તરફ તો ખાસ અણગમો થયો અને મારું મન જાણે દુશ્મનને

તરત પારખી ગયું. તેમને જોઈને મારા મનમાં સાવચેતીભર્યું કુતૂહલ પેદા થયું, અને મેં તેમની તરફ ખાસ ધ્યાન આપ્યું.

અમે ચઢાણને છેડે પહોંચી ગયાં. છેક ટોચે જમણી પાળબાંધીની જોડાજોડ એક નીચું બેઠા ઘાટનું મકાન હતું. માર્ગ ત્યાંથી શરૂ થતો હતો. મકાન મેલા ગુલાબી રંગે રંગેલું હતું. બારીઓ બહાર ધસી આવતી હતી અને આગળ લંબાવેલું નીચું છાપરું તેમની ઉપર ઢંકાયેલું હતું. મેં બહારથી જોયું ત્યારે મકાન મોટું લાગેલું, પરંતુ અંદર ઓરડા નાનકડા, અંધારિયા, અને ઠસોઠસ ભરેલા હતા. ચિડિયલ માણસોનાં ટોળાં ઓરડાઓમાં ઘૂમરીઓ ખાતાં રહેતાં, સ્ટીમરમાં લંગર નાખતાં પહેલાં હતી એવી હાલત નજરે પડતી હતી. બાળકો ચકલીઓનાં ઝુંડની જેમ બધે ફરતાં હતાં, અને આખા ઘરમાં એક જાતની આકરી અજાણી ગંધ ફેલાયેલી હતી.

હું બહાર ફળિયામાં ગયો. ત્યાં વધારે ગમે એવું કોઈ રીતે નહોતું. દોરીઓ બાંધીને મોટાં મોટાં કપડાં સૂકવવા માટે ફેલાવેલાં હતાં. રંગેલા ઘાટા પાણીનાં પીપડાં ઠેકઠેકાણે ખડાં હતાં અને તેમાં પણ કપડાં નાખેલાં હતાં. એક ખૂણામાં જરીપુરાણી નીચી છાપરીની અંદર ચૂલામાં લાકડાંની આગનો ચળકાટ નજરે પડતો હતો. કશુંક ઊકળતું અને ઊભરાતું હતું, અને કોઈ અદૃશ્ય માણસ અજાણ્યા શબ્દો મોટા અવાજે બોલતો હતો:

"સુખડ... કિરમજી... સલ્ફરિક ઍસિડ..."

## ૨

વેગીલા, ઘટનાપૂર્ણ, અને અકથ્ય વિચિત્ર જીવનનો આરંભ એવી રીતે થયો. તેની યાદ મારા મનમાં કોઈ સરસ પ્રતિભાવાન પરંતુ સાથોસાથ પીડાકારી વાસ્તવલક્ષી વલણ ધરાવતી વ્યક્તિએ કહી સંભળાવેલી ગમગીન કહાણીની જેમ અંકાઈ ગયેલી છે. હવે ભૂતકાળને યાદ કરતી વેળા મને ક્યારેક માનવું મુશ્કેલ લાગે છે કે સંજોગો ખરેખર એવા હતા. એ "મૂરખ જમાત"ની જિંદગી એટલી અંધારઘેરી અને નિષ્ઠુર હતી કે મને ઘણી હકીકતોનું ખંડન અને વિરોધ કરવાનું મન થઈ આવે છે.

પરંતુ સત્ય કોઈ પણ જાતના દિલાસાથી પર હોય છે, અને હું મારે વિશે નહિ પરંતુ સાધારણ રૂસી ઇન્સાનની જિંદગીના ગૂંગળાવી નાખનારા તથા ખોફનાક વાતાવરણ વિશે લખી રહ્યો છું. સાધારણ રૂસી માણસ એવા વાતાવરણમાં જિંદગી ગુજારતો હતો અને હજી ગુજારે છે.

મારા નાનાનું ઘર દ્વેષની લાગણીની, દરેક માણસના મનમાં બાકીના સૌની તરફ દ્વેષની લાગણીની, દાહક વરાળથી ભરેલું રહેતું. મોટેરાં તો પૂરેપૂરાં એ ઝેરનો ભોગ બની ચૂકેલાં હતાં, અને બાળકોને પણ તેનો ચેપ લાગી ગયો હતો. આગળ જતાં મને નાનીમાની વાતોમાંથી ખબર પડી તે મુજબ મારી મા બરાબર એવા સમયે ત્યાં પહોંચી કે જ્યારે તેના ભાઈઓએ બાપને મિલકતના ભાગ પાડી દેવાની માગણી કરેલી. મા અણધારી પાછી ફરી એટલે માગણી તાકીદની બની ગઈ. ભાઈઓને બીક લાગી કે બહેન પહેરામણીની માગણી કરશે. મારી મા બાપની પરવાનગી વગર "આપમરજીએ" પરણી ગયેલી એટલે નાનાએ પહેરામણી રોકી રાખેલી. મામાઓ માગણી કરતા હતા કે એ પહેરામણી તેમને વહેંચી દેવામાં આવે. કેટલાક વખતથી તેમની વચ્ચે આકરો વાદવિવાદ ચાલતો હતો કે નવું કામકાજ શહેરમાં કોણ શરૂ કરે અને ઓકા નદીને સામે કાંઠે કુનાવિન વિસ્તારમાં કોણ શરૂ કરે.

અમે પહોંચ્યાં પછી થોડા વખતે સૌ રસોડામાં જમતાં હતાં ત્યારે કજિયો થઈ ગયો. મામાઓ અચાનક ખડા થઈ ગયા અને ટેબલ પર નમીને દાંત કચકચાવતા અને કૂતરાંની જેમ ઊછળકૂદ કરતા નાનાની સામે બરાડા પાડવા અને દેકારા કરવા લાગ્યા. નાનાનો ચહેરો લાલ લાલ થઈ ગયો અને તેમણે ચમચો ટેબલ પર પછાડીને ઘોઘરા અવાજે બરાડો પાડ્યો:

"તમને ઘરમાંથી કાઢી મૂકીને રસ્તે ભીખ માગતા કરી દઈશ!"

નાનીમા સંતાપમાં મોં મચકોડતી બોલી:

"આપી દો બાપા! પછી જ તમને થોડીક નિરાંત મળશે, આપી દો!"

"રહેવા દે, તું જ ચડાવે છે!" નાનાએ બરાડો પાડ્યો. તેમની આંખોમાં ઝબકારા થઈ રહ્યા હતા. અજબ લાગતું હતું કે એટલા નાના કદનો આદમી કાન ફોડી નાખે એવો બરાડો પાડી શકતો હતો.

મા ઊભી થઈને ધીરે ધીરે ચાલતી બારી પાસે ગઈ અને સૌની તરફ પીઠ કરીને ત્યાં ઊભી રહી ગઈ.

અચાનક મિખાઈલમામાએ ભાઈને મોં પર જડબાંતોડ ફટકો લગાવી દીધો. ભાઈએ રાગડો તાણ્યો અને મિખાઈલને પકડી લીધો. બેઉ ભાઈ ભોંયપટ પર પટકાઈ ગયા અને જોરથી શ્વાસ લેતા, ઘુરકાટ કરતા, અને ગાળો ભાંડતા દડબડ ગબડવા લાગ્યા.

બાળકો રડવા લાગ્યાં. સગર્ભા નાતાલ્યામામીએ હૈયું કકળાવી નાખે એવું કલ્પાંત વહેતું મૂકી દીધું. મા તેને બેઉ હાથ વડે ઝાલીને આઘે લઈ ગઈ. શીળીના ડાઘાવાળી ખુશાલ આયા યેવગેનિયાએ બાળકોને રસોડાની બહાર તગેડી

મૂક્યાં. ખુરશીઓ પછડાવા લાગી. પહોળા ખભાવાળો જુવાન શિખાઉ કારીગર ત્સીગાનોક મિખાઈલમામાની પીઠ ઉપર ચડી બેઠો, અને ઝીંથરિયા વાળ, ઘેરા રંગનાં ચશ્માં, અને દાઢીવાળા ઉસ્તાદ કારીગર ગ્રિગોરી ઈવાનોવિચે મિખાઈલ-મામાના હાથ ટુવાલ વડે શાંતિથી બાંધી દીધા.

મામાએ પાતળી કાળી દાઢી ભોંયપટ પર ઘસતાં ઘસતાં ભયંકર ઘોઘરા અવાજ કર્યા.

"ભાઈઓ, હેં! સગા ભાઈઓ! અરે, કેવા માણસો!" નાના ટેબલ ફરતે દોડતા દોડતા દેકારા કરતા રહ્યા.

કજિયો શરૂ થતાં જ હું ગભરાઈને મોટી ભઠ્ઠીની ટોચે ચડી ગયેલો અને ત્યાંથી ભારે અચરજમાં બધું જોઈ રહ્યો હતો. નાનીમા યાકોવમામાના ભાંગી ગયેલા ડાચામાંથી લોહી લૂછી રહી હતી. યાકોવમામા રડતા રડતા પગ પછાડતા હતા, અને નાનીમા હતાશાભર્યા અવાજે કહી રહી હતી:

"અક્કલ પાછી ઠેકાણે લાવો, કાળમુખાઓ! જરાક તો સમજણ રાખો! કેવી જંગલી જમાત!"

નાના ફાટેલું ખમીસ ખેંચતા નાનીમાની સામે તડૂકી ઊઠ્યા:

"તો આવાં જનાવરોને જણ્યાં છે તેં! ચુડેલ!"

યાકોવમામા બહાર ચાલ્યા ગયા એટલે તે ખૂણામાં ભરાઈ ગઈ અને કલ્પાંત કરવા લાગી:

"હે પવિત્ર માતા મેરી! દયા કરીને મારાં છોકરાંને થોડીક અક્કલ દે!"

નાના ટેબલ પર નજર ઠેરવીને ઊભા હતા. ટેબલ પર બધું વેરવિખેર અને ઊંધુંચત્તું થઈ ગયેલું હતું.

"તારા આ દીકરાઓની ઉપર નજર રાખજે, માડી," નાના ધીમા અવાજે બોલ્યા, "નહિતર ક્યાંક વાર્વારાની વલે કરી નાખશે..."

"ભગવાન જાણે શું બોલો છો! લાવો, ખમીસ કાઢો, સીવી દઉં." તેણે નાનાનો ચહેરો હાથમાં ઝાલીને કપાળે બચી ભરી. ઊંચાઈમાં તેનાથી બહુ ટૂંકા નાનાએ માથું તેના ખભા ઉપર ઢાળી દીધું.

"લાગે છે કે ભાગ પાડી દઉં તો સારું, માડી!"

"હા, બાપા."

તેઓ ઘણી વાર સુધી વાતો કરતાં રહ્યાં. શરૂઆતમાં વાતચીત સુમેળથી ચાલતી રહી, પરંતુ થોડી વારમાં નાના લડાઈના કૂકડાની જેમ ભોંયપટ પર પગ પછાડવા અને નાનીમાની સામે આંગળી હલાવવા લાગ્યા.

"હું તને બરાબર ઓળખું છું, તને મારા કરતાં તારા દીકરા વધારે વહાલા

છે," તેમણે મોટેથી બબડતાં ફરિયાદ કરી. "પણ તારો મિખાઈલ ઢોંગી છે ને યાકોવ ધરમનો દુશ્મન છે! મારું જે કાંઈ છે એ બધુંય વેડફી નાખશે, ઉડાવી દેશે!.."

મારો ખભો કઢંગી રીતે હલી જતાં લોઢાની ઈસ્ત્રી ખણખણાટ કરતી ગબડી અને ગંદવાડની ડોલમાં જઈને પડી. નાનાએ ઠેકડો મારીને મને પોતાની નજીક ખેંચી લીધો અને જાણે મને પહેલી જ વાર જોતા હોય એમ મારા ચહેરાને તાકી રહ્યા.

"તને ભઠ્ઠી ઉપર કોણે ચડાવ્યો? તારી માએ?"

"આપમેળે ચડી ગયેલો."

"ખોટું બોલે છે."

"ના, ખોટું નથી બોલતો. ગભરાઈ ગયેલો."

તેમણે મને ધક્કો માર્યો અને કપાળમાં તમાચો ઝીંકી દીધો.

"બરાબર બાપ જેવો છો! બહાર નીકળ!.."

મને તો રસોડામાંથી નીકળી જવામાં બેહદ ખુશી થઈ.

મને બરાબર ખ્યાલ હતો કે નાના તેજ લીલી આંખો વડે મારી ઉપર ચાંપતી નજર રાખતા, અને મને તેમની બીક લાગતી. મને યાદ છે કે હું તેમની ડામતી આંખોથી છુપાઈ રહેવાની કોશિશ હંમેશાં કરતો. મને લાગતું કે નાના કમીના છે. તે દરેકની જોડે અપમાન અને વ્યંગ ભરેલા અવાજે વાત કરતા, અને લોકોને ચીડવવામાં તથા ઉશ્કેરવામાં તેમને બહુ મઝા પડતી.

"અરે, જોયા તમને..." તે વારંવાર કહેતા, અને લંબાતો છેલ્લો સ્વર સાંભળતાં મને હંમેશાં ત્રાસ અને એકલતાની લાગણી થતી.

આરામના સમય સાંજે ચા પીવાની વેળાએ નાના અને મામાઓ અને કારીગરો કામ બંધ કરીને થાક્યાપાક્યા રસોડામાં આવતા. રંગના ડાઘાવાળા હાથ ઍસિડથી આળા થઈ ગયા હોય, વાળ માથા પાછળ પટ્ટી વડે બાંધેલા હોવાથી તેઓ રસોડાના ખૂણામાં ટાંગેલા ઘેરાં દેવચિત્રો જેવા લાગતા હોય. એવી ખોફનાક વેળાએ નાના મારી સામે બેસીને મારી જોડે વધારે વાર વાત કરતા અને એ રીતે બીજાં બાળકોનાં મનમાં અદેખાઈની લાગણી પેદા કરતા. તેમની બાબતમાં કશુંક એકદમ રીતસર, બહુ સરળ, અને સુઘડ કંડારેલું લાગતું. તેમનું ગૂંથણવાળું સાટીનનું જાકીટ જૂનું અને જરી ગયેલું હોય, સુતરાઉ ખમીસ ચોળાઈ ગયેલું હોય, અને પાટલુનમાં ગોઠણે થીગડાં મારેલાં હોય, અને

દીકરાઓએ સૂટ પહેર્યા હોય, ખમીસના કફમાં કાંજી લગાવેલી હોય, અને ગળામાં રેશમી રૂમાલ બાંધ્યા હોય, તેમ છતાં તે દીકરાઓ કરતાં વધારે સ્વચ્છ, બહેતર પોશાકમાં, અને વધારે દેખાવડા હોય એવી છાપ પડતી.

અમે પહોંચ્યાં પછી થોડાક દિવસે તેમણે મને પ્રાર્થનાઓ શીખવવાનો બંદોબસ્ત કરી દીધો. બીજાં બધાં બાળકો મારાથી મોટાં હતાં, અને ઉસ્પેન્સ્કી કેથીડ્રલના પાદરીએ તેમને વાંચતાં અને લખતાં શીખવી દીધું હતું. એ દેવળના સોનેરી ઘુમ્મટો અમારા ઘરની બારીઓમાંથી દેખાતા હતા. મને શાંત અને બીકણ નાતાલ્યામામી શીખવતી. તેનો ચહેરો બાળક જેવો હતો અને આંખો એવી પારદર્શક હતી કે તેમની આરપાર માથા પાછળ બધું જોઈ શકાય એમ લાગે. મને બેઠા બેઠા પલકારા માર્યા વગર તેની સામે તાકી રહેવાનું ગમતું. એથી તે બેચેન થઈ જતી, આંખો સંકોડી દેતી, માથું આમતેમ ફેરવતી, અને લગભગ હોઠના ફફડાટ જેવા અવાજે કહેતી:

"જો, આમ બોલ, 'પિતા અમારા, છો તમે...'"

"'છો તમે' એટલે શું?"

"પૂછવાનું નથી," તે બીકમાં આસપાસ નજર ફેરવતી જવાબ દેતી, "પૂછે એ તો વધારે ખરાબ, ખાલી હું બોલું એમ બોલ, 'પિતા અમારા, છો તમે...' બોલ જોઉં!"

મને સમજાતું નહિ કે પૂછવું એટલે વધારે ખરાબ કેમ. મારા મનમાં "છો તમે" શબ્દોએ ભેદી અર્થ ધારણ કરી લીધો અને હું તેમને જાણીજોઈને ફેરવી બદલાવીને બોલતો:

"છો રમે," "તો ગમે..."

પરંતુ ફિક્કા ચહેરાવાળી અને જાણે ધીરે ધીરે ઓગળી જતી હોય એવી મામી ધીરજથી મારી ભૂલ સુધારતી:

"ના, એમ નહિ, સાદા શબ્દો જ બોલવાના છે, આમ — 'છો તમે...'"

પરંતુ મને તે પોતે સાદી નહોતી લાગતી અને તે બોલતી એ શબ્દો પણ સાદા નહોતા લાગતા. એથી મને ખીજ ચડતી અને પ્રાર્થના મોઢે કરવાનું મુશ્કેલ બની જતું.

એક વાર નાનાએ સવાલ કર્યો:

"ઓલ્યોશા, આજે શું કર્યું? રમવા ગયેલો? કપાળમાં ઢીમણું જોઈને ખબર પડી જાય છે. કપાળે ઢીમણું કરવામાં બહુ ચતુરાઈની જરૂર નથી પડતી. 'અમારા પિતા'વાળી પ્રાર્થના શીખી લીધી?"

"એની યાદદાસ્ત કમજોર છે," મામી ધીમા અવાજે બોલી.

નાના હસી પડયા અને તેમણે રાતાં ભવાં ઊંચાં કરી દીધાં.

"એમ હોય તો મેથીપાક ચખાડવો પડશે. તારો બાપ ક્યારેય તને ઢીબતો કે નહિ?" તેમણે મારી તરફ ફરીને પૂછ્યું.

મને તેમની વાત બિલકુલ સમજાઈ નહિ એટલે હું ચુપ રહ્યો.

"મક્સીમ બાળકને ક્યારેય મારતા નહિ, અને મનેય મારવાની મનાઈ કરી દીધેલી," મારી માએ જવાબ આપ્યો.

"કેમ?"

"એ કહેતા કે મારવાથી કોઈ કંઈ શીખે નહિ."

"મૂરખ હતો મક્સીમ, એના આત્માને શાંતિ મળો!" નાના ચીડમાં અને એક એક શબ્દ નોખો પાડીને બોલ્યા.

તેમના શબ્દોથી મને માઠું લાગ્યું, અને એ વાત તેમના ધ્યાનમાં આવી ગઈ.

"તું વળી મોઢું કેમ ચડાવે છે? ધ્યાન રાખજે! સાશાને પેલી અંગૂઠીને લીધે શનિવારે બરાબર ઉતેડી નાખવાનો છે," તેમણે રાતા અને રૂપેરી વાળ સરખા કરતાં કહ્યું.

"કેવી રીતે?" મેં પૂછ્યું.

સૌ હસી પડયાં. નાનાએ જવાબ આપ્યો:

"વખત આવ્યે તને ખબર પડી જશે."

હું ખૂણામાં લપાઈને વિચાર કરવા લાગ્યો: ઉતેડી નાખવું એટલે રંગવા આવેલાં કપડાંનું સીવણ ક્યારેક ઉકેલી નાખે તે, પણ મેથીપાક ચખાડવાનો અને ઢીબવાનો અર્થ દેખીતી રીતે એવો જ છે. લોકો ઘોડાંને અને કૂતરાંને અને બિલાડાંને મારે, અને આસ્ત્રાખાનમાં સિપાહીઓ ઈરાનીઓને મારતા, એ તો મેં નજરે જોયેલું. પણ નાના બાળકને કોઈ મારે એવું તો મેં ક્યારેય જોયું નહોતું. એટલું ખરું કે મામાઓ ક્યારેક તેમનાં બાળકોને કપાળમાં કે માથાના પાછળના ભાગમાં ઝાપટ લગાવી દેતા, પણ માર ખાનારાં બાળકોને એમાં કંઈ વાંધો હોય એમ નહોતું લાગતું, વાગ્યું હોય ત્યાં બસ જરાક ઘસી લેતાં અને પછી ભૂલી જતાં. ક્યારેક હું પૂછતો કે દુખે છે કે નહિ.

"જરાય નહિ," તેઓ બહાદુરીથી જવાબ આપતાં.

અંગૂઠીના જાણીતા બનાવની મને ખબર હતી. ચા અને વાળુ વચ્ચેના વખતમાં મામાઓ અને ઉસ્તાદ કારીગર રંગેલા કાપડના કકડાઓને સીવીને સળંગ લાંબું કાપડ બનાવતા અને પછી તેને પૂંઠાની કાપલી લગાવી દેતા. અરધા આંધળા ગ્રિગોરીની જોડે ટીખળ કરવાના આશયે મિખાઈલમામાએ નવ વરસના ભત્રીજાને કારીગરની અંગૂઠી મીણબત્તી ઉપર રાખીને ગરમ કરવાનું

કહ્યું. સાશાએ અંગૂઠીને ચીપિયા વડે પકડીને જ્યોત ઉપર ધરી રાખી. થોડી વારમાં અંગૂઠી તપીને લાલચોળ થઈ ગઈ એટલે તેને ગ્રિગોરીની નજીક મૂકીને છોકરો ભઠ્ઠી પાછળ છુપાઈ ગયો. પણ એ જ ઘડીએ નાના અંદર આવ્યા અને તેમણે કામ કરવા બેસી જઈને ગરમ અંગૂઠી હાથમાં ઉપાડી લીધી.

મને યાદ છે કે ધાંધલ શાની છે તે જોવા હું રસોડામાં દોડી ગયેલો. નાના રમૂજી રીતે આમતેમ ઠેકડા મારતા હતા, દાઝી ગયેલી આંગળીઓ વડે પોતાનો કાન પકડીને બરાડા પાડતા હતા:

"આ કોનું કરતૂત છે, પાજીઓ?"

મિખાઈલમામા ટેબલ પર નમીને આંગળી વડે અંગૂઠીને આઘીપાછી ઠેલતા હતા અને ફૂંક મારતા હતા. ગ્રિગોરી નિરાંતે બેઠો બેઠો સીવતો હતો. તેની મોટી ટાલ ઉપર પડછાયા ફરતા હતા. યાકોવમામા દોડતા અંદર આવ્યા અને હસવું છુપાવવા ભઠ્ઠીની પાછળ ભરાઈ ગયા. નાનીમા લેપડી બનાવવા કાચું બટેટું છૂંદવા લાગી.

"યાકોવના સાશાનું કરતૂત છે," એકાએક મિખાઈલમામા બોલી ઊઠયા.

"જૂઠાણું!" યાકોવમામાએ ભઠ્ઠી પાછળથી ધસી આવતાં ઘાંટો પાડયો.

ક્યાંક ખૂણામાંથી તેમનો દીકરો રાડો પાડવા લાગ્યો.

"માનતા નહિ, બાપુ!" તેણે સાદ પાડયો. "એમણે જ મને અંગૂઠી તપાવવાનું કહેલું."

મારા મામાઓ ઝઘડવા લાગ્યા. તરત નાના શાંત થઈ ગયા, અને આંગળીએ લેપડી બાંધીને કશું બોલ્યા વગર મને ભેગો લેતા બહાર ચાલ્યા ગયા.

સૌએ કહ્યું કે વાંક મિખાઈલમામાનો જ હતો. ચા પીવાના વખતે મેં સ્વાભાવિક રીતે જ પૂછ્યું કે તેમને ઉતેડવામાં કે ઢીબવામાં આવશે કે નહિ.

"જરૂરી તો છે," નાના મારી તરફ ત્રાંસી નજરે જોતા બબડયા.

મિખાઈલમામાએ ટેબલ પર હાથ પછાડતાં મારી મા સામે બરાડો પાડયો:

"આ તારા ગલૂડિયાને કાબૂમાં રાખ, વાર્વારા, નહિતર હું એનું માથું નોખું કરી નાખીશ!"

"એને આંગળી તો અડાડી જોજે!" મારી માએ જવાબ દીધો.

સૌ ચુપ રહ્યાં.

તેનામાં એકદમ કચડી નાખે એવાં થોડાંક ટૂંકાં વેણ બોલીને લોકોને પાછા હઠાવી દેવાની આવડત હતી.

હું જોઈ શકતો હતો કે સૌ મારી માથી ડરતાં, નાના પણ તેની જોડે સાવ

નિરાળા અવાજે બોલતા, બીજાંની જોડે બોલે તેનાથી વધારે શાંત અવાજે બોલતા. એથી મને ખુશી થતી.

"મારી મા સૌથી જબરી છે," હું ભાઈઓ પાસે શેખી મારતો.

તેઓ ક્યારેય વાંધો ન ઉઠાવતા.

પરંતુ ત્યાર પછીના શનિવારે જે બન્યું તે જોઈને મારી મા વિશેનો મારો ખ્યાલ ડામાડોળ થઈ ગયો.

શનિવાર સુધીમાં હું પણ મુશ્કેલીમાં અટવાઈ ગયો હતો.

મોટેરાં કાપડનો રંગ જેવી રીતે બદલાવતાં તે જોઈને હું મુગ્ધ થઈ જતો. તેઓ પીળું કશુંક લઈને કાળા પાણીમાં ઝબોળી દેતા અને કાપડ ઘેરા નીલા રંગનું થઈ જતું. અથવા તેઓ રાખોડી રંગનું કશુંક લઈને રતાશ પડતા પાણીમાં પલાળતા અને કાપડ ઘેરા લાલ રંગનું થઈ જતું. કરામત આમ તો સાવ સાદી હતી. પરંતુ સમજાય એવી નહોતી.

રંગવાની કોશિશ કરવાની છાની તાલાવેલી મારા મનમાં સળવળતી રહેતી. મેં યાકોવમામાના સાશાને વાત કરી. તે હેતાળ ગંભીર છોકરો હતો, હંમેશાં મોટેરાંની પાછળ પાછળ ફરતો રહેતો અને તેમનું ગમે તે કામ કરી આપવા તૈયાર રહેતો. નાના સિવાય બીજાં સૌ તેને ચતુર અને વિનયી કહીને તેનાં વખાણ કરતાં.

"અરે, ખુશામતિયો છે ખુશામતિયો!" ઘરડો આદમી છોકરાની તરફ તુચ્છકારની નજર નાખીને કહેતો.

યાકોવમામાના સાશા ઘેરા વાનનો અને સુકલકડી છોકરો હતો. તેને કરચલાની જેમ ઊપસેલી આંખો હતી. તે દબાતા ઉતાવળા અવાજે અરધા શબ્દો જાણે ગળી જતો હોય એમ બોલતો અને ભાગીને છુપાઈ જવાની તરકીબ ઘડતો હોય એવી રીતે છાની નજર આસપાસ નાખતો રહેતો. તેની બદામી આંખો સામાન્ય રીતે હલતી નહિ, પરંતુ તે ઉત્તેજિત થઈ જાય ત્યારે જાણે ડોળા ધ્રૂજતા હોય એમ લાગતું.

મને તે ગમતો નહિ. મિખાઈલમામાનો સાશા ઝટ ધ્યાનમાંયે ન આવે એવો અને ભોટ જેવો હોવા છતાં મને ઘણો વધારે ગમતો. તે સ્વભાવે શાંત હતો. તેને ગમગીન આંખો અને મોહક મલકાટ મા પાસેથી વારસામાં મળ્યાં હતાં. તેના દાંત બહુ કદરૂપા હતા, મોંમાંથી બહાર નીકળી આવતા અને ઉપલા જડબામાં બેવડી કતારમાં ઊગેલા હતા. એટલે તે કાયમ જાણે મશગૂલ રહેતો—

સતત મોંમાં આંગળીઓ નાખીને પાછલી કતારના દાંત ઢીલા કરવાની અને ખેંચી કાઢવાની કોશિશ કરતો રહેતો. કોઈને તેના દાંતને અડવાનું મન થાય તો તે ગરીબડો થઈને અડવા પણ દેતો. પરંતુ તેનામાં એ સિવાય બીજું કંઈ મને દિલચસ્પ ન લાગતું. ખીચોખીચ ભરેલા ઘરમાં તે સાવ એકલો રહેતો, કોઈ અંધારા ખૂણામાં બેઠો રહેતો અથવા સાંજ બારી પાસે ગાળી નાખતો. બારી પાસે તેની ભેગા હોઈએ ત્યારે આખો કલાક કશી વાત ન કરવામાં અને કાગડાઓને ઉસ્પેન્સ્કી કેથીડ્રલ ફરતે ચકરવા લેતા તથા ઊડતા નીરખવામાં ખુશી થતી. કેથીડ્રલના સોનેરી ઘુમ્મટો આથમતા સૂરજના રાતા ચળકાટની પૃષ્ઠભૂમિમાં સુંદર દેખાતા. પંખીઓ ગગનમાં ખૂબ ઊંચે ઊડતાં અને પાછાં નીચે ધસી આવતાં, પછી ઝાંખા પડતા ગગનમાં એકાએક કાળી જાળ ફેલાવી દઈને ગાયબ થઈ જતાં, અફાટ આકાશ ખાલી થઈ જતું. એવું કંઈક નીરખતા હોઈએ ત્યારે કંઈ બોલવાનું મન જ ન થાય કારણ કે દિલમાં મીઠી પીડા છલકાતી હોય.

એથી ઊલટું, યાકોવમામાનો સાશા કોઈ પણ બાબત વિશે મોટેરાંની જેમ પ્રભાવક રીતે લંબાણથી બોલી શકતો. તેને રંગવાનું કામ શીખવાની મારી તાલાવેલીની ખબર પડી ત્યારે તેણે મને સલાહ આપી કે કબાટના ખાનામાંથી રવિવારી મેજપોશ લઈને ઘેરા નીલા રંગે રંગી નાખવું.

"બીજા કોઈ રંગ કરતાં સફેદ રંગના કાપડને નવો રંગ બહેતર ચડે, એ તો ખાતરીની વાત છે," તેણે બહુ ગંભીર અવાજે કહ્યું.

હું ભારે મેજપોશ ખેંચી કાઢીને આંગણમાં દોડી ગયો, પણ મેં એક છેડો "નીલા" રંગના પીપડામાં હજી તો માંડ બોળેલો એટલામાં ત્સીગાનોક મારી ઉપર તૂટી પડયો અને મેજપોશ મારા હાથમાંથી ઝૂંટવી લઈને તેના મોટા જબ્બર પંજા વડે નિચોવવા લાગ્યો. મામાનો દીકરો ઓસરીમાંથી બધું જોઈ રહ્યો હતો. ત્સીગાનોકે સાદ પાડીને તેને કહ્યું:

"ઝટ દોડીને નાનીમાને બોલાવી લાવ!"

પછી તેણે મારી તરફ ફરીને ઝીંથરિયું માથું હલાવ્યું. તેના હાવભાવમાં અમંગળના અણસારા સાફ વરતાતા હતા.

"આના બદલામાં તારાં હાડકાં ચોક્કસ ખોખરાં થઈ જવાનાં," તેણે કહ્યું.

નાનીમા ઉતાવળી આવી પહોંચી. મારું કરતૂત જોતાં જ તેનું મોં પહોળું થઈ ગયું અને મને રમૂજી રીતે ઠપકો આપતી વેળા તેની આંખોમાંથી થોડાંક આંસુ પણ સરી પડયાં.

"અરે પાજી! કોબી જેવા કાનવાળા! તને તો ઉપાડીને બીજી તરફ ક્યાંક ફગાવી દેવો જોઈએ!" તેણે કહ્યું.

પછી તે ત્સીગાનોકને આજીજી કરવા લાગી:

"નાનાને કહેતો નહિ, વાન્યા! આ મેજપોશ હું ક્યાંક સંતાડી દઈશ, અને કદાચ ગમે તેમ બધું હેમખેમ પાર ઊતરી જશે..."

"મારી બાબતમાં બીક રાખવાની જરૂર નથી, પણ તકેદારી રાખજો કે સાશા જઈને ચાડી ન ખાય," વાન્યાએ ડાઘાવાળા ઝભ્ભા ઉપર ભીના હાથ લૂછતાં જવાબ દીધો.

"એને દોકડો આપીને મોઢું બંધ કરાવી દઈશ," નાનીમા મને ઘરમાં લઈ જતી બોલી.

શનિવારે પ્રાર્થના પહેલાં થોડીક વારે કોઈ મને રસોડામાં લઈ ગયું. ત્યાં અંધારું હતું અને નીરવતા છવાયેલી હતી. મને યાદ છે કે પરસાળમાં પડતું બારણું અને બીજા ઓરડાઓમાં પડતાં બારણાં સખત વાસેલાં હતાં, બારીઓની બહાર શરદની ઘેરી અને ધૂંધળી સાંજના ઓળા પથરાયેલા હતા, ઝરમર વરસાદ વરસતો હતો. ભઠ્ઠીના કાળા બાકોરાની સામે ગોઠવેલા બાંકડા ઉપર ત્સીગાનોક બેઠો હતો. તેના ચહેરામાં અસ્વાભાવિક ઉદાસી છવાયેલી હતી. નાના ખૂણામાં ટબ પાસે ઊભા ઊભા બર્ચની ડાળીઓની લાંબી સોટીઓ પાણી ભરેલી ડોલમાંથી કાઢીને માપતા હતા, તેમને ભેગી ગોઠવીને ઝૂડિયો બનાવતા હતા, અને તેને ખૂબ જોરથી હવામાં વીંઝતા હતા. નાનીમા ક્યાંક પડછાયામાં ઊભી ઊભી બજરનો જોરદાર સડકો લેતી બબડતી હતી:

"એને તો મઝા પડે છે, જનાવર..."

યાકોવમામાનો સાશા રસોડાની વચ્ચોવચ ખુરશીમાં બેઠો હતો અને મુઠ્ઠીઓ આંખે દબાવીને બુઢ્ઢા ભિખારીની જેમ રાગડા તાણતો હતો:

"માફ કરી દો, ભગવાનને ખાતર..."

મિખાઈલમામાનો સાશા અને તેની બહેન ટેબલની પાછળ થાંભલા જેવાં અક્કડ ઊભાં હતાં.

"પહેલાં તને મેથીપાક ચખાડી દઉં, પછી માફ કરી દઈશ," નાના એક લાંબી ભીની સોટીને મુઠ્ઠીમાંથી સરકાવતા બોલ્યા. "ચાલ, પાટલૂન કાઢી નાખ!"

તે સાવ શાંત અવાજે બોલ્યા. ધુમાડાથી કાળી પડી ગયેલી નીચી છત હેઠળ પડછાયાવાળા રસોડામાં છવાયેલી અવિસ્મરણીય ચુપકીમાં તેમના અવાજથી કે ચૂં ચૂં કરતી ખુરશીમાં બેઠેલા છોકરાની હલચલથી કે નાનીમાનાં પગલાંના અવાજથી જાણે કશો જ ભંગ ન પડ્યો.

સાશા ઊભો થયો. તેણે બટન ખોલીને પાટલૂનને ગોઠણ સુધી સરકી જવા દીધું. પછી તે લથડિયાં ખાતો અને સાવ બેવડ વળી જતો બાંકડા તરફ ગયો.

તે એવી રીતે ચાલતો હતો કે જોવાનું ભયાનક લાગતું હતું. મારા ગોઠણ પણ ધ્રૂજવા લાગ્યા.

પરંતુ સાશા એકદમ તાબેદારીથી બાંકડા ઉપર ઊંધો લાંબો થઈ ગયો અને વાન્યા તેની બગલ તથા ગરદન ફરતે લાંબો ટુવાલ બાંધીને નીચે નમતો તેની ઘૂંટીઓ પકડીને ઊભો રહ્યો ત્યારે તો હાલત એથીયે બદતર બની ગઈ.

"આલેક્સેઈ!" નાનાએ સાદ પાડયો. "નજીક આવ! કોની જોડે વાત કરું છું, ભાન છે કે નહિ? ઉતેડવાનો મતલબ આવો છે—સરખી રીતે જોઈ લે! એક..."

તેમણે કાંડું જરાક ફેરવીને સોટી સાશાના ઉઘાડા શરીર ઉપર ઝીંકી દીધી. છોકરાની રાડ નીકળી ગઈ.

"ઢોંગ રહેવા દે," નાનાએ કહ્યું. "જરાય વાગ્યું નથી! પણ હવે વાગશે!"

તેમણે ફરી સોટી ઝીંકી દીધી. છોકરાની ચામડી રાતી થઈ ગઈ અને કારમો રાતો સોળ પડી ગયો. તેણે લાંબો રાગડો તાણ્યો.

"ગમ્યું નહિ?" નાનાએ જાણે તાલ મેળવતા હોય એમ કાંડું ઉપરનીચે હલાવતાં સવાલ કર્યો. "મઝા ન પડી? લે, લેતો જા, આ તારી અંગૂઠી!"

જ્યારે જ્યારે નાનાનું કાંડું ઊંચું થાય ત્યારે ભેગું મારી છાતીમાં કશુંક ઊંચું થઈ જતું, અને કાંડું પાછું નીચે આવે ત્યારે હું પણ જાણે પડી ગયો હોઉં એમ મને લાગતું.

સાશા ઊંચા તીણા અવાજે ભેંકડા તાણતો હતો. તેની ચીસો સાંભળવાનું ભયાનક લાગતું હતું.

"ફરી ક્યારેય નહિ કરું. મેજપોશની વાત મેં જ કરેલી કે નહિ? મેં જ તમને કીધું..."

નાના જાણે બાઇબલ વાંચતા હોય એમ સ્વસ્થ અવાજે બોલ્યા:

"ચાડી ખાવાથી તને માફી નહિ મળે. ચાડિયાને તો પહેલો ફટકો મળે જ મળે. એય, હવે તારો વારો, મેજપોશનો બદલો!"

નાનીમાએ મારી તરફ ધસી જઈને મને આઘો ખેંચી લીધો.

"આલેક્સેઈને હાથ અડાડવાનો નથી! કોઈ રીતે નહિ અડાડવા દઉં! જનાવર..."

નાનીમા બારણા ઉપર લાત મારવા લાગી.

"વાર્વારા! વાર્વારા!" તેણે સાદ પાડયા.

નાનાએ ધસી જઈને તેને હેઠી પાડી દીધી. મને પકડીને ઊંચકી લેતા તે બાંકડા તરફ જવા લાગ્યા. મેં તેમના હાથમાં ધમપછાડા કર્યા, તેમની રાતી

દાઢી ખેંચી, અને આંગળીએ બટકું ભર્યું. તેમણે બરાડા પાડયા અને મને દબાવ્યો અને આખરે બાંકડા ઉપર પટકી દીધો. મારું મોં બાંકડા ઉપર અફળાયું. મને તેમના બેકાબૂ બરાડા યાદ છે:

"બાંધી દો એને! મારી નાખવાનો છું!"

અને મને માનો ધોળો પૂણી જેવો ચહેરો અને મોટી મોટી આંખો યાદ છે. તે બાંકડાની સામે આગળ પાછળ દોડતી રહી.

"રહેવા દો, બાપુ! છોડો, જવા દો એને!" તે અદ્ધર શ્વાસે બોલતી રહી.

નાનાએ મને એટલો માર્યો કે હું બેભાન થઈ ગયો. ત્યાર પછી હું માંદો પડીને એક નાનકડી ઓરડીમાં પહોળી ગરમ પથારીમાં કેટલાય દિવસ સુધી ઊંધો પડયો રહ્યો. દેવચિત્રોના ખૂણામાં નાનકડી લાલ બત્તી સતત બળતી રહેતી.

માંદગીના દિવસો મારી જિંદગીમાં મહત્ત્વના હતા. એ સમય દરમિયાન હું જાણે એકાએક મોટો થઈ ગયો હોઉં અને મારામાં નવું લક્ષણ કેળવાયું હોય એમ મને લાગ્યું. એ લક્ષણ બધા લોકો વિશે ઊંડી કાળજી ધરાવવાનું હતું, જાણે કેમ મારા દિલ ઉપરથી ચામડી ઉતરડાઈ ગઈ હોય અને તેના પરિણામે મારું દિલ મને પોતાને અથવા બીજા કોઈને માઠું લાગતાં અસહ્ય સંવેદના અનુભવતું હોય.

સૌપ્રથમ તો મા અને નાનીમા વચ્ચે થયેલા ઝઘડાથી મને આઘાત લાગ્યો. એ ટચૂકડી ઓરડીમાં મોટા કદની ઘેરા વાનની નાનીમા મારી માની સામે ધસી ગઈ અને તેને દેવચિત્રોના ખૂણામાં ધકેલીને ફૂંફાડા મારતી બોલી:

"એને ઝૂંટવીને આઘો કેમ ન લઈ ગઈ, હેં?"

"હું ધાક ખાઈ ગયેલી."

"તને આવડી મોટીને બીક લાગી! શરમની વાત છે, વાર્વારા! હું બુઢ્ઢી થઈ ગઈ છું, પણ મને બીક નહોતી! ભારે શરમની વાત છે!"

"મારો ખેધો મૂકી દે, મા! હું સાવ કંટાળી ગઈ છું!"

"તને એની ઉપર પ્યાર જ નથી! બિચારા નાનકડા અનાથ છોકરાની જરાય દયા નથી આવતી તને!"

"હું પોતે જ અનાથ છું, હવે જિંદગીભર!" મા ઊંચા વેદનામય અવાજે બોલી.

પછી બેઉ બાઈઓ ખૂણામાં સંદૂક ઉપર બેસીને રડવા લાગી.

"આલેક્સેઈ ન હોત તો હું અહીંથી ચાલી જાત, ક્યાંક દૂર ચાલી જાત!" માએ કહ્યું. "મારાથી આ દોજખમાં નથી રહેવાતું, નથી રહેવાતું, મા! મારામાં હામ જ નથી રહી!"

"અરે, મારું પેટ! મારું હૈડું!" નાનીમા હોઠ ફફડાવતી બોલી.

હવે મને સમજાઈ ગયું. મારી મા આખર બહુ જબરી નહોતી, બીજા સૌની જેમ તેને પણ નાનાની બીક લાગતી. વળી તેને આ ઘરમાં રહેવાનું અસહ્ય લાગતું હોવા છતાં મારે લીધે રહેવું પડતું હતું. એ ખ્યાલ હતાશા પેદા કરે એવો હતો. હકીકતમાં, ત્યાર પછી થોડાક સમયે મા ગાયબ થઈ ગઈ. તે ક્યાંક કોઈને ત્યાં ચાલી ગઈ.

એક દિવસે નાના અચાનક જ, જાણે છતમાંથી ટપકી પડયા હોય એવી રીતે, મને મળવા આવ્યા. તેમણે ખાટલાની કોરે બેસીને બરફ જેવી ટાઢી આંગળીઓ મારા માથામાં ફેરવી.

"કેમ છે, જુવાન... ચાલ, જવાબ દે, મનમાં ડંખ ન રખાય. બોલ, કેમ છે?"

મને તો તેમને લાત લગાવી દેવાનું મન થયું, પણ શરીર હલાવવાથી પીડા થતી હતી. તેમના વાળ રોજના કરતાં વધારે રાતા લાગતા હતા. તે બેચેનીમાં માથું હલાવતા હતા અને ચળકતી આંખો વડે દીવાલો પર નજર ફેરવતા હતા. તેમણે ખીસામાંથી બકરાના ઘાટની મીઠાઈ, તુરાઈના આકારની બે પિપરમીટ, એક સફરજન, અને થોડીક સૂકી દ્રાક્ષ કાઢીને તકિયા પર મારા નાક પાસે મૂકી.

"જો, તારે માટે થોડીક ચીજો લઈ આવ્યો છું."

તેમણે નમીને મારા કપાળે બચી ભરી. પછી તે વાત કરવા લાગ્યા અને નાનકડો બરછટ હાથ મારા કપાળે ફેરવતા રહ્યા. તેમના હાથમાં, ખાસ કરીને તો પંખીના જેવા વાંકા નખ ફરતે, ચમકદાર પીળા રંગના ડાઘા હતા.

"બેટા, મેં આ વખતે તને તારા ભાગ કરતાં જરાક વધારે મેથીપાક દઈ દીધો. મને ઝાળ ચડી ગયેલી— તેં બટકાં અને નખોરિયાં ભર્યાં—બસ, મારો પિત્તો ઊકળી ગયો. પણ આ વખતે તને વધારે પડતો માર પડયો એમાં બહુ વાંધા જેવું કંઈ નથી—આગલી વાર તારા હિસાબમાં ગણી લેશું અને એટલો ઓછો માર પડશે. એક વાત યાદ રાખી લે— પોતાનાં સગાં મારે તો એમાં ખોટું કંઈ ન ગણાય— એ તો મઝાનો બોધપાઠ જ ગણાય! પણ બીજું કોઈ હાથ ન અડાડે એટલું ધ્યાન રાખજે—ખાલી પોતાનાં સગાં જ, અને તેમને ગણતરીમાં ન લેવાય. તને શું એમ લાગે છે કે મારા જમાનામાં મેં મારા ભાગનો

માર નહિ ખાધો હોય? મને એવી રીતે મારતા કે તારા ખરાબમાં ખરાબ સપનામાંયે તને ખ્યાલ નહિ આવે, ઓલ્યોશા! એવો સખત માર મારતા કે જોઈને ભલા ભગવાનને પણ રડવું આવી ગયું હશે. અને પરિણામ કેવું આવ્યું? મારી સામે જો, હું, અનાથ, ભિખારણનો છોકરો, આજે આખી રંગાટીનો માલિક છું, લોકોને ધડાધડ હુકમ આપું છું."

તેમણે પાતળી મજબૂત કાયા મારી તરફ સરકાવતાં પોતાના બાળપણની વાતો કહેવાનું શરૂ કર્યું. તે એક પછી એક સખત અને ભારે શબ્દોનો આસાનીથી અને કાબેલિયતથી જાણે ગંજ ખડકી રહ્યા હતા.

તે મારા ચહેરા સામે વાતોની પિપૂડી વગાડતા હતા ત્યારે તેમની લીલી આંખોમાં ઝબકારા થતા હતા અને માથામાં ખડા થઈ ગયેલા વાળ સોનાની સળીઓ જેવા લાગતા હતા.

"તું તો અહીંયાં આગબોટમાં આવ્યો. વરાળ તને લઈ આવી, પણ હું નાનો હતો ત્યારે મેં બજરા ખેંચવામાં મારી તાકાત વોલ્ગા નદીની સામે લગાવી દીધેલી. બજરો પાણીમાં, હું કાંઠે, ઉઘાડે પગે, અણીદાર કાંકરા અને પથ્થરોની ઉપર, સૂરજ ઉગે ત્યારથી લઈને રાત પડી જાય ત્યાં સુધી, ઉપરથી સખત તડકો પડતો હોય અને માથું જાણે લોઢાના વાસણ જેવું થઈ જાય, અંદર કંઈક ઊકળતું હોય એમ લાગે, શરીર બેવડ વળી ગયું હોય, હાડકાં કડકડાટી કરતાં હોય, બસ આગળ ને આગળ જ જવાનું, ક્યાં એનો વિચાર જ ન કરવાનો, પરસેવાના રેલા આંખોમાં ભરાઈ જતા હોય, હૈયું કકળતું હોય, હોઠ ઊંહકારા કરતા હોય, હા, ઓલ્યોશા, તારે ફરિયાદ કરવા જેવું કંઈ નથી! આગળ ને આગળ જવાનું, પછી જોતરમાંથી સરકીને ભોંયે પડી જવાય, મોં જમીનમાં ધરબાઈ જાય, અને એની ખુશી થાય, કારણ કે મતલબ સાફ હોય, કાયામાંથી તાકાત સાવ ઓસરી ગઈ હોય, જોરનું છેલ્લું ટીપુંયે વપરાઈ ગયું હોય. એમ જ પડયા રહેવાનું, વળી આગળ જવાની અથવા બેભાન થઈ જવાની વેળા આવે ત્યાં સુધી, અને આમ થાય કે તેમ થાય એથી કશો ફરક ન પડે. ભગવાનની નજરમાં, પવિત્ર ભગવાન ઈસુ ખ્રિસ્તની નજરમાં, અમે એવી જિંદગી જીવતા!.. મેં માતા વોલ્ગાની લંબાઈ એવી રીતે ત્રણ વાર માપી છે: સીમ્બીર્સ્કથી રીબિન્સ્ક, સારાતોવથી અહીંયાં, અને આસ્ત્રાખાનથી માકાર્યેવ, મેળા સુધી—કેટલાય હજાર કિલોમીટરના માર્ગ! પણ ચોથે વરસે મારી તરક્કી થઈ અને મને બજરો ખેંચનારા મજૂરોના મુકાદમનું કામ મળ્યું—ઉપરીએ જોયું કે મારું કામ સાધારણ આદમી કરતાં બહેતર હતું."

તે બોલતા હતા ત્યારે મારી આંખોની સામે જાણે વાદળ બની જતાં હતાં,

પાતળા ઠીંગણા ઘરડા આદમીમાંથી પારાવાર તાકાત ધરાવતા બહાદુર ઇન્સાનમાં, વિશાળ નદીમાં સામા વહેણે મોટા જબ્બર રાખોડી બજરાને એકલે હાથે ખેંચતા ઇન્સાનમાં, પલટાઈ જતાં હતાં.

ક્યારેક તે ખાટલા પરથી એકદમ ઊભા થઈ જતા અને હાવભાવ કરીને બતાવતા કે જોતરમાં બંધાઈને બજરો ખેંચનારા માણસો કેવી રીતે ચાલતા અને પાણી ઉલેચતા. તે અજાણ્યાં ગીતો હળવા સૂરે ગાતા, પછી ફરી જુવાનની જેમ ઠેકડો મારીને ખાટલે બેસી જતા. નાના એકદમ અજબ રીતે વધારે ને વધારે ઊંડા બનતા અને વધારે ને વધારે પ્રતીતિ કરાવતા અવાજે વાતો કરતા રહેતા.

"આલેક્સેઈ, એ બધું છતાં અમે ઉનાળામાં સાંજે જીગુલીમાં કામ થંભાવીને હરિયાળી ટેકરીની તળેટીમાં તાપણું સળગાવીએ ત્યારે—વાહ, કેવા મઝાના દિવસો હતા, આલેક્સેઈ! થૂલી રંધાતી હોય અને બજરો ખેંચનારા આદમીઓમાંથી કોઈ એક જણ દિલને રાહત આપવા લાગણીભર્યું ગીત શરૂ કરી દે, અમે બાકીના સૌ પણ ગીતમાં જોડાઈ જઈએ—અરે, તું સાંભળે તો તારી કાયા થથરી જાય—અને ખુદ વોલ્ગા નદી પણ જાણે વધારે વેગીલી બની જતી હોય અને ઘોડાની જેમ આગલા પગ ઊંચા કરીને આસમાનની ઉપર હલ્લો કરતી હોય એવી લાગતી! પછી અમારી બધી પરેશાનીઓ પવનમાં ઊડતી ધૂળની જેમ દૂર ફંગોળાઈ જતી, અમે ગીતમાં એવા મશગૂલ થઈ જતા કે થૂલી ભુલાઈ જતી, ઊભરાઈને આગમાં પડતી, અને પછી તો રસોઇયાને માથામાં બરાબરનો માર પડતો—'ગીત ગાવું હોય તો ભલે ગા, પણ કામને ભૂલીને નહિ!'"

કેટલીય વાર લોકો બારણે આવીને તેમને બોલાવતા, પણ હું વારંવાર આજીજી કરતો:

"ના, જશો નહિ, હજી રોકાઓ!"

તે હસી પડતા અને હાથ હલાવતા.

"અવાય છે, વાટ જુઓ," તે સાદ પાડીને કહેતા.

નાના સાંજ સુધી મને વાતો સંભળાવતા રહ્યા અને આખરે હેતભરી વિદાય લઈને જતા રહ્યા ત્યારે મને સમજાઈ ગયું હતું કે તે કમીના પણ નહોતા અને ખોફનાક પણ નહોતા. તેમણે જ મને ભયંકર નિર્દયતાથી મારેલો, અને એ વાતની યાદ પીડાકારી હતી, પરંતુ હું તેને કોઈ રીતે ભૂલી નહોતો શકતો.

નાના મને મળવા આવ્યા ત્યાર પછી બીજા સૌનો માર્ગ મોકળો થઈ ગયો. સવારથી રાત સુધી કોઈ ને કોઈ મારા ખાટલા નજીક બેઠું રહેતું અને મને ખુશ રાખવાની પૂરી કોશિશ કરતું રહેતું. મને યાદ છે કે એવી કોશિશ હંમેશાં કામયાબ

ન બનતી. નાનીમા બીજા કોઈ કરતાં વધારે વાર આવતી, અને મારા ભેગી સૂઈ પણ જતી. પરંતુ મારા મનમાં સૌથી ઊંડી છાપ તો ત્સીગાનોકની પડી હતી. તે સાંજે આવ્યો. જાડી કાયા અને પહોળા ખભાવાળા આદમીના મોટા માથામાં ઘેરા વાંકડિયા વાળ હતા. તેણે રવિવારનો પોશાક પહેર્યો હતો—ઘેરા બદામી રંગનું ખમીસ, મખમલ જેવા કાપડનું પાટલૂન, અને ચૂં ચૂં કરતા ઊંચા બૂટ. બૂટમાં ઘૂંટીઓ પાસે એકોર્ડિયન વાજા જેવી ગડીઓ પડી ગયેલી હતી. તેના વાળ ચળકી રહ્યા હતા, ભરાવદાર ભવાં નીચે ત્રાંસી આંખોમાં ખુશીના ઝબકારા થઈ રહ્યા હતા, જુવાનીની મૂછની કાળી રેખા નીચે ધોળા દાંત ચમકી રહ્યા હતા, અને દેવચિત્રની બત્તીના રાતા અજવાળાનું આછું પરાવર્તન કરતું ખમીસ ચળકારા મારી રહ્યું હતું.

"આમ જો," તેણે ખમીસની બાંય ઊંચી કરીને ઉઘાડા કાંડામાં રાતા જખમોનું જાળું મને બતાવ્યું. "જોયું ને કેટલો સોજો છે? પણ હાલત એથીયે બદતર હતી, હવે તો રૂઝ આવી ગઈ છે.

"મેં જોયું કે તારા નાના ગુસ્સામાં પાગલ થઈ ગયા છે, ક્યાંક મારી મારીને તારો જીવ કાઢી નાખશે, એટલે મેં કાંડું સોટીની નીચે ભરાવી દીધું, મને થયું કે એથી લાકડી ભાંગી જશે. તો નાનાને નવી સોટી લેવી પડે, અને તારી નાનીમાને અથવા માને મોકો મળી જાય તને ઊંચકીને પોબારા ગણી જવાનો. પણ સોટી ભાંગી નહિ. પાણીમાં બહુ પલાળેલી હતી. તેમ છતાં મેં તને થોડાક ફટકાથી તો ઉગારી લીધો, તું જોઈ લે કેટલા. હું ચાલાક આદમી છું, છું જ વળી!"

તેણે હળવો રેશમ જેવો મલકાટ કર્યો.

"મને તારી બાબતમાં એટલો બધો અફસોસ થયો કે હું શ્વાસ પણ નહોતો લઈ શકતો," તેણે ઉમેર્યું, અને સૂજેલા કાંડા ઉપર ફરી વાર નજર નાખી. "મને ખબર હતી કે હાલત ખરાબ થઈ જવાની, પણ એ તો ઝીંકતા જ રહ્યા, ઝીંકતા જ રહ્યા..."

તેણે ઘોડાની જેમ છીંકોટો કરીને માથું પાછળ ઉછાળ્યું અને બાળક જેવી સાદાઈથી કામકાજ વિશે વાતો શરૂ કરી દીધી. તેની વાત કરવાની રીત જોઈને તરત મારા મનમાં સમભાવ પેદા થયો.

મેં તેને કહ્યું કે તમે મને બહુ પ્યારા લાગો છો, અને તેણે એ જ ભૂલી ભુલાય નહિ એવી સાદાઈથી જવાબ આપ્યો:

"તું પણ મને પ્યારો લાગે છે. એટલે જ તો મેં આ પીડા વેઠી લીધી, તારા તરફના પ્યારને કારણે. તને લાગે છે કે મેં બીજા કોઈને ખાતર આમ કર્યું હોત? એ લોકોની ઉપર તો થૂંકું, હા, એમ જ!"

પછી બારણા તરફ વારંવાર છાની નજર નાખતાં નાખતાં તે મને શિખામણ આપવા લાગ્યો.

"ફરી વાર માર પડે ત્યારે ધ્યાન રાખજે કે શરીરને તંગ ન થવા દેવું, સમજ્યો ને?" તેણે કહ્યું. "શરીરને સાવ ઢીલું કરી નાખવું, માખણ જેવું પોચું થઈ જાય એમ કરવું! વળી શ્વાસ રોકવો નહિ. પૂરું જોર લગાવીને શ્વાસ લેવો, અને ફેફસાં ભરીને રાડારાડી કરવી. એટલું બરાબર યાદ રાખજે!"

"કેમ, ફરી વાર મારશે મને?" મેં પૂછ્યું.

"તું શું ધારે છે?" ત્સીગાનોકે શાંત અવાજે જવાબ આપ્યો. "બેશક મારશે. હજી તો કેટલીય વાર તને માર પડવાનો!"

"કારણ?"

"કારણ તારા નાના ગોતી કાઢશે, બરાબર ગોતી કાઢશે!"

તે બેહદ ફિકરની લાગણીથી ફરી શિખામણ આપવા લાગ્યો:

"સીધા ફટકા મારવાનું શરૂ કરે, સોટીને ખાલી વીંઝીને બસ ફટકારી દે, તો તારે શરીર ઢીલું કરીને પડયા રહેવું, હલવું નહિ. પણ ફટકો ઝીંકીને પછી ચામડી ઉતરડી લેવાના આશયે સોટી તારા શરીર ઉપરથી પાછી ખેંચે તો તારે તેમની તરફ સોટીની દિશામાં દડવું, સમજ્યો ને? એથી માર હળવો થઈ જાય છે!"

તેણે ઘેરી ત્રાંસી આંખ વડે મારી તરફ મિચકારો કરતાં કહ્યું:

"મારની બાબતમાં તો મને પોલીસ કરતાંયે વધારે જાણકારી છે. મારી કાયામાંથી એટલી બધી ચામડી ઉતરડી લેવામાં આવી છે કે દસ્તાના બનાવવા હોય તો બને!"

તેના ખુશાલ ચહેરા ઉપર નજર ફેરવતી વેળા મને નાનીમાએ કહી સંભળાવેલી રાજકુમાર ઇવાન અને મૂરખ ઇવાનુશ્કાની વાર્તા યાદ આવી ગઈ.

## ૩

હું સાજો થઈ ગયો ત્યારે મને સાફ ખ્યાલ આવી ગયો કે અમારા ઘરમાં ત્સીગાનોક ખાસ માનનું સ્થાન ધરાવે છે. નાના તેને દીકરાઓની સરખામણીમાં ઓછી વાર અને ઓછી તોછડાઈથી ધમકાવતા, અને તેની ગેરહાજરીમાં તેને વિશે વાત કરે ત્યારે આંખો સંકોડીને માથું ધુણાવવા લાગતા.

"ઇવાનની આંગળીઓ સોનાની છે, શયતાન પકડે એને! મારા બોલ યાદ રાખજો, આપણી ભેગો મોટો થતો આ આદમી જેવોતેવો નથી!"

મામાઓ પણ ઈવાનની જોડે દોસ્તીનો સંબંધ રાખતા, અને ઉસ્તાદ કારીગર ગ્રિગોરીની જોડે જેવાં ટીખળ કરતા એવાં ત્સીગાનોકની જોડે ક્યારેય ન કરતા. લગભગ દરરોજ સાંજે તેઓ ગ્રિગોરીની કોઈ ને કોઈ હલકટ મશ્કરી કરતા—કાતરના હાથા તપાવી દે, અથવા ખુરશીમાં ટાંકણી ભરાવી દે, અથવા સીવણના ઢગલામાં જુદા જુદા રંગનું કાપડ મૂકી દે અને બિચારો આંધળો આદમી એવા કકડાઓને સીવીને પચરંગી લાંબું કાપડ બનાવી દે, પછી નાના એની ઝાટકણી કાઢે.

એક વાર રાતે જમી લીધા પછી ગ્રિગોરી રસોડામાં બાંકડા ઉપર ઊંઘી ગયેલો ત્યારે મામાઓએ તેના મોં પર કિરમજી રંગ ચોપડી દીધો. બિચારા આદમીનો દેખાવ કેટલાય દિવસો સુધી રમૂજી અને ખોફનાક રહ્યો: ધોળાશ પકડતી જતી દાઢીના ભરાવામાંથી ઝાંખો ચળકાટ કરીને તાકી રહેતાં ચશ્માંની બે ઘેરી ગોળ તકતીઓની વચ્ચે તેનું લાંબું રાતું નાક લબડતું રહેતું.

એવાં ટીખળ ઘડી કાઢવાની બાબતમાં મામાઓની આવડત અખૂટ હતી, પરંતુ કારીગર બધું ચુપચાપ સહી લેતો, ખાલી સ્વગત કશુંક બબડતો અને કાતર, ઈસ્ત્રી, ચીપિયો, અથવા અંગૂઠી હાથમાં લેતાં પહેલાં આંગળીઓ પર સારી પેઠે થૂંકી લેવાની સાવચેતી રાખતો. પછી તો એને ટેવ પડી ગયેલી, એટલે જમવા બેસતી વેળા પણ છરી અથવા કાંટો હાથમાં લેતાં પહેલાં આંગળીઓ ભીની કરી લેતો. એથી બાળકોને ભારે રમૂજ પડતી. તેને ઈજા થાય ત્યારે જાણે કરચલીઓનું મોજું તેના પહોળા ચહેરા ઉપર ફરી વળતું, અજબ રીતે ઊંચે ધસતું કપાળ સુધી પહોંચી જતું, તેનાં ભવાંને ઊંચાં કરી દેતું, અને પછી ટાલમાં ક્યાંક અદૃશ્ય થઈ જતું.

મને ખબર નથી કે નાના દીકરાઓનાં એવાં ટીખળ વિશે શું ધારતા, પણ નાનીમા તેમની સામે મુક્કો હલાવીને બરાડા પાડતી:

"બેશરમ શયતાનો! રાક્ષસો!"

મામાઓ ત્સીગાનોકની પીઠ પાછળ તેને વિશે જાણે નિંદા અને વ્યંગમાં વાત કરતા, તેના કામની ટીકા કરતા, અને તેને ચોર તથા આળસુ કહીને વગોવતા.

મેં નાનીમાને પૂછ્યું કે એમ કેમ કરે છે.

"વાત એમ છે કે બેઉ ભાઈ પોતપોતાના નોખા કામધંધા શરૂ કરે ત્યારે વાન્યાને ભેગો રાખી લેવા માગે છે," તેણે હંમેશની જેમ રાજીખુશીથી અને સમજાય એવો ખુલાસો કર્યો. "એટલે દરેક તેને બીજાની સામે ઉતારી પાડે છે લુચ્ચા છે! પણ બેઉને બીક છે કે વાન્યા તો એમની ભેગો જવાને બદલે

અહીંયાં તારા નાના ભેગો જ રહેવાનું પસંદ કરશે. અને નાના તો મરજી પડે એમ કરે એવા છે — કદાચ વાન્યાને ગોઠવીને ત્રીજો કામધંધો પણ શરૂ કરી દે. એમ થાય તો મામાઓને ફાવે જ નહિ, સમજ્યો ને?"

તેણે આછો મલકાટ કર્યો.

"એમની લુચ્ચાઈ જોઈને તો ભગવાન પણ દાંત કાઢતો હશે! નાના બધી લુચ્ચાઈ સમજી જાય છે અને જાણીજોઈને એમને ચીડવે છે: 'હું વાન્યા સારુ ભરતીથી છુટકારાનું સર્ટિફિકેટ ખરીદી લઈશ, એટલે એને લશ્કરમાં નહિ જવું પડે. એને જવા દેવાય નહિ,' નાના ક્યારેક વાત કરે. સાંભળીને મામાઓ એકદમ ખિજાઈ જાય. એમને તો એ ગમે જ નહિ, વળી ખર્ચ કડવું લાગે — સર્ટિફિકેટના બહુ પૈસા આપવા પડે છે."

હું આગબોટમાં નાનીમા ભેગો રહેતો હતો એમ ફરી રહેવા લાગ્યો. તે રોજ રાતે હું સૂઈ જાઉં ત્યાર પહેલાં મને વાર્તાઓ અથવા તેની જિંદગીની વાતો કહી સંભળાવતી, અને એ વાતો પણ વાર્તાઓ જેવી જ મજેદાર લાગતી. પરંતુ કુટુંબના રોજિંદા મામલાઓની, નાનાની મિલકતના ભાગલાની અથવા નવું ઘર ખરીદવાની નાનાની મુરાદની, વાત કરે ત્યારે વ્યંગમાં અને અલગતાની લાગણીથી બોલતી, જાણે કેમ બીજા નંબરની વડીલ નહિ પણ પાડોશી હોય.

મને તેની પાસેથી જાણવા મળ્યું કે ત્સીગાનોક તો રેઢો મળી આવેલો છોકરો હતો, એક વાર વસંતની શરૂઆતના દિવસોમાં વરસતા વરસાદમાં અમારા ઘર નજીક બાંકડા ઉપર પડેલો મળી આવ્યો હતો.

"ચાદરમાં લપેટેલો પડયો હતો," નાનીમાએ વિચારમાં ગરકાવ થઈ જતાં ભેદી રીતે કહ્યું, "એવો થીજી ગયેલો કે ગળામાંથી ઉંઉં પણ નહોતો કરી શકતો."

"લોકો બચ્ચાંને છોડી કેમ દેતા હશે?"

"માને ધાવણ ન આવતું હોય અને બચ્ચાનું પેટ ભરવાની સગવડ ન હોય તો ક્યાંક બચ્ચું જન્મીને તરત મરી ગયું હોય એવી જગ્યા ગોતી કાઢે અને પોતાના બચ્ચાને ત્યાં મૂકી આવે."

તે પળ વાર થંભીને વાળ ઓળવા લાગી.

"એવું બધું ગરીબીને લીધે થાય છે, ઓલ્યોશા," તેણે નિસાસો નાખતાં અને છત ઉપર નજર ઠેરવતાં વાત આગળ ચલાવી. "કોઈ કોઈ લોકો એટલા ગરીબ હોય છે કે કહ્યું કહેવાય નહિ! અને કુંવારી કન્યાને છોકરું થાય એ તો મોટું કલંક ગણાય! તારા નાના તો વાન્યાને પોલીસચોકીએ પહોંચાડી દેવા માગતા હતા, પણ મેં સમજાવીને વારી લીધા. મેં કહ્યું કે રાખી લઈએ, આપણાં બચ્ચાં ગુજરી ગયેલાં તેના બદલામાં ભગવાને આપ્યો છે. મેં અઢાર જીવને

જનમ દઈને આ દુનિયામાં આણેલા. જીવતા રહ્યા હોત તો આખી શેરી ભરાઈ ગઈ હોત—અઢાર ઘર! હું ચૌદ વરસની થઈ તે પહેલાં મને પરણાવી દીધેલી, અને પહેલું બચ્ચું આવ્યું ત્યારે હું હજી પંદર વરસની નહોતી થઈ. પણ મારી કાયામાંથી પેદા થયેલાં બચ્ચાં ભગવાનને પ્યારાં લાગ્યાં એણે એક પછી એક લઈને દેવદૂત બનાવી લીધાં. મનમાં બહુ દુખ થતું, અને વાત ખુશીનીયે હતી!"

તે રાતના પોશાકમાં ખાટલાની કોરે બેઠી હતી. તેના કાળા વાળ આખે શરીરે છવાયેલા હતા. વાળમાં ઢંકાયેલી મોટી કાયા થોડા દિવસ પહેલાં અમારા આંગણમાં આવેલી રીંછડી જેવી લાગતી હતી. કોઈ દાઢીવાળો ગામડિયો રીંછડીને સેર્ગાચના વનમાંથી લઈ આવ્યો હતો.

"ભગવાને સૌથી સારાં બચ્ચાં લઈ લીધાં, અને સૌથી ખરાબ મારી પાસે રહેવા દીધાં," તેણે હિમ જેવી ધોળી છાતીએ ક્રૉસની નિશાની કરતાં અને આખે શરીરે ધ્રૂજતાં ધ્રૂજતાં હોઠ મલકાવ્યા. "વાન્યા મળ્યો એટલે મને બહુ ખુશી થઈ. તારા જેવાં નાનકડાં બચ્ચાં મને બહુ વહાલાં લાગે છે! અમે એને રાખી લીધો અને એનું નામ પાડયું. અહીંયાં જ રહીને મોટો થયો છે, સરસ મઝાનો જુવાન થઈ ગયો છે. પહેલાં હું એને ભમરો કહીને બોલાવતી, ગણગણાટ કરતો રહેતો એટલે. ભાખોડિયાં ભરતો જાય અને ગણગણાટ કરતો જાય. એની ઉપર વહાલ રાખજે, આલેક્સેઈ, સાદો જીવ છે!"

મને તો ઈવાન વહાલો હતો જ, એવો અજબ લાગતો કે હું હેરતમાં આભો બની જતો.

અઠવાડિયા દરમિયાન વાંકમાં આવેલાં બાળકોને શનિવારે મેથીપાક ચખાડયા પછી નાના પ્રાર્થનામાં ભાગ લેવા ચાલ્યા જતા, અને રસોડામાં અકથ્ય રમૂજી જિંદગી શરૂ થઈ જતી: ત્સીગાનોક ભઠ્ઠી પાછળથી થોડાક કાળા વંદા પકડી લેતો, કાગળની ગાડી અને દોરાનાં જોતરલગામ બનાવતો, અને પછી ઘસીને ચળકાવેલા પીળા ટેબલ પર ચાર કાળા ઘોડાઓને આમથી તેમ અને તેમથી આમ દોડાવતો રહેતો.

ટચૂકડી સળી વડે વંદાઓને હંકારતો તે ઉત્તેજિત થઈને બોલી ઊઠતો: "વડા પાદરીને લઈ આવવા જાય છે!"

બીજા એક વંદાની પીઠે કાગળનો કકડો ચોડીને તેને ગાડીની પાછળ દોડાવતો અને ખુલાસો કરતો:

"થેલો ભૂલી ગયા છે, એટલે મહંત થેલો પહોંચાડવા જાય છે."

વળી બીજા એક વંદાના પગ બાંધી દેતો, બિચારું જીવડું માથા વડે કાયાને હડસેલીને લથડતું આગળ ચાલતું.

"પાદરી પીઠામાંથી પ્રાર્થના માટે જાય છે!" વાન્યા ખુશીમાં તાળીઓ વગાડતો જાહેરાત કરતો.

તે અમને પળેલા ઉંદરોનો ખેલ બતાવતો. ઉંદરોને પાછલા પગને ટેકે ઊભા રાખે અને ચલાવે, લાંબી પૂંછડીઓ પાછળ ઘસડાતી હોય, ઉંદરો મોતી જેવી આંખો રમૂજી રીતે પટપટાવતા હોય. તે ઉંદરોને બહુ મમતાથી સાચવતો, કોટના ખીસામાં રાખતો, પોતાના મોંમાંથી સાકર ખવડાવતો, બચીઓ ભરતો, અને સાંભળનારને ખાતરી થાય એવી રીતે કહેતો:

"ઉંદર એટલે બહુ શાણો પાડોશી, વળી બહુ હેતાળ. ઘરના ભૂતને ઉંદર બહુ ગમે, એટલે તે ઉંદરને ખવડાવનારની ઉપર દયા રાખે."

ત્સીગાનોક પત્તાંના અને પૈસાના ખેલ કરી શકતો. તે કોઈ પણ બાળક કરતાં વધારે જોરથી ઘાંટા પાડતો, અને ખરેખર તેને બાળકોથી નોખો માંડ તારવી શકાય એમ હતું. એક વાર બાળકો જોડે પત્તાંની રમતમાં તેને એક પછી એક કેટલીય વાર "ડુક્કર" બની જવું પડ્યું. તેને બહુ માઠું લાગ્યું અને તેણે મોઢું ચડાવીને રમત પડતી મૂકી દીધી. પછી નાક ફુલાવીને મને ફરિયાદ કરી:

"કારસ્તાન હતું, મને ખબર છે! એકબીજાની સામે આંખ મિચકારતાં હતાં અને ટેબલ નીચેથી પત્તાં બદલાવતાં હતાં. એને કંઈ રમત કહેવાય? છેતરપિંડી કરવી હોય તો એમના જેટલી મનેય આવડે છે!"

તે ઓગણીસ વરસનો હતો, અને કદમાં અમારા ચારેયના કુલ કદથી મોટો હતો.

રજાના દિવસે સાંજે નાના અને મિખાઈલમામા કોઈને મળવા ગયા હોય એવા સંજોગોમાં ત્સીગાનોકની ખાસ ઝળકતી છાપ મારા મનમાં અંકાઈ ગયેલી છે. વાંકડિયા વાળવાળા અને બેહાલ યાકોવમામા ગિટાર લઈને રસોડામાં આવે અને નાનીમા નાસ્તાપાણીનો બંદોબસ્ત કરે. હંમેશાં ચાની સાથે ખાવાનું પુષ્કળ હોય. કાચમાં કુશળતાથી ઉપસાવેલી રાતાં ફૂલોની ભાતવાળી લીલી સુરાઈમાંથી વોદકા રેડવામાં આવતો હોય. ત્સીગાનોક રવિવારના પોશાકમાં ભમરડાની જેમ ચક્કર ચક્કર ફરતો હોય. ગ્રિગોરી ગુપચુપ સરકતો અંદર આવે, તેનાં ચશ્માં ઘેરા ચળકારા મારતાં હોય. શીળીના ડાઘાવાળી, રાતા ચહેરાવાળી, હાંડા જેવી જાડી, ખંધી નાનકડી આંખોવાળી, અને હળવો ઊંડો અવાજ ધરાવતી અમારી આયા યેવગેનિયા પણ મોજૂદ હોય. ઉસ્પેન્સ્કી કેથીડ્રલનો જાફરિયો પાદરી પણ ક્યારેક આવતો. વળી માછલાં જેવા દેખાતા કોઈ ઘેરા ગોબરા માણસો પણ આવી ચડતા.

સૌ ખૂબ ખાતાં, ખૂબ ઢીંચતાં, અને ઊંડા નિસાસા નાખતાં રહેતાં.

બાળકોને પણ તેમનો ભાગ મળતો (તેમાં મીઠા મદ્યની એક પ્યાલી સામેલ હોય), અને ધીરે ધીરે અજબ બેકાબૂ ખુશીમઝાનું વાતાવરણ જામી જતું.

યાકોવમામા મમતાથી ગિટારના સૂર મેળવતા, અને એ કામ પતી જાય ત્યારે એકના એક બોલ અચૂક બોલતા:

"ઠીક, શરૂ કરી દઉં છું!"

તે માથું હલાવીને વાંકડિયાં જુલફાં પાછળ ધકેલી દેતા, વાદ્ય ઉપર નમતા, અને બતકની જેમ ડોક લંબાવી દેતા. તેમનો ગોળ નચિંત ચહેરો સ્વપ્ન જેવા ભાવ ધારણ કરી લેતો, ચેતનમય આંખો જાણે તેલિયા પડથી ઝાંખી પડી જતી, અને આંગળીઓ હળવેથી તાર ઉપર ફેરવીને તે એવી ધૂન વગાડતા કે સાંભળનારને અદમ્ય આકર્ષણથી ખડા થઈ જવું પડે.

તેમનું સંગીત એકદમ તંગ ચુપકી માગી લેતું, ક્યાંક દૂરથી વહેતા ઝરણાની જેમ ધસી આવતું, દીવાલો અને ભોંયપટોને ભેદીને આવી પહોંચતું હૈયામાં ગમગીની અને બેચેની પેદા કરતું. સૌને પોતાની બાબતમાં તેમ જ બીજાં બધાંની બાબતમાં દિલગીરીની લાગણી થતી. મોટેરાં જાણે બાળકો બની જતાં હોય એમ લાગતું, અને સૌ ગમગીન ચુપકીમાં ડૂબી જઈને નિશ્ચલ બેસી રહેતાં.

મિખાઈલમામાનો સાશા ખાસ એકાગ્રતાથી સાંભળતો. તે આખું શરીર કાકાની તરફ નમાવી દેતો, તેની આંખો જાણે ગિટાર ઉપર જડાઈ જતી, મોં ખૂલી જતું અને ખૂણાઓમાંથી લાળ ટપકવા લાગતી. ક્યારેક તે સંગીતમાં એટલો બધો ખોવાઈ જતો કે ખુરશી પરથી સરકીને પડી જતો. એમ બને ત્યારે તે જ્યાં પડી ગયો હોય ત્યાં જ હાથપગને ટેકે ખોડાઈ રહેતો, અને તેની આંખો અગાઉની જેમ જ એકીટસે તાકી રહેતી.

સંગીતના વશીકરણમાં સૌ અદ્ધર શ્વાસે બેસી રહેતાં, માત્ર સમોવારનું આછું ગુંજન અમને કશી ખલેલ પહોંચાડયા વગર ચાલુ રહેતું. બે નાનકડી બારીઓ બહાર ફેલાયેલા શરદની રાતના અંધકારને તાકતી રહેતી. ક્યારેક કોઈ કાચ ઉપર હળવા ઠપકારા કરતું. ટેબલ ઉપર મીણબત્તીની બે પીળી જ્યોતિઓ, બરછી જેવી અણીદાર જ્યોતિઓ, ફરકતી રહેતી.

યાકોવમામા જાણે મૂર્છામાં વધારે ને વધારે ઊંડા સરકતા જતા, દાંત કચકચાવીને નીંદરમાં પડી ગયા હોય એમ લાગતું. પરંતુ તેમના હાથ જાણે નિરાળી જ જિંદગી જીવતા રહેતા, જમણા હાથની વાંકી આંગળીઓ પંખીની જેમ ફફડાટ કરતી રહેતી અને ડાબા હાથની આંગળીઓ ઉપરનીચે ધસતી રહેતી.

એકબે જામ પી લીધા પછી તે અણગમો ઊપજે એવા સિસકારતા અવાજે અંતહીન ગીત વિલાપવા લાગતા:

યાકોવ ગલૂડિયું હોય જો...
જગાડે સૌ પાડોશીને રાગડા એના તો...
ભલા ભગવાન, ઓ રે ઓ!..
ઓ... કેવો આ કંટાળો!..
કોઈ જોગણ રસ્તે સામેથી આવે...
એના પગમાં કા...કા...નો શોર કાગ મચાવે...
ઓ.... કેવો આ કંટાળો!..
ભઠ્ઠી પાછળ જીવડો ગણગણ કરતો...
બાગમાં દેડો ડ્રાંઉં ડ્રાંઉં કરતો...
ઓ... કેવો આ કંટાળો!..
સૂકવે પાટલૂન એક ભિખારી...
ઝટ ચોરી જાય બીજો ભિખારી...
ઓ... કેવો આ કંટાળો!..
ભગવાન, ભારે આ કંટાળો!..

મારાથી એ ગીત સહેવાતું નહોતું, અને મામા ભિખારીઓની કડી ગાય ત્યારે દિલાસાથી કોઈ રીતે શમે નહિ એવી કારમી વેદનાથી હું રડી પડતો.

ત્સીગાનોક બીજા કોઈના જેટલી જ એકાગ્રતાથી સંગીત સાંભળતો રહેતો, વાંકડિયાં જુલફાંમાં આંગળીઓ ફેરવતો રહેતો, ખૂણામાં તાકતો રહેતો, અને જોરજોરથી શ્વાસ લેતો રહેતો. ક્યારેક તે ગમગીન અવાજે બોલી ઊઠતો:

"અરે, મને કંઠ મળ્યો હોત! તો તો હું એવું ગાત કે બસ!"

"બસ હવે, બહુ હૈયું કકળાવી લીધું, યાકોવ!" નાનીમા નિસાસો નાખીને બોલતાં. "વાન્યા, હવે તું નાચ કરી બતાવ!"

તેમની માગણી હંમેશાં માની લેવામાં આવતી હોય એવું નહોતું. પરંતુ ક્યારેક સંગીતકાર એક પળ તાર દબાવતો, મુઠ્ઠી વાળી દેતો, અને જોરથી હાવભાવ કરતો જાણે કશુંક નીરવ અને અદૃશ્ય ભોંયપટ પર ફેંકીને મવાલીની જેમ બરાડી ઊઠતો:

"બસ, હવે તો કંટાળાની હદ આવી ગઈ! વાન્યા, થઈ જા ઊભો!"

વાન્યા ઊભો થઈ જતો, પીળું ખમીસ સરખું કરતો, અને જાણે કાચ ઉપર ચાલતો હોય એમ સાવચેતીથી ડગલાં ભરતો રસોડાની વચ્ચોવચ પહોંચી જતો.

"યાકોવ વસીલ્યેવિચ, સૂર વધારે ઝડપથી રેલાવજો," તે વિનયથી વિનંતિ કરતો, તેનું ઘેરા વાનનું મોં અકળામણમાં રાતું રાતું થઈ જતું.

ગિટારના સૂર વેગીલા લયમાં રેલાવા લાગતા, પગની એડીઓ તાલ દેવા લાગતી, અભરાઈમાં અને ટેબલ પર વાસણો ખખડવા લાગતાં, ત્સીગાનોક રસોડામાં વચ્ચોવચ ઘૂમરીઓ ખાવા લાગતો, સીલ પંખીની જેમ ધસારા કરતો, પાંખો જેવા હાથ હલાવતો, પગ એટલા વેગે ચલાવતો કે નજર હારી જાય, દરેક હલનચલનને પકડી ન શકે. તે હાકોટો પાડીને બેસી જતો અને સોનેરી ભમરડાની જેમ ચક્કર ચક્કર ફરવા લાગતો, બધે રેશમનો ચળકાટ ઝગારા મારવા લાગતો, ફરકતું અને જાણે વહેણમાં વહેતું રેશમ ચળકતું અને ઝબૂકતું રહેતું.

ત્સીગાનોક જાણે સાવ ભાન ભૂલીને અણથક નાચતો રહેતો, બારણું ઊઘડી જાય તો તે નાચતો નાચતો શેરીમાં પહોંચી જાય, શહેરને પાર કરી જાય, અને દૂર કોઈ અજાણી ભૂમિમાં ચાલ્યો જાય એમ લાગતું...

"લગાવ જોર!" યાકોવમામાએ પગ વડે તાલ દેતાં ઘાંટો પાડયો.

તેમણે તીણી સીટી વગાડીને ચીડ ચડે એવા અવાજે રાગડો તાણતાં ગીત વહેતું મૂક્યું:

મૂકીને બૈરીને અબઘડી ભાગી જાઉં,<br>
પણ બીકે બૂટ બગડવાની, થંભી જાઉં!

ટેબલ ફરતે બેઠેલાં માણસોમાં જોમ આવી જતું. ક્યારેક તેઓ જાણે ગરમાગરમ ઈસ્ત્રીથી દાઝી ગયાં હોય એમ રાડ કે ચીસ પાડી ઊઠતાં. દાઢીવાળો ઉસ્તાદ કારીગર પોતાની ટાલમાં ટપલી મારીને તાલ દેતો રહેતો અને હોઠ ફફડાવીને કશુંક બબડતો રહેતો. એક વાર તે મારી તરફ નમ્યો, તેની સુંવાળી દાઢી મારા ખભાને અડતી હતી. હું જાણે મોટો આદમી હોઉં એમ તેણે મને ધીમેથી કાનમાં કહ્યું:

"તારા બાપુ અહીંયાં હોત ને, આલેક્સેઈ મક્સીમોવિચ! એમણે સાવ નિરાળી જ્યોતિ પેટાવી દીધી હોત! ખુશાલ આદમી હતા! યાદ છે?"

"ના."

"અરે વાહ! એ અને તારાં નાનીમા... હમણાં, ઊભો રહે!"

ઊંચો અને દૂબળો, સંત જેવો લાગતો, ગ્રિગોરી ઊભો થઈ ગયો અને નાનીમાની સામે નમીને અસાધારણ ઊંડા અવાજે બોલ્યો:

"આકુલીના ઈવાનોવ્ના, નાચ કરી બતાવો. યાદ છે ને, મક્સીમ સાવ્વાત્યેવિચની જોડે તમે નાચતાં? અમને મોજ કરાવો!"

"ભલા ભગવાન! એ શું બોલ્યા, ગ્રિગોરી ઈવાનોવિચ? અરે માડી!"

નાનીમા મોં મલકાવતી અને આઘે સરકી જતી બોલી. "મારે નાચવાનું? ખાલી લોકોને હસાવવા ખાતર, એમ ને?"

પરંતુ સૌ તેને વીનવવા લાગ્યાં. તે એકાએક જુવાન બાઈની જેમ ઊભી થઈ ગઈ અને સ્કર્ટ સરખું કરતી, પીઠ ટટ્ટાર કરતી, ભારે માથું પાછળ ફંગોળીને આગળ સરકી આવતી બોલી ઊઠી:

"ભલે હસે, જેને હસવું હોય તે! ચાલ, યાકોવ, સૂર મેળવી લે!"

મામાએ કાયા પાછળ ફંગોળીને પગ લંબાવી દીધા અને આંખો અરધી મીચીને હળવી ધૂન શરૂ કરી દીધી. ત્સીગાનોક પળ વાર થંભી ગયો અને પછી છલાંગ મારીને નાનીમાની આસપાસ ઠેકડા મારવા લાગ્યો. નાનીમા જાણે હવામાં તરતી હોય એમ ચુપચાપ ભોંયપટ ઉપર સરકતી હતી, મોહક રીતે હાથ હલાવતી હતી, તેનાં ભવાં ઊંચે ચડી ગયાં હતાં અને ઘેરી આંખો ક્યાંક દૂર તાકી રહી હતી. મને તે રમૂજી લાગી એટલે મેં છીંકોટો કર્યો, પરંતુ ગ્રિગોરીએ મારી સામે આંગળી હલાવી અને બધાં મોટેરાં મારી સામે અણગમાની નજરે જોવા લાગ્યાં.

"આઘો ખસી જા, ઈવાન!" ગ્રિગોરીએ હસતાં હસતાં સાદ પાડ્યો. ત્સીગાનોક તરત માની જતો બાજુએ ખસીને બેસી ગયો. આયા યેવગેનિયા હૈડિયો ઊપસાવીને મીઠા ઊંડા કંઠે ગાવા લાગી:

> શનિવાર સુધી અઠવાડિયું આખું,
> બાળા બિચારી કિનારી ગૂંથે,
> સુકાઈને મોં પડે ઝાંખું,
> આંગળીઓ નાજુક બહુ દુખે!

નાનીમા જાણે નાચ ન કરતી હોય પરંતુ વાર્તા કહેતી હોય એમ વધારે લાગતું. તે વિચારમાં ગરકાવ થઈને ધીરે ધીરે ખસતી, આમથી તેમ ડોલતી અને ઊંચા કરેલા હાથ નીચેથી આસપાસ નજર ફેરવતી, સાવધાનીથી માર્ગ કરતી હોય એમ અચકાતી અચકાતી ચાલતી. પછી જાણે અચાનક ગભરાઈ ગઈ હોય એમ થંભી જતી, તેનો ચહેરો સંકોડાઈ જતો અને ફરકવા લાગતો. એકાએક તેના મોં ઉપર માયાળુ સદ્ભાવી મલકાટનો ઝગમગાટ ફેલાઈ જતો, અને તે જાણે કોઈને માટે માર્ગ કરવા બાજુએ વળી જતી હોય, કોઈને હાથ હલાવીને ખસેડતી હોય, એવા હાવભાવ કરતી, પછી ઊભી રહી જતી અને માથું નીચે નમાવીને સાંભળતી રહેતી, તેના ચહેરા ઉપર ખુશીના મલકાટનું

તેજ છવાઈ જતું. પછી તે એકાએક જોરથી નાચ કરવા લાગતી, અગાઉ ક્યારેય નહોતી દેખાતી એટલી ઊંચી અને ટટ્ટાર થઈને ઘૂમરીઓ ખાવા લાગતી, ફરી ઝડપી લીધેલી જુવાનીની એ ઘડીમાં એવી અદ્ભુત સોહામણી લાગતી કે તેની ઉપરથી નજર ખસેડવાનું અશક્ય બની જતું.

અને દરમિયાનમાં આયા યેવગેનિયા બંસીની જેમ ગીતના સૂર રેલાવતી રહેતી:

મહેફિલ નાચની માણી,
દિન રવિ ને રાત વીતી,
થઈ ગઈ રજા પૂરી,
પડી ના ખબર કશી.

નાચ પૂરો થઈ ગયો એટલે નાનીમા પાછી સમોવાર પાસે ગોઠવાઈ ગઈ. સૌ તેનાં વખાણ કરવા લાગ્યાં, પણ તે વાળ સરખા કરતી બોલી:

"બસ, બસ હવે! તમે ખરો નાચ તો ક્યારેય જોયો જ નથી. હું બાલાખ્નામાં રહેતી હતી ત્યાં એક છોકરી હતી, યાદ નથી કે નામ શું હતું અને કોની દીકરી હતી, પણ એવું નાચે કે જોઈને લોકોની આંખોમાંથી ખુશીનાં આંસુ ટપકવા લાગે! એનો નાચ જોવા મળે ત્યારે દિલમાં ખુશી નાઓઘ ઊછળવા માંડે, એમ થાય કે બસ જોતાં જ રહીએ! એવી અદેખાઈ આવતી કે બસ, મારું મન તો પાપી છે ને!"

"ગાનારા અને નાચનારા તો ધરતીનું લૂણ ગણાય," આયા યેવગેનિયા ગંભીર અવાજે ટકોર કરીને રાજા ડૅવિડ વિશે કશુંક ગાવા લાગી.

"તારે તો પીઠામાં નાચવાની નોકરી કરવી જોઈએ," યાકોવમામાએ હાથ ત્સીગાનોકને ખભે વીંટાળી દેતાં કહ્યું, "લોકોને ખરેખરી મોજ કરાવે એવો છે તું!"

"મને તો ગાવાનું બહુ મન છે," ત્સીગાનોક ફરિયાદના અવાજે બોલ્યો. "ભગવાન કંઠ આપે તો દસ વરસ અણથંભ ગાતો રહું, પરવા જ ન કરું કે મારું શું થાય, ભલે જોગી બનવું પડે તોયે વાંધો નહિ!"

સૌ વોદકા પીતાં રહ્યાં, ગ્રિગોરી તો ખાસ.

"ગ્રિગોરી, ધ્યાન રાખજો, નહિતર સાવ આંધળા થઈ જશો," નાનીમા તેની પ્યાલી ફરીફરીને ભરતાં ચેતવણી આપતાં.

"એથી શું?" તે જવાબ દેતો. "મને હવે આંખોની જરૂર નથી રહી, જોવાનું બધું જોઈ લીધું છે."

તેને બહુ કેફ તો ન ચડયો પણ વાતો કરવાનું જોશ વધારે ને વધારે ચડતું ગયું, તે લગાતાર મને બાપુની વાતો કહેતો રહ્યો.

"મોટા દિલના આદમી હતા મારા ભલા દોસ્ત મક્સીમ સાવ્વાત્યેવિચ..."

નાનીમાએ નિસાસો નાખતાં તેના સૂરમાં સૂર મેળવ્યો:

"હા, વળી, જાણે ભગવાનનું સંતાન..."

એ બધું મને બહુ મઝાનું લાગતું અને હું એકદમ ઉત્તેજિત થઈ જતો. વાતાવરણમાંથી જાણે એક જાતની નીરવ અણઓસરતી ગમગીની પેદા થતી, લોકોનાં દિલમાં એકીસાથે ગમગીની અને ખુશી છલકાતી હોય એમ લાગતું, બન્ને લાગણીઓ જાણે અવિભાજ્ય રહેતી અને પારખી ન શકાય એવા અગમ્ય વેગે વારાફરતી બદલાતી રહેતી.

એક વાર યાકોવમામાની હાલત અજબ થઈ ગઈ. તેમને નશો તો ખાસ નહોતો ચડયો પણ તોયે તે ખમીસ ફાડવા, વાંકડિયા વાળ અને બેરંગ મૂછ ગુસ્સામાં ખેંચવા, અને નાક તથા લાંબા હોઠે નખોરિયાં ભરવા લાગ્યા.

"કેમ, પણ કેમ?" તેમણે રાગડો તાણ્યો. તેમની આંખોમાંથી આંસુ વહેતાં હતાં. "આમ કેમ?"

તે ડૂસકાં ભરતા ભરતા ગાલે, ભવાં ઉપર, અને છાતીએ મુક્કા ઝીંકવા લાગ્યા.

"હું ઘાતકી છું, નકામો છું, ભટકતો જીવ છું!"

"વાહ! ખરી વાત!" ગ્રિગોરી ગરજી ઊઠયો.

"બસ, બહુ થયું, યાકોવ! ભગવાનને ખબર છે કે આપણને શું શીખવવું," નાનીમા દીકરાના હાથ પકડી લેતી બોલી. તેને પણ થોડોક કેફ ચડી ગયેલો હતો.

તે થોડોઘણો દારૂ પીધા પછી બહેતર બની જતી. તેની મલકતી ઘેરી આંખોમાંથી જાણે સૌની ઉપર હૂંફાળું અજવાળું પથરાઈ જતું, અને તે રાતા થઈ ગયેલા ચહેરાને રૂમાલ વડે પવન નાખતી સુરીલા અવાજે બોલતી:

"હે ભગવાન! હે ભગવાન! કેવું મઝાનું છે બધું! જુઓ તો ખરી, કેવું મઝાનું છે બધું!"

તેના દિલનો અવાજ, તેના જીવનનો સાદ, એવો હતો.

મારા બેફિકર મામાનાં આંસુ અને કલ્પાંત જોઈને હું હેરતમાં ગરકાવ થઈ જતો. મેં નાનીમાને પૂછ્યું કે મામા કેમ રડે છે અને ખુદ પોતાને જ મારપીટ કરે છે.

"તને તો બધુંયે જાણી લેવાની ઉતાવળ છે!" તે જાણે કમને બબડી. તેની બોલવાની રીત રોજના જેવી બિલકુલ નહોતી. "જરાક થોભી જા, આવી બાબતોમાં માથું મારવાનું તારે માટે હજી બહુ વહેલું ગણાય!"

પણ એથી તો મારું કુતૂહલ વધી ગયું. હું બહાર નીકળીને રંગાટીમાં ગયો અને ત્યાં કામ કરતા ઈવાનને સવાલ કરવા લાગ્યો. પરંતુ તે પણ જવાબ ટાળતો રહ્યો. તેણે ચુપચાપ મલકાતાં મલકાતાં અને ત્રાંસી નજરે ઉસ્તાદ કારીગરની તરફ નજર નાખતાં નાખતાં મને રંગાટીમાંથી બહાર ધકેલી દીધો.

"બસ હવે, ચાલતો થઈ જા, નહિતર એક પીપડામાં ઝબોળીને ભભકદાર લીલા રંગે રંગી નાખીશ તને," તેણે બરાડો પાડ્યો.

ઉસ્તાદ કારીગર એક નીચી પહોળી ભઠ્ઠી પાસે ઊભો હતો. ભઠ્ઠીમાં ત્રણ પીપડાં ગોઠવેલાં હતાં. તે ઊભો ઊભો લાંબી કાળી લાકડી પીપડામાં હલાવી રહ્યો હતો, થોડી થોડી વારે લાકડી વડે અંદરથી કાપડ ઊંચું કરીને રંગીન પાણીને ટપકતું જોતો રહેતો. ઝગારા મારતી આગનું પ્રતિબિંબ તેના ચામડાના ઝભ્ભામાં પડતું હતું અને પાદરીના જરિયાન સાજશણગાર જેવી બહુરંગી ભાત રચતું હતું. પીપડાંમાં રંગનું પાણી ઊકળતું હતું અને તેમાંથી નીકળતા આકરા ધુમાડાના ગોટા બારણા વાટે થઈને બહાર આંગણમાં શિયાળુ હવામાં ફેલાઈ જતા હતા.

ઉસ્તાદ કારીગરે ચશ્માં નીચેથી રાતી અને છારીવાળી આંખો વડે મારી તરફ નજર નાખી અને પછી ઈવાન તરફ ફરીને તોછડા અવાજે કહ્યું:

"દેખાતું નથી કે અહીંયાં લાકડાંની જરૂર છે?"

ત્સીગાનોક દોડતો આંગણમાં ગયો એટલે ગ્રિગોરીએ સુખડની ગૂણ ઉપર બેસી જતાં મને નજીક બોલાવ્યો.

"અહીં આવ," તેણે કહ્યું.

તેણે મને ગોઠણ ઉપર બેસાડીને હૂંફાળી મુલાયમ દાઢી મારા ગાલે ઘસતાં ઘસતાં જે વાતો કહી તે હું કદી નહિ ભૂલું.

"તારા મામાએ ઘરવાળીને ઢીબીઢીબીને મારી નાખી, અને હવે એનો અંતરાત્મા એને ચેન નથી પડવા દેતો, સમજ્યો ને? તને બધી વાતની ખબર હોય એ જ બરાબર છે, આંખો ઉઘાડી રાખજે, નહિતર મુશ્કેલીઓ વેઠવી પડશે."

નાનીમાની જેમ જ ગ્રિગોરીની જોડે વાત કરવાનું સહેલું હતું, પણ ખોફનાક હતું. તે ઘેરાં ચશ્માં નીચેથી નજર નાખીને જાણે બધું આરપાર જોઈ લેતો હોય એમ લાગતું હતું.

"અને કેવી રીતે મારી નાખી?" તેણે ધીરે ધીરે આગળ ચલાવ્યું. "આવી રીતે — ખાટલામાં એની ભેગો સૂઈ જાય, એને પગથી માથા સુધી રજાઈ ઓઢાડી દે, અને પછી મંડે ઢીબવા ને પીટવા. એક પછી એક રાત, રોજ એમ કરે. આખરે બિચારી મરી ગઈ. કેમ મારતો હશે? એને પોતાનેય ખબર નહિ હોય."

ઈવાન લાકડાં લઈને અંદર આવ્યો અને હાથને ગરમાવો દેવા આગની સામે બેસી ગયો, પરંતુ ગ્રિગોરી તેની તરફ જરાય ધ્યાન દીધા વગર પ્રભાવક અવાજે આગળ બોલતો ગયો.

"કદાચ કારણ એમ હોય કે બાઈ એના કરતાં બહેતર હતી અને આદમીને માથે અદેખાઈનું ભૂત સવાર થઈ ગયું હોય. કાશીરિન ઘરના આદમીઓ કોઈ પણ સારી બાબતને સાંખી નથી શકતા, બેટા. સારી બાબતોને તેઓ પોતે કોઈ રીતે અપનાવી નથી શકતા, એટલે પછી ખતમ કરી નાખે છે. તું તારી નાનીમાને પૂછજે કે એ લોકોએ તારા બાપુની જિંદગી કેવી રીતે નિચોવી કાઢેલી. બધું તને કહેશે, જૂઠાણાંને સાંખી જ નથી શકતી, જૂઠાણાંનો મામલો એની સમજણમાં જ નથી ઊતરતો. ભલે ક્યારેક એકબે ઘૂંટડા દારૂ પી લેતી હોય અને એને બજર ગમતી હોય, પણ સંત જેવી છે. પાક ઓરત છે. એની જોડે મનમેળ જાળવી રાખજે, બેટા..."

તેણે મને આઘો હડસેલી દીધો. હું આભો બનીને અને ખોફ ખાઈને આંગણમાં જવા લાગ્યો. હજી તો બારણા બહાર નીકળ્યો હતો એટલામાં વાન્યા મને આંબી ગયો.

"એનાથી બીવા જેવું કંઈ નથી, ભલો આદમી છે," તે મારા માથા ઉપર હાથ મૂકીને ધીમા અવાજે મારા કાનમાં બોલ્યો. "નજર સીધી એની નજરમાં મેળવીને વાત કરવી, એને એવી રીતે વાત કરનારા લોકો ગમે છે."

બધું જાણે અજબ રીતે બેચેની પેદા કરતું હતું. મને કોઈ બીજી જિંદગીની જાણકારી તો નહોતી, પરંતુ મારા મનમાં ઝાંખી યાદ હતી કે મારાં માબાપની જિંદગી એવી નહોતી. તેઓ નિરાળા બોલ બોલતાં, નિરાળી રીતે આનંદવિનોદ માણતાં, અને એકબીજાની જોડાજોડ સાવ નજીક રહીને ચાલતાં. સાંજની વેળાએ તેઓ બારી પાસે બેસીને ગીતો ગાતાં, કેટલીય વાર સુધી જોરજોરથી હસતાં રહેતાં, અને પાડોશીઓ સાંભળવા એકઠા થઈ જતા. મને યાદ છે કે પાડોશીઓના ઊંચા થઈ ગયેલા ચહેરા જોઈને મને હંમેશાં ગંદી રકાબીઓ યાદ આવી જતી. પરંતુ, એથી ઊલટું, અહીંયાં લોકો જવલ્લે જ હસે છે, અને હસે ત્યારે બરાબર ખબર નથી પડતી કે કેમ હસે છે. તેઓ હંમેશાં એકબીજાની સામે બરાડા પાડતા રહે છે, એકબીજાને ધમકી આપતા રહે છે. બાળકો મૂંગાં અને જાણે ધ્યાનમાં જ ન આવે એવી રીતે રહે છે, ઊડતી રજ વરસાદમાં જેવી રીતે જમીન ઉપર દબાઈ જાય એવી રીતે ધરતી જોડે જડાયેલાં રહે છે. હું એ ઘરમાં જાણે અજાણ્યો જીવ હોઉં એવું મને લાગતું, આસપાસની જિંદગી

જાણે મને હજારો સોયો ભોંકતી રહેતી, મારા મનમાં શંકાઓ પેદા કરતી, અને મને દરેક બાબતની બારીક નજર રાખવાની હાલતમાં ધકેલી દેતી.

ઈવાન જોડે મારી દોસ્તી વધતી ગઈ. નાનીમા પરોઢથી લઈને રાત સુધી ઘરના કામકાજમાં મશગૂલ રહેતી, એટલે હું મોટા ભાગનો વખત ત્સીગાનોકની પાછળ પાછળ ભટકવામાં ગાળતો. નાના મને મારે ત્યારે તે કાંડા વડે મને બચાવતો, અને બીજે દિવસે સૂજેલી આંગળીઓ બતાવીને ફરિયાદના અવાજે કહેતો:

"આ તો સાવ નકામું છે. તને તો કશો ફાયદો થતો નથી, અને જો, મારી કેવી હાલત થાય છે! આ તો છેલ્લી વાર, હવે પછી તને માર પડે એ તારે જ વેઠી લેવાનો છે!"

પરંતુ મારે ફરી માર ખાવાનો વારો આવે ત્યારે વળી નકામી સજા વેઠી લેતો.

"તમે તો કહેલું કે ફરી વાર આમ નહિ કરો."

"કહેવું એક વાત છે ને કરવું બીજી વાત છે, મને પોતાને જ ખબર નથી કે આમ કેમ બની ગયું."

થોડા વખતમાં મને ત્સીગાનોક વિશે કશુંક જાણવા મળ્યું, અને એથી તેના સંબંધમાં મારી દિલચસ્પી અને નિષ્ઠા વધી ગઈ.

દર શુક્રવારે ત્સીગાનોક માથે મોટી જબ્બર ટોપી પહેરીને અને ઘેટાની ખાલના ટૂંકા કોટ ઉપર લીલો પટ્ટો કસીને બદામી ઘોડા શારાપને (તોફાની ઘોડો ગળપણનો શોખીન હતો અને નાનીમાનો માનીતો હતો) પહોળી હિમગાડીએ જોડી દેતો અને બજારેથી અઠવાડિયાનો ખોરાક ખરીદી લાવવા રવાના થઈ જતો. ક્યારેક તેને પાછો આવવામાં બહુ વાર લાગતી. એમ બને ત્યારે સૌ બેચેન બની જતાં, વારેઘડીએ બારી પાસે જતાં, કાચ ઉપર જામી ગયેલા ઠારને ફૂંક મારીને સાફ કરતાં, અને બહાર રસ્તા ઉપર નજર નાખતાં.

"આવે છે કે?"

"ના, હજી નહિ."

નાનીમા સૌથી વધારે ફિકરમાં પડી જતી.

"અરેરે! તમે તો ભલા આદમીનો અને મઝાના ઘોડાનો જીવ લેવાના!" તે દીકરાઓને અને પતિને કહેતી. "તમારામાં માણસાઈ જેવું કંઈ છે જ નહિ, બેશરમ જીવડાઓ જેવા છો! જેટલું છે એટલાથી તમને કોઈ રીતે સંતોષ નથી! મૂરખ જમાત, લાલચુ બધાય! ભગવાન તમને ચોક્કસ સજા કરવાનો!"

નાના ભવાં સંકોડીને બબડતા:

"ભલે, ભલે. બસ, આ છેલ્લી વાર છે..."

ક્યારેક ત્સીગાનોક બપોરે જ પાછો આવી જતો. એમ બને ત્યારે નાના અને મામાઓ આંગણમાં તેની તરફ દોડી જતા. નાનીમા જોરથી બજર સૂંઘતી અને રીંછડીની જેમ ડોલતી ચાલે ચાલતી તેમની પાછળ જતી. કોણ જાણે કેમ પણ તે એવા સંજોગોમાં હંમેશાં કઢંગી બની જતી. બાળકો પણ દોડતાં આવી પહોંચતાં, અને પછી ગાડી ખાલી કરવાની મોજ શરૂ થઈ જતી. મારેલા મરઘાં, આખેઆખાં ડુક્કર, માછલાં, અને તરેહવાર માંસના ટુકડા ગાડીમાંથી ઉતારવામાં આવતા.

"મંગાવેલું તે બધું લઈ આવ્યો છો ને?" નાના નાનકડી તેજ આંખો વડે ગાડી ઉપર નજર ફેરવતા પૂછતા.

"બધું, જેમ મંગાવેલું એમ જ," ઈવાન આંગણમાં આમથી તેમ ઠેકડા મારતો અને દસ્તાનાવાળા હાથ ગરમાવા સારુ ઘસતો ઘસતો ખુશાલ ભાવે જવાબ દેતો.

"દસ્તાના ઘસવાનું રહેવા દે, એના પૈસા બેસે છે," નાના કડક અવાજે ઘાંટો પાડતા. "પૈસા બચ્યા છે કાંઈ?"

"ના."

નાના ધીરે ધીરે ગાડી ફરતે આંટો મારતા અને બબડતા:

"લાગે છે કે વળી બહુ ઝાઝો માલ લઈ આવ્યો છો. પૈસા ચૂકવ્યા વગર તો નથી લઈ આવ્યો ને કાંઈ? ધ્યાન રાખજે, મારા ઘરમાં એવું ન ચાલે, સમજ્યો ને?"

પછી તે આખું મોં સંકોડીને ઉતાવળા ઉતાવળા ચાલ્યા જતા.

મામાઓ ખુશમિજાજમાં ગાડી પાસે પહોંચી જતા અને મરઘાં, માછલાં, ગુડદાકલેજી, રાન, અને માંસના ટુકડાઓના વજનની અટકળ કરવા લાગતા.

"તેં ચીજો તો બહુ સરસ ગોતી કાઢી છે, એમાં ના નહિ!" તેઓ વખાણમાં સીટી વગાડતા અને દેકારા કરતા બોલતા.

મિખાઈલમામા તો ખાસ ઉમંગમાં આવી જતા, જાણે પગમાં કમાન જડેલી હોય એવી રીતે ગાડી ફરતે કૂદાકૂદ કરતા, લક્કડખોદના જેવા નાક વડે સૂંઘતા, હોઠના બુચકારા બોલાવતા, અને બેચેન આંખોને બેહદ ખુશીમાં સંકોડી લેતા. તે નાના જેવા જ પાતળા હતા, દેખાવમાં પણ નાના જેવા હતા, માત્ર એટલો ફરક હતો કે નાનાથી ઊંચા હતા અને જિપ્સી જેવા ઘેરા વાનના હતા. ટાઢમાં ઠરી ગયેલા હાથને બાંયોમાં ઘુસાડીને તે પૂછતા:

"ડોસાએ કેટલા પૈસા આપેલા?"

"પાંચ રૂબલ."

"અને આ માલ તો ઓછામાં ઓછા પંદર રૂબલમાં આવે એટલો છે. તેં ખર્ચ્યા કેટલા?"

"ચાર રૂબલ અને દસ કોપેક."

"એટલે એમ કે નેવું કોપેક તારા ખીસામાં ગયાં, ખરું ને? સાંભળ્યું, યાકોવ? પૈસા પેદા કરવાની આયે એક રીત છે!"

યાકોવમામા ટાઢમાં ખાલી ખમીસ પહેરીને ઊભા ઊભા અને ઠંડા નીલા ગગન તરફ આંખો મટમટાવતા ધીમું હસતા.

"વાન્યા, એક એક ગ્લાસ વોદકા પા તો કેમ?" તે સુસ્ત અવાજે બોલતા.

નાનીમા ઘોડાને ગાડીએથી છોડતી.

"શું થયું, વહાલુડા? શું થયું, મારા બાળ?" તે કામ કરતી કરતી ગણગણતી. "જરાક રમત કરવાનું મન થાય છે? ભલે, ભલે, થોડીક રમત કરી લેવામાં ભગવાનને કશો વાંધો ન હોય."

કદાવર શારાપ કેશવાળી ઉછાળતો, ધોળા દાંત નાનીમાના ખભા ઉપર ઘસતો, તેનો રેશમી રૂમાલ પકડી લેતો, ખુશાલ નજરે તેના ચહેરા સામે જોતો, અને પાંપણો ઉપરથી બરફની કણીઓ ખંખેરતો ધીમી હણહણાટી કરતો.

"થોડીક રોટી ખાવી છે, એમ ને?" નાનીમા સરસ નમકદાર રોટીનો મોટો કકડો ઘોડાના દાંત વચ્ચે ઘુસાડી દેતી સવાલ કરતી, અને ઝભ્ભાનો છેડો ઘોડાના મોઢા નીચે ઝાલી રાખીને તેને રોટી ચાવતો નીરખતી રહેતી.

"ઘોડો રૂપનો અંબાર છે, નાનીમા," પોતે જ નાનકડા વછેરા જેવો રમતિયાળ ત્સીગાનોક કહેતો. "વળી ભારે ચપળ છે!"

"ચાલતો થઈ જા! પૂંછડી પટપટાવવાનું મૂકી દે!" નાનીમા પગ પછાડતી બરાડો પાડતી. "તને તો ખબર છે કે આવે ટાણે તું મને જરાય ગમતો નથી!"

તેણે મને વાત કરી કે ત્સીગાનોક બજારે જાય ત્યારે ખરીદી ઓછી કરે છે અને ચોરી વધારે કરે છે.

"નાના એને પાંચ રૂબલ આપે છે, એમાંથી ત્રણ ખર્ચે છે અને દસ રૂબલનો માલ ચોરી લાવે છે," તે ગમગીન અવાજે બોલી. "એને ચોરી કરવાનું ગમે છે, મવાલી ક્યાંનો! એક વાર હાથ અજમાવી જોયો, કામયાબી મળી ગઈ, અહીંયાં ઘરમાં બધાંએ હસતાં હસતાં વખાણ કર્યાં, એટલે એણે પછી જાણે ટેવ જ પાડી લીધી. તારા નાના જુવાનીમાં ગરીબીથી એટલા બધા

ત્રાસી ગયેલા કે હવે ઘડપણમાં મખ્ખીચૂસ થઈ ગયા છે. કંઈક મફત મળી જાય તો ખુશ થઈ જાય. એમને છોકરાં કરતાં પૈસાની ફિકર વધારે છે. મિખાઈલ અને યાકોવ..."

દીકરાઓની વાત હાથ હલાવીને પતાવી દેતી તે થોડી વાર ચુપ થઈ ગઈ.

"આ તો ગૂંચવાઈ ગયેલું ગૂંથણ છે, ઓલ્યોશા," બજરની ડબ્બીમાં નજર તાકતી તે આગળ બોલી, "આંધળી ડોકરીએ કર્યું છે, ભાતમાં વાંકાચૂકા ગોટાળા કરી નાખ્યા છે. તને અને મને એમાં ધડમાથાની કશી ખબર ન પડે તો જરાય અચરજની વાત નથી. પણ વાન્યા ચોરી કરતો એક વાર પકડાઈ જશે ત્યારે મારી મારીને એનો જીવ કાઢી નાખશે..."

તે વળી થોડી વાર ચુપ રહી, અને તેણે ફરી વાત શરૂ કરી ત્યારે તેનો અવાજ બહુ ધીમો હતો.

"અરેરે! નિયમ તો પાર વગરના છે, પણ તેમનો આધાર ઊભો કરવા સચ્ચાઈ જેવું કંઈ નથી..."

બીજે દિવસે મેં ત્સીગાનોકને ફરી ચોરી ન કરવા બહુ વીનવ્યો.

"મારી મારીને તમારો જીવ કાઢી નાખશે..."

"મને પકડી જ ન શકે, છટકી જાઉં. ચાલાક છું, વળી ઘોડો બહુ વેગીલો છે," તે હસતો હસતો બોલ્યો, પણ પછી થોડીક જ વારમાં તેનાં ભવાં સંકોડાઈ ગયાં. "મને ખબર છે કે ચોરી કરવાનું બહુ ખોટું ગણાય, અને એમાં જોખમ છે. હું તો ખાલી મોજને ખાતર ચોરી કરું છું. વળી પૈસા બચાવીને રાખતો નથી, તારા મામાઓ અઠવાડિયા દરમિયાન બધાય પૈસા મારી પાસેથી કઢાવી લે છે. પણ મને પરવા નથી, ભલે કઢાવી લેતા, મને તો ખાવાનું પૂરતું મળી રહે છે."

એકાએક તેણે મને તેડી લીધો અને હળવેથી હલાવ્યો.

"તારી કાયા પાતળી ને હલકી છે, પણ હાડકાં સરસ છે. મોટો થઈને જોરાવર આદમી બનવાનો. સાંભળ, ગિટાર વગાડતાં શીખી લે, યાકોવમામાને કહે કે શીખવે, મજાકની વાત નથી! ફક્ત એટલું કે તું હજી બહુ નાનો છો, મુશ્કેલી એ જ છે! છો તો સાવ નાનકડો, પણ કેવો મિજાજ! મને નથી લાગતું કે તને નાના ગમતા હોય, ગમે છે?"

"ખબર નથી."

"મને તો આ કાશીરિન ઘરમાં નાનીમા સિવાય બીજું કોઈ નથી ગમતું. ખાલી શયતાનને જ ગમે એવાં છે બધાં!"

"હું ગમું છું?"

"તું કાશીરિન નથી, પેશ્કોવ છો. લોહી જુદું અને જાત જુદી."

એકાએક તેણે મને જોરથી દબાવ્યો અને લગભગ ઊંહકારો કરતાં કહ્યું:

"હે ભગવાન! મને કંઠ મળ્યો હોત તો! હૈયાં હલાવી નાખે એવું ગાત! ઠીક, તું જા હવે, ભાઈ! કામ શરૂ કરવું પડશે."

તેણે મને નીચે ઊતારી દીધો, મુઠ્ઠી ભરીને ખીલીઓ મોંમાં ભરી લીધી, અને કાળું કાપડ મોટા ચોરસ પાટિયા ઉપર જડવાનું શરૂ કરી દીધું.

ત્યાર પછી થોડા વખતમાં તેને મોત આંબી ગયું.

વાત આમ બની ગઈ: આંગણમાં ઝાંપા નજીક વાડને ટેકે ઓકના લાકડાનો મોટો જબ્બર ક્રૉસ રાખેલો હતો. તેને નીચલે છેડે જાડી બેસણી હતી. ક્રૉસ ત્યાં ઘણા વખતથી પડયો હતો, હું પહેલી વાર એ ઘરમાં પહોંચ્યો ત્યારે મારા ધ્યાનમાં આવેલો. એ વખતે નવો અને પીળો હતો, પણ શરદના વરસાદમાં ભીંજાઈને હવે કાળો પડી ગયો હતો, વળી તેમાંથી ઓકના ભીના લાકડાની આકરી ગંધ આવતી હતી. નાનકડા આંગણમાં ઠેરઠેર ચીજવસ્તુઓ પડેલી રહેતી અને ક્રૉસ હરઘડી આડો આવતો.

યાકોવમામાએ ક્રૉસ વહુની કબરે મૂકવા ખરીદેલો, અને પહેલી મરણતિથિએ ખુદ ઉપાડીને કબ્રસ્તાનમાં લઈ જવાના સોગન ખાધેલા.

તિથિ શિયાળાની શરૂઆતમાં શનિવારે પડતી હતી. સખત ટાઢ હતી, પવન ફૂંકાતો હતો, અને છાપરાં પરથી હિમની ડમરીઓ ઊડતી હતી. નાનીમા, નાના, અને બીજાં ત્રણ બાળકો પ્રાર્થના માટે વહેલાં કબ્રસ્તાન ચાલ્યાં ગયેલાં. બાકીનાં સૌ આંગણમાં ગયાં. મારે કોઈ કસૂરની સજા તરીકે ઘરમાં જ રહેવાનું હતું.

મિખાઈલમામા અને યાકોવમામાએ એકસરખા કાળા કોટ પહેર્યા હતા. તેમણે ક્રૉસનો ઉપરનો ભાગ ઊંચો કરીને તેના હાથાઓ ખભે ગોઠવી દીધા. ગ્રિગોરી અને એક અજાણ્યા માણસે ભારે બેસણી મુશ્કેલીથી ઊંચી કરીને ત્સીગાનોકના પહોળા ખભા પર ગોઠવી દીધી. તેની કાયા હલી ગઈ, અને તેણે ટટ્ટાર રહેવા પગ પહોળા કરી દીધા.

"ઊપડશે?" ગ્રિગોરીએ પૂછ્યું.

"કહેવાય નહિ, વજન બહુ છે."

"ઝાંપો ખોલી નાખ, આંધળા શયતાન," મિખાઈલમામા ગરજી ઊઠયા.

"શરમની વાત છે, વાન્યા, અમે બેઉ તારાથી દૂબળા છીએ," યાકોવમામા બોલ્યા.

પરંતુ ગ્રિગોરીએ ઝાંપો ખોલતાં વાન્યાની તરફ ફરીને કડક અવાજે શિખામણ આપી:

"ધ્યાન રાખજે કે વધારે પડતું જોર ન કરવું પડે! ઠીક, ભગવાન તારી રખેવાળી કરો!"

"ટાલિયો બુઢ્ઢો ગધેડો!" મિખાઈલમામાએ શેરીમાંથી બરાડો પાડયો.

આંગણમાં સૌ હસી પડયાં, અને ક્રૉસ ગયો એટલે જાણે ખુશી થઈ હોય એમ મોટેથી વાતો કરવા લાગ્યાં.

ગ્રિગોરી મારો હાથ ઝાલીને મને કામની છાપરીમાં લઈ ગયો.

"તારા નાના આજે તને કદાચ ન મારે, ખુશમિજાજમાં હોય એમ લાગે છે," તેણે કહ્યું.

તેણે મને રંગવાની ઊનના ઢગલા ઉપર બેસાડયો, હળવે હાથે ઊન મારા શરીર ફરતે વીંટાળી દીધી, અને પીપડાંમાંથી નીકળતી વરાળ સૂંઘતાં સૂંઘતાં વિચારમાં ગરકાવ થઈને બોલવાનું શરૂ કર્યું:

"તારા નાનાને હું સાડત્રીસ વરસથી ઓળખું છું, બેટા. આ ધંધાની શરૂઆત મેં જોયેલી, અને હવે એના આખરી દિવસો પણ જોઈ રહ્યો છું. અમારી સરસ દોસ્તી હતી, ધંધો અમે ભેગા મળીને વિચારી કાઢેલો અને શરૂ કરેલો. તારા નાના ચબરાક છે! જો, એ અહીંયા માલિક બની ગયા, હું ન બની શક્યો. પણ ભગવાન આપણામાંથી કોઈના કરતાં વધારે ચતુર છે, એક વાર જરાક મલકાટ કરે તો શાણામાં શાણો માણસ પણ મૂરખની જેમ આંખો મટમટાવતો ઊભો રહી જાય. તને હજી બાબતોના કેમ અને શુંની ઝાઝી ખબર નથી, પણ તું બધું જાણી લે એ જ બરાબર છે. અનાથ બાળકની જિંદગી આસાન નથી હોતી. તારા બાપુ મક્સીમ સાવ્વાત્યેવિચ એક નંબરના આદમી હતા, બધું સમજતા. એટલે જ તારા નાનાને ગમતા નહિ, અને નાના એમની જોડે જરાય સંબંધ ન રાખતા..."

ત્યાં બેસીને તેના માયાળુ શબ્દો સાંભળવાનું મને ગમતું હતું. ભઠ્ઠીમાં રાતી અને સોનેરી આગ લબકારા કરતી હતી, પીપડાંમાંથી નીકળતી વરાળના દૂધ જેવા ધોળા ગોટા ત્રાંસી છતનાં પાટિયાંને વળગીને થીજી જતા હતા. વાંકીચૂકી તિરાડ વાટેથી આસમાનની નીલી પટ્ટી નજરે પડતી હતી. પવન ઓસરી ગયો હતો, ક્યાંક સૂરજ ચળકી રહ્યો હતો, આંગણમાં જાણે કાચની ભૂકી છાંટેલી હોય એમ લાગતું હતું. રસ્તેથી હિમગાડીઓના કચર કચર અવાજ સંભળાતા હતા, મકાનોનાં ધુમાડિયાંમાંથી નીલા ધુમાડાની સેરો ઊંચે જતી હતી, અને ઝાંખા પડછાયાઓ જાણે પોતાની વાત કહેતા હોય એમ હિમ ઉપરથી પસાર થઈ જતા હતા.

માથે ટોપી વગર ઊભો ઊભો રંગ ઉકાળતો અને મને સૂચનાઓ આપતો

લાંબી દાઢીવાળો અને મોટા કાનવાળો ઊંચો અને સુકલકડી ગ્રિગોરી કોઈ જાદુગર જેવો લાગતો હતો.

"હંમેશાં લોકોની નજરમાં સીધી નજર પરોવીને જોવું, એમ કરીશ તો પાછળ પડેલું કૂતરું પણ ઊભું રહી જશે..."

તેનાં ભારે ચશમાં નાકની દાંડી ઉપર દબાયેલાં હતાં, એથી નાકનો છેડો નાનીમાના નાકના છેડા જેવો નીલો પડી ગયો હતો.

"આ શું?" તે અચાનક થંભી જતો બોલ્યો. તે કાન સરવા કરીને પળ વાર સાંભળતો રહ્યો અને પછી પગ વડે ભઠ્ઠીનું ઢાંકણ બંધ કરી દેતો આંગણમાં દોડી ગયો. હું પણ તેની પાછળ પાછળ ગયો.

રસોડામાં વચ્ચોવચ ભોંયપટ ઉપર ત્સીગાનોક ચત્તો પડયો હતો. બારીમાંથી અજવાળાની બે પહોળી પટ્ટીઓ પડતી હતી. તેમાંથી એક તેના માથા અને છાતી ઉપર અને બીજી પગ ઉપર પથરાઈ ગયેલી હતી... તેના કપાળમાં અજબ તેજ વરતાતું હતું, ભવાં ઊંચાં થઈ ગયેલાં હતાં, ત્રાંસી આંખો મેશ છવાયેલી છતને તાકી રહી હતી, ઘેરા હોઠ ફરકતા હતા અને ગુલાબી ફીણને બહાર ધકેલતા હતા, મોંના ખૂણાઓમાંથી લોહીની ધારાઓ ગરદન ઉપર થઈને ભોંયપટ ઉપર વહેતી હતી, શરીર નીચેથી લોહી ધસારાબંધ વહી રહ્યું હતું. ઈવાનના પગ ઢીલા પડી ગયા હતા, પાટલૂનના પહોળા પાયચા ભોંયપટને ચોંટી ગયા હતા, એટલે સાફ લાગતું હતું કે લોહીમાં લદબદ થઈ ગયા છે. રેતી વડે ઘસીને સાફ કરેલો ભોંયપટ સૂર્યના પ્રકાશમાં ચળકી રહ્યો હતો. લોહીનાં વહેણ બારણા તરફ વહી રહ્યાં હતાં અને અજવાળાની પટ્ટીઓને પાર કરે ત્યાં ઝગમગાટ કરતાં હતાં.

ત્સીગાનોક નિશ્ચલ પડયો હતો, માત્ર તેના લંબાયેલા હાથની ધ્રૂજતી આંગળીઓ ભોંયપટને ખોતરતી હતી, રંગના ડાઘાવાળા નખ સૂર્યના પ્રકાશમાં ચળકારા મારતા હતા.

આયા યેવગેનિયા ઈવાનની પાસે ગોઠણભેર થઈને તેના હાથમાં મીણબત્તી પકડાવવાની કોશિશ કરતી હતી, પણ તે પકડી નહોતો શકતો. મીણબત્તી પડી ગઈ અને જ્યોત લોહીમાં ભીંજાઈને ઓલવાઈ ગઈ. આયાએ મીણબત્તી ઉપાડી લીધી, લૂછીને સાફ કરી, અને હલતી આંગળીઓમાં ફરી પકડાવવાની કોશિશ કરી. દબાતી ઉત્તેજના રસોડામાં જાણે છલકાતી હતી, પવનની જેમ મને ઉંબર પરથી ઉડાડી દેતી હતી, પણ મેં હાથો પકડી રાખ્યો.

"પડી ગયો," યાકોવમામા માથું આંચકો મારીને હલાવતા ઢીલા અવાજે

બોલ્યા. તે પોતે ફિક્કા પડી ગયા હતા અને જાણે સંકોડાઈ ગયા હતા, અને બેરંગ આંખો વારંવાર મટમટાવતા હતા.

"પડી ગયો, અને કચડાઈ ગયો, ક્રૉસ વાંસામાં વાગ્યો. વેળાસર પડતો ન મૂકી દીધો હોત તો અમેય કચડાઈ ગયા હોત."

"તો તમે જ એને ખતમ કરી નાખ્યો." ગ્રિગોરી ઘોઘરા અવાજે બોલ્યો.

"તે અમે શું..."

"તમે!"

લોહી વહેતું રહ્યું. બારણા નજીક લોહીનું ખાબોચિયું ભરાઈ ગયું હતું. તે ઘેરું પડી ગયું હતું અને એકધારું મોટું થઈ રહ્યું હોય એમ લાગતું હતું. ત્સીગાનોક પડયો પડયો જાણે ઊંઘમાં કરતો હોય એવા અવાજ કરતો હતો. તેના મોંમાંથી ગુલાબી ફીણ નીકળતું હતું. અને તેની કાયા જાણે ઓગળી રહી હતી, વધારે ને વધારે સપાટ બની રહી હતી, ભોંયપટની જોડે એકાકાર થઈ રહી હતી.

"મિખાઈલો બાપુને બોલાવી લાવવા ઘોડો લઈને દેવળે ગયો છે," યાકોવમામા ધીમા અવાજે બોલ્યા. "હું આને ઘોડાગાડીમાં નાખીને ઉતાવળો પાછો અહીંયાં આવ્યો... સારું થયું કે બેસણી મેં નહોતી ઉપાડી, નહિતર મારી અત્યારે કેવી હાલત થઈ ગઈ હોત..."

આયાએ મીણબત્તી ફરી ત્સીગાનોકના હાથમાં પકડાવવાની કોશિશ કરી, મીણનાં ટીપાં અને આંસુ આદમીના પંજામાં ટપકવા લાગ્યાં.

"મીણબત્તી માથા નજીક ભોંયપટ ઉપર ચોંટાડી દે, મૂરખ!" ગ્રિગોરી તોછડાઈથી બોલી ઊઠયો.

"બરાબર."

"એની ટોપી કાઢી નાખ!"

આયાએ ટોપી ખેંચી કાઢી. ઈવાનનું માથું બોદો ઢબકાર કરતું ભોંયપટ ઉપર અફળાયું. હવે તેનું માથું એક તરફ ફરી ગયું હતું, એટલે મોઢામાંથી લોહી વધારે ઝડપથી વહેવા લાગ્યું, પણ એક જ ખૂણામાંથી. ભયંકર લાંબા વખત સુધી એવી જ હાલત રહી. શરૂઆતમાં મેં ધારી લીધેલું કે ત્સીગાનોક થોડોક આરામ કરી લઈને બેઠો થઈ જશે, ચીડમાં થૂંકશે, અને રોજની ટેવ મુજબ બોલી ઊઠશે:

"તોબા! કેવી ગરમી!"

રવિવારે બપોરે જમીને થોડીક નીંદર ખેંચી લીધા પછી ઊઠે ત્યારે તે હંમેશાં એમ જ કરતો. પરંતુ બેઠો થવાને બદલે તે પડયો રહ્યો અને ઓગળતો રહ્યો. તડકો ઓસરી રહ્યો હતો, અજવાળાની પટ્ટીઓ ટૂંકી થઈ ગઈ હતી અને હવે

માત્ર બારીની પાળ ઉપર જ પથરાયેલી હતી. તેનો ચહેરો અને હાથ ઘેરા બની ગયા હતા, આંગળીઓ હલતી નહોતી, અને મોંમાં ફીણના પરપોટા બંધ પડી ગયા હતા. તેના માથા નજીક ત્રણ મીણબત્તીઓ ગોઠવવામાં આવી હતી. સોનેરી જ્યોતિઓ તેના નીલા-કાળા વાળનાં જુલફાંને, દબાઈને ચપટા થઈ ગયેલા નાકની અણીને, અને લોહી ખરડાયેલા દાંતને ઉજાળી રહી હતી, ફરકતું અજવાળું તેના ઘેરા ગાલ ઉપર પાથરી રહી હતી.

આયા રડતી રડતી તેની પાસે ગોઠણભેર બેસી ગઈ અને હોઠ ફફડાવતી બોલી:

"અરેરે! બિચારું નાનકડું પારેવું! તું કેવી ખુશી ફેલાવતો!"

સખત ટાઢ હતી અને ખોફનાક હાલત હતી. હું ટેબલ નીચે ઘૂસીને લપાઈ ગયો. પછી નાના ભારે ડગલાં ભરતા રસોડામાં આવ્યા. તેમણે ફરનો કોટ પહેર્યો હતો. તેમની પાછળ નાનીમા આવી. તેના ઓવરકોટમાં સીવેલા ખાલના કૉલરમાં ટૂંકી પૂંછડીઓ લટકતી હતી. તેમની જોડે મિખાઈલમામા, બાળકો, અને કેટલાય અજાણ્યાં માણસો આવ્યાં.

નાનાએ કોટ ભોંયપટ ઉપર ફગાવતાં બરાડો પાડયો:

"હરામજાદાઓ! આવા આદમીને મારી નાખ્યો! અરે, પાંચ વરસમાં એની કિંમત સોના ભારોભાર થઈ ગઈ હોત!"

ભોંયપટ પર પડેલાં કપડાં આડાં આવતાં હતાં એટલે હું ઈવાનને જોઈ નહોતો શકતો. બહેતર જગ્યાની તલાશમાં ખસતો ખસતો હું નાનાને ઠેબે ચડી ગયો. તેમણે મને લાત મારીને આઘો ધકેલી દીધો અને નાનકડી રાતી મુઠ્ઠી મામાઓની સામે હલાવતાં બરાડો પાડયો:

"વરુઓ! લોહીના તરસ્યા વરુઓ છો તમે!"

પછી તે બાંકડા ઉપર ફસકી પડયા, આંગળીઓ વડે બાંકડાને સખત પકડીને રડતા રડતા તીણા અવાજે બબડવા લાગ્યા:

"અરે, મને ખબર છે, તમે એને સાંખી નહોતા શકતા. અરે વાન્યા! મૂરખ બાળ! હવે શું કરશું? કહું છું હવે શું કરશું? ઘોડો ઘરડો થઈ ગયો છે, સાજ વેચાઈ ગયો છે... માડી, લાગે છે કે આ છેલ્લાં થોડાંક વરસમાં ભગવાનનો કોપ ઊતર્યો છે આપણી ઉપર, હેં? તને શું લાગે છે?"

નાનીમા ભોંયપટ પર ઈવાન પાસે બેસી ગઈ હતી અને તેના મોં ઉપર, માથા ઉપર, તથા છાતીએ હાથ ફેરવતી હતી, તેની આંખોમાં ઉચ્છવાસ છોડતી હતી, તેના હાથ ઊંચા કરીને ઘસતી હતી. એવી ધમાલમાં તેણે બધી મીણબત્તીઓ પાડી નાખી હતી. આખરે તે મહેનત કરીને ઊભી થઈ. મોટી કાળી કાયા,

ચળકતો કાળો પોશાક, ખોફનાક રીતે ચકળવકળ થતી કાળી આંખો. તે ધીમા અવાજે બોલી:

"બહાર નીકળો, કાળમુખાંઓ!"

નાના સિવાય બીજાં બધાં ગાયબ થઈ ગયાં.

...ત્સીગાનોકને કશી ધમાલ વગર અને કશી યાદગીરી વગર દફનાવી દેવામાં આવ્યો.

૪

હું પહોળા ખાટલામાં ભારે રજાઈમાં લપેટાઈને પડયો પડયો નાનીમાની પ્રાર્થના સાંભળતો હતો. તે ગોઠણભેર બેઠી હતી, એક હાથ છાતીએ દબાયેલો હતો, બીજા હાથે થોડી થોડી વારે ધીરે ધીરે ક્રૉસની નિશાની કરતી હતી.

મને બારી બહારથી હિમના કડાકા સંભળાતા હતા. કાચ ઉપર જામી ગયેલા ઠારની જાળીદાર ભાતમાંથી ડોકિયું કરતી લીલાશ પડતી ચાંદની મોટા નાકવાળા અને ઘેરી આંખોવાળા માયાળુ મુખડાને મંદ પ્રકાશ વડે ઉજાળતી હતી. નાનીમાના વાળને ઢાંકતું રેશમી કપડું ધાતુની જેમ ચળકતું હતું. ખભેથી લટકતા ઘેરા રંગના ડ્રેસની ગડીઓનો ગંજ તેની આસપાસ ભોંયપટ ઉપર ખડકાઈ ગયેલો હતો.

તેણે પ્રાર્થના પૂરી કરીને ચુપચાપ કપડાં કાઢી નાખ્યાં અને સંકેલીને ખૂણામાં સંદૂક ઉપર સરખી રીતે મૂકી દીધાં. પછી તે ખાટલા નજીક આવી. મેં ઊંઘી ગયો હોઉં એવો ડોળ કર્યો.

"ઢોંગ રહેવા દે, ખેપાની છોકરા! તું ઊંઘી નથી ગયો," તે હળવા અવાજે બોલી. "નથી ઊંઘી ગયો, ખરું ને, પારેવડા? ચાલ, રજાઈનો છેડો લેવા દે!"

હું સમજી ગયો કે શું થવાનું છે, એટલે મલકાટ ખાળી ન શક્યો. પછી તેણે ઘાંટો પાડયો:

"વાહ! તો તું બુઢ્ઢી નાનીમાની ઠેકડી ઉડાડે છે, એમ ને?"

તેણે રજાઈનો છેડો પકડીને એટલા જોરથી અને એવી કાબેલિયતથી ખેંચ્યો કે હું અદ્ધર હવામાં ઊડયો અને કેટલીય ઘૂમરીઓ ખાઈને પાછો પીંછાંની પથારીમાં પડયો. તે ખડખડાટ હસતી રહી.

"લેતો જા, ખેપાની! હવે તારી સાન ઠેકાણે રહેવાની!"

ક્યારેક તે એટલા લાંબા વખત સુધી પ્રાર્થના કરતી રહેતી કે હું નીંદરમાં પડી જતો અને મને ખબર જ ન પડતી કે તે ક્યારે આવીને સૂઈ ગઈ,

પરેશાની, ઝઘડા, અને લડાઈઓના દિવસોનો અંત હંમેશાં એવી લાંબી પ્રાર્થનાઓમાં આવતો. બનેલા બનાવોની બધી વિગતો નાનીમા ભગવાનને કહી સંભળાવતી હોય ત્યારે સાંભળવામાં બહુ મઝા પડતી. ડુંગર જેવડી કાયા નમાવીને તે વેગે હોઠ ફફડાવતી અગમ્ય ગણગણાટ શરૂ કરી દેતી, અને પછી ગણગણાટ જોશીલા બબડાટમાં પલટાઈ જતો.

"તને તો ખબર છે, ભગવાન, કે દરેક માણસ પોતાની હાલત બહેતર બનાવવાની કોશિશ કરે જ, એ તો કુદરતી વાત છે. મિખાઈલ સૌથી મોટો છે એટલે એણે તો અહીંયાં શહેરમાં જ રહેવું જોઈએ, એને નદી પાર નવી જગ્યાએ મોકલી દેવામાં આવે તો માઠું લાગે. એ જગ્યા કોઈએ અજમાવી નથી જોઈ, અને કહેવાય નહિ કે કેવી નીકળે. પણ બાપને યાકોવ વધારે ગમે છે. બાપ છોકરાંને એકસરખો પ્યાર ન કરે એ કંઈ ઠીક ગણાય? ડોસો જક્કી છે. એને થોડીક અક્કલ દે તો સારું, ભગવાન!"

તે મોટી ચળકતી આંખો વડે ઘેરાં દેવચિત્રો ઉપર નજર ફેરવતી પોતાના ભગવાનને સલાહ આપવાનું ચાલુ રાખતી.

"ભગવાન, એને મઝાનું સપનું દઈને એમાં સમજાવી દે કે દીકરાઓને ભાગ કેવી રીતે પાડી દેવા."

તે ક્રૉસની નિશાની કરતી, પહોળાં ભવાં ભોંયપટને અડી જાય એટલી નીચે નમી જતી, અને પાછી સીધી થઈને પ્રભાવક અવાજે આગળ બોલતી:

"અને વાર્વારાને થોડીક ખુશી આપે તો? તારી નારાજી વહોરી લે એવું એણે શું કર્યું છે, ભગવાન? એ બીજાં માણસોથી બદતર કઈ રીતે છે? આવી જુવાન જોરાવર બાઈ આટલી વિપદા વેઠતી હોય એવું કોઈએ ક્યારેય સાંભળ્યું છે? વળી ગ્રિગોરીની વાત લે, ભગવાન, એની આંખોનું ધ્યાન રાખ, રોજ વધારે ને વધારે બગડતી જાય છે. આંધળો થઈ જશે તો ઘેર ઘેર ભટકીને રોટીની ભીખ માગવા સિવાય બીજું શું બાકી રહેશે? અને એ કંઈ ઠીક ગણાય? એણે તો બધી તાકાત ડોસાના ધંધામાં રેડી દીધી છે... પણ ડોસો એને જરાય મદદ નહિ કરે... હે ભગવાન! હે ભગવાન!"

તે કેટલીય વાર સુધી ચુપ રહેતી, માથું નમાવી દેતી, હાથ લટકતા રાખી દેતી, જાણે કેમ ઊંડી નીંદરમાં પડી ગઈ હોય, થીજી ગઈ હોય.

"બીજું શું?" તે આખરે ભવાં સંકોડીને બોલતી. "આસ્થાવાળા સૌની ઉપર દયા રાખજે, અને મને માફ કરી દેજે, હું તો કાળમુખી મૂરખ છું જ, તને તો બરાબર ખબર છે. મને મારું મૂરખ મન પાપને માર્ગે લઈ જાય છે, મારું દિલ દયા વગરનું નથી."

પછી તે ઊંડો નિસાસો નાખીને મમતા અને સંતોષની લાગણીથી કહેતી:

"પણ તું ન જાણતો હો, ન સમજતો હો, એવું તો કંઈ છે જ નહિ, ભલા ભગવાન, પવિત્ર પિતા!"

મને નાનીમાનો ભગવાન બહુ ગમતો, જાણે તેના સ્વજન જેવો હતો. હું ઘણી વાર કહેતો:

"નાનીમા, ભગવાનની વાત કરો!"

નાનીમા તેને વિશે ખાસ રીતે વાત કરતી. બેસી જાય, આંખો મીચી દે, અને ધીમા અવાજે બોલે, અજબ રીતે શબ્દો વહેતા મૂકે. મને હજી યાદ છે કે તે કેવી રીતે કાયા સીધી કરી લેતી, બેસી જતી, માથે રૂમાલ ઓઢી લેતી, અને વાતો ગૂંથવાનું શરૂ કરી દેતી. હું સાંભળતો સાંભળતો નીંદરમાં પડી જતો.

"ભગવાન ટેકરી ઉપર બેઠો છે, ચોમેર સ્વર્ગનાં બીડ ફેલાયેલાં છે, રૂપેરી લીંબુડીઓ નીચે નીલમના સિંહાસન પર બેઠો છે, લીંબુડીઓ આખું વરસ ખીલતી રહે છે કેમ કે સ્વર્ગમાં નથી શિયાળો હોતો કે નથી શરદ હોતી, એટલે ફૂલો આખું વરસ ખીલતાં રહીને સ્વર્ગના સંતોને ખુશાલી બક્ષે છે. ભગવાનની આસપાસ બધે પાર વગરના દેવદૂતો ઊડતા રહે છે, વરસતા હિમની ઝડી કે માખીઓના ઝુંડની જેમ, અથવા સ્વર્ગમાંથી પૃથ્વી સુધી અને પાછાં સ્વર્ગ સુધી ઊડીને આપણ પૃથ્વીના જીવો વિશે ભગવાનને જણાવતાં ધોળાં પારેવાંના ઝુંડની જેમ. આપણામાંથી દરેકનો પોતાનો દેવદૂત હોય છે—તારો ને મારો ને નાનાનો—કેમ કે ભગવાનની નજરમાં તો તમામ જીવ એકસરખા હોય છે. તારો દેવદૂત ભગવાન પાસે જઈને ખબર આપે: 'આલેક્સેઈએ નાનાની સામે જીભડો કાઢેલો.' એટલે ભગવાન ફરમાન છોડે: 'નાના એને મેથીપાક ચખાડે.' દરેક માણસ અને દરેક વસ્તુની બાબતમાં એમ જ બને છે. દરેકને એની લાયકાત મુજબ બદલો મળે છે—કોઈને ગમ તો કોઈને ખુશી. અને ભગવાન એ બધું એટલી સરસ રીતે કરે છે કે દેવદૂતો ખુશીમાં પાંખો ફફડાવતા લગાતાર ગાતા રહે છે: 'ભગવાનનો જય! ભગવાનનો જય!' અને ભગવાન હોઠ મલકાવતો નીરખતો રહે છે, જાણે કહેતો હોય કે 'ભલે, ગાતા રહો, તમને ગમતું હોય તો!'"

નાનીમા પોતે પણ હોઠ મલકાવતી અને માથું હલાવતી.

"તમે જોયું છે એ બધું?"

"જોયું તો નથી, પણ મને ખબર છે," તે વિચારમાં સરી પડીને જવાબ દેતી.

તે ભગવાનની અને સ્વર્ગની અને દેવદૂતોની વાત કરે ત્યારે જાણે નાના

કદની અને રાંક બની જતી, તેના ચહેરા ઉપરથી ઉંમરના જખમો ભુંસાઈ જતા, અને તેની ભીની આંખોમાં ખાસ હૂંફાળું તેજ ઝગારા મારવા લાગતું. હું તેના સાટીન જેવા સુંવાળા વજનદાર ચોટલા મારી ગરદન ફરતે વીંટાળી દેતો અને તેની વાતોના વશીકરણમાં બંધાઈને ચુપચાપ બેસી રહેતો, એ અંતહીન વાતો સાંભળતાં મને કદી ધરવ ન થતો.

"ભગવાનને જોવાનું નસીબ માણસને અપાયું જ નથી, જુએ તો આંધળો થઈ જાય. ખાલી સંતો જ એને ઉઘાડી આંખે જોઈ શકે. પણ મેં દેવદૂતોને જોયા છે. માણસનું હૈયું નિર્મળ થઈ જાય ત્યારે દેવદૂતો નજરે પડે. એક વાર હું દેવળમાં વહેલી પ્રાર્થનામાં ઊભી હતી ત્યારે મને બે દેવદૂત દેખાયેલા. ધુમ્મસ જેવા હતા, આરપાર જોઈ શકાય એવા, અને જાણે તેજના ફુવારા, જાળીદાર નકશીદાર પાંખો ભોંયપટ ઉપર ફેલાઈ ગયેલી હતી. બન્ને ભગવાનના આસન નજીક આંટા મારતા હતા અને બુઢ્ઢા ફાધર ઈલ્યાને મદદ કરતા હતા. ફાધર ઘરડા નબળા હાથ પ્રાર્થનામાં ઊંચા કરે ત્યારે તેઓ તેની કોણીઓને ટેકો આપતા હતા. ફાધર એટલો ઘરડો અને આંધળો હતો કે દરેક વસ્તુ જોડે ભટકાતો રહેતો, પછી થોડા વખતમાં મરી ગયો. હું દેવદૂતોને જોઈને એટલી બધી ઉમંગમાં આવી ગઈ કે ખુશીની મારી લગભગ બેહોશ થઈ ગઈ. મારા દિલમાં એવી પીડા ઊપડી કે હૈયું જાણે હમણાં ફાટી પડશે એમ લાગ્યું. મારી આંખોમાંથી આંસુની ધારાઓ વહેવા લાગી. અરે, કેવી ખુશી માણેલી મેં! ભગવાન સ્વર્ગમાં બેઠો છે ત્યાં બધું કેટલું સરસ મઝાનું છે, ઓલ્યોશા, મારા વહાલુડા! અને અહીંયાં પૃથ્વી ઉપર પણ બધું કેટલું સરસ મઝાનું છે!.."

"અહીંયાં આપણા ઘરમાં પણ?"

"હા, દરેક ઠેકાણે, પવિત્ર કુંવારી માતાનો જય!" નાનીમા ક્રૉસની નિશાની કરતી બોલી.

એ વાત મનમાં ગૂંચવાડો પેદા કરે એવી હતી. અમારા ઘરમાં બધું સરખું મઝાનું હોય એમ માની લેવાનું મુશ્કેલ હતું, સંબંધો દરરોજ વધારે ને વધારે વણસી રહ્યા હતા.

મને યાદ છે કે એક વાર હું મિખાઈલમામાના ઓરડાના ઉઘાડા બારણા પાસેથી નીકળ્યો ત્યારે પૂરા સફેદ પોશાકમાં નાતાલ્યામામી અંદર આમથી તેમ દોડાદોડી કરતી હતી, તેના હાથ છાતીએ દબાયેલા હતા, અને તે દહેશત ભરેલા ધીમા અવાજે કકળતી હતી:

"હે ભગવાન, મને અહીંથી લઈ જા, મને અહીંથી જવા દે..."

ભગવાનને તેની કાકલૂદી મારી સમજણમાં ઊતરતી હતી, અને ગ્રિગોરીનો બબડાટ પણ હું સમજી શકતો હતો:

"થોડા વખતમાં આંધળો થઈ જઈશ એટલે ભીખ માગતો થઈ જઈશ, પણ એમાંય હાલત આથી તો બહેતર જ હશે!"

હું મનમાં આશાના મિનારા બાંધતો હતો કે ગ્રિગોરી ઝટ આંધળો થઈ જાય તો હું ભોમિયો બનીને તેની ભેગો નીકળી પડું, અમે બેઉ રોટીની ભીખ માગતા આખી દુનિયામાં ભમીએ. એક વાર મેં તેને વાત કરી. તે દાઢીમાં હસી પડતો બોલ્યો:

"ભલે, ભેગા નીકળી પડીશું. અને હું રસ્તે સૌ સાંભળે એમ પોકાર પાડીશ: 'આને જોઈ લો, રંગાટીવાળાઓના મોવડી વસીલી કાશીરિનની દીકરીનો દીકરો છે!' ખરેખર, ભારે રમૂજ પડશે!"

મને ઘણી વાર જોવા મળતું કે નાતાલ્યામામીના હોઠ સૂજેલા હોય અને તેના ફિક્કા ચહેરામાં કાળાં અને નીલાં નિશાન હોય.

"મામા એને મારે છે કે?" મેં નાનીમાને પૂછ્યું.

"છાનોછપનો, કાળમુખો ક્યાંનો!" તેણે નિસાસો નાખતાં જવાબ આપ્યો. "નાનાએ મારવાની મનાઈ કરી છે, એટલે રાતે મારે છે. કમીનો આદમી છે, અને બાઈમાં હિંમતનું નામ નથી."

પછી તે વાતના જોશમાં તણાઈને આગળ બોલતી:

"પણ અગાઉ પડતો એવો માર હવે નથી પડતો! અરે, ક્યારેક દાંત ઉપર કે કાન ઉપર ફટકો ઝીંકી દે, અથવા એકબે મિનિટ ચોટલો ખેંચે, પણ અગાઉ તો કલાકો સુધી મારપીટનો જુલમ વરસાવતા. એક વાર તારા નાનાએ મને ઈસ્ટરના તહેવારોના પહેલા દિવસે સવારની પ્રાર્થનાના વખતથી લઈને સાંજ સુધી મારેલી, મારે, પછી થોડોક આરામ કરી લે, અને વળી મારવાનું શરૂ કરી દે. ઘોડાની લગામ કે બીજું જે કંઈ હાથમાં આવી જાય તે લઈને મંડે મારવા."

"કારણ?"

"હવે યાદ નથી. એક વાર તો મને મારીમારીને અધમૂઈ કરી નાખેલી, અને પછી પાંચ દિવસ સુધી ભૂખી રાખી, ખાવાનું કંઈ દીધું જ નહિ. એ વખતે તો માંડમાંડ બચી. વળી..."

એવી વાતો સાંભળીને હું આભો બની જતો. નાનીમા કદમાં નાના કરતાં બમણી હતી. અને હું કલ્પના જ નહોતો કરી શકતો કે નાના એને પહોંચી જાય.

"તમારા કરતાં એટલા વધારે જોરાવર છે?"

"વધારે જોરાવર તો નહિ પણ વધારે મોટા છે, વળી ધણી છે. ભગવાને મારી ઉપર ધ્યાન રાખવાનું કામ એમને સોંપ્યું છે, અને મને બધું સહી લેવાનું ફરમાન કર્યું છે."

તે દેવચિત્રોને સાફ કરતી હોય એ જોવાનું મને બહુ ગમતું. અમારાં દેવચિત્રો બહુ શોભીતાં હતાં. તેમાં મોતીઓ અને કીમતી પથ્થરો અને રૂપાના નકશીકામની સજાવટ હતી. સફાઈ કરતી વેળા તેની આંગળીઓ કાબેલિયતથી ફરતી રહેતી.

"કેવું મીઠું મુખડું છે!" તે ક્રૉસની નિશાની કરતી અને ચિત્રને બચી ભરતી ધીમા અવાજે બોલતી.

"ધૂળ અને મેશ છવાઈ ગઈ છે! ભગવાનની પવિત્ર માતા! સર્વશક્તિમાન! કહેતાં કહેવાય નહિ એવી ખુશી વરસાવતી! ઓલ્યોશા, વહાલુડા, જો તો ખરો, કેવું બારીક ચિતરામણ છે, ટચૂકડા આકાર, અને દરેક નોખા નોખા! આનું નામ છે 'બાર તહેવાર', અને વચમાં છે ભગવાનની માતા, કેવી મઝાની માયાળુ બાનુ! અને આ—'અરે મા, મારી કબર પાસે રડ નહિ'..."

ક્યારેક મને લાગતું કે મારી મામાની દીકરી બહેન ગરીબડી કાતેરીના જેવી રીતે ઢીંગલીઓ ભેગી રમતી તેમ જ નાનીમા પણ ગંભીર અને ભોળપણભરી રીતે દેવચિત્રો ભેગી રમતી.

તેને ઘણી વાર શયતાન દેખાતા, એકલા અને ટોળાબંધ.

"એક વાર હું લેન્ટના ઉપવાસના દિવસોમાં રાતની વેળાએ રુદોલ્ફ કુટુંબના ઘર પાસેથી નીકળેલી. ચોમેર ચમકતી ચાંદની ફેલાયેલી હતી. એકાએક મને છાપરે ધુમાડિયા નજીક કશુંક કાળું બેઠેલું નજરે પડયું. મોટું અને ઝીંથરિયું હતું, શિંગડાં નમાવીને ધુમાડિયામાં ભરાવેલાં હતાં, સૂંઘતું અને છીંકોટા કરતું હતું, છાપરા ઉપર પૂંછડી ફટકારતું હતું અને મોટા મોટા પગ આમથી તેમ ફેરવતું હતું. હું ક્રૉસની નિશાની કરતી બોલી: 'ઈસુ ફરી ઊભા થશે અને તેમના દુશ્મનોનું મોત આવશે!' પેલું તરત ધીમી ચીસ પાડતું આંગણમાં સરકી ગયું—દહેશત ખાઈ ગયેલું! કદાચ રુદોલ્ફના ઘરમાં માંસ રંધાતું હશે, ઉપવાસના દિવસોમાં ન ખવાય તોયે, અને પેલાને વાસ આવી થઈ હશે, પાપની ધારણાથી ખુશી થઈ હશે..."

શયતાન ગુલાંટ ખાઈને આંગણમાં સરકી જાય એવા ખ્યાલથી મને હસવું આવી ગયું, અને તે પણ મારા ભેગી હસી પડી.

"એમને પણ નાનાં છોકરાંની જેમ તોફાનમસ્તી બહુ ગમતાં હોય છે. એક વારની વાત છે, મધરાત થવા આવી હશે, હું હમામમાં લૂગડાં ધોતી હતી.

અચાનક ભઠ્ઠીનું બારણું ખૂલી ગયું અને કતારબંધ બહાર નીકળી આવ્યા, નાનકડા અને એથીયે નાનકડા, રાતા, લીલા, કાળા, જીવડાં જેવા. હું હમામના બારણા તરફ દોડી, પણ મને ત્યાં સુધી પહોંચવા જ ન દીધી. હું અંદર પુરાઈ ગઈ, શયતાનો ભેગી, લાખો હતા, આખું હમામ ઠસોઠસ ભરાઈ ગયું એટલા બધા. મારા પગમાં અટવાય અને ગોઠણ ઉપર ચડી જાય, ચક્કર ચક્કર ફરે, ધમાચકડી કરે, દાંત કચકચાવે, હું તો એમને ભગાડી મૂકવા ક્રૉસની નિશાની પણ નહોતી કરી શકતી. પોચા, ગરમ, અને રુવાંટીદાર, બિલાડીનાં નાનકડાં બચ્ચાં જેવા, પાછલા પગને ટેકે ઊભા રહે, આમ ફરે ને તેમ ગબડે, ઉંદરના જેવા નાનકડા દાંત કચકચાવે, નાનકડી લીલી આંખો ઝબકારા કરે, માથાંમાં ઊગતાં શીંગડાંની નાનકડી અણીઓ હતી, ડુક્કરના જેવી નાનકડી પૂંછડીઓ આમથી તેમ વાળે... ભગવાન રે ભગવાન, કેવી હાલત થઈ ગયેલી મારી! હું તો ભાન ખોઈ બેઠી, અને પાછી ભાનમાં આવી ત્યારે મીણબત્તી લગભગ આખી બળી ગઈ હતી, ધોવાનું પાણી ટાઢું થઈ ગયું હતું, અને લૂગડાં ભોંયપટ પર બધે વેરવિખેર પડ્યાં હતાં. મને થયું: 'અરે તમે! તમને મરકી થાય, શયતાનો!'"

મેં આંખો મીંચી દીધી. માનસપટમાં પથ્થરનું ભૂખરું બારણું ખૂલ્યું, અંદરથી શયતાનનાં રુવાંટીદાર રંગબેરંગી બચ્ચાં ગબડતાં ધસારાબંધ નીકળવા લાગ્યાં, હમામ આખું ભરાઈ ગયું, તેઓ મીણબત્તીને ફૂંક મારવા લાગ્યાં અને ખેપાની છોકરાંની જેમ ગુલાબી જીભ કાઢવા લાગ્યાં. દેખાવ રમૂજી હતો, પરંતુ ભેગો ખોફનાક પણ હતો. નાનીમાએ માથું હલાવ્યું અને થોડી વાર ચુપકી સેવી, પરંતુ પાછો તેના ભેજામાં તરંગનો જુવાળ આવ્યો.

"અને મેં અવગતિયા જીવ પણ જોયા છે. શિયાળાના દિવસો હતા, રાતની વેળા હતી, હિમનું તોફાન ચાલતું હતું. હું દ્યૂકોવ નાળું પાર કરતી હતી. મેં તને વાત કરેલી કે યાકોવ અને મિખાઈલો ત્યાં તારા બાપુને તળાવના બરફના કાણામાં ઘુસાડીને ડુબાવી દેવા માગતા હતા, યાદ છે? હું ત્યાંથી જતી હતી. નીચે મારગ નજીક પહોંચી એટલામાં તો અચાનક સીટીઓનો એવો શોર અને એવી ચીસો કે બસ! મેં ઉપર જોયું તો ત્રણ ઘોડાની ગાડી નજરે પડી. કાળા ઘોડા ફાળ ભરતા મારી તરફ ધસી રહ્યા હતા. ગાડીવાન બેઠક ઉપર ઉભો હતો અને હાથ લંબાવીને ઘોડાઓને લગામ વડે નહિ પણ સાંકળો વડે દોડાવી રહ્યો હતો. તગડા નાનકડા શયતાનને માથે અણીદાર રાતી ટોપી હતી. ઘોડા નાળાને પાર ન કરી શક્યા એટલે હિમની ડમરીઓ ઉડાડતા સીધા તળાવ તરફ ધસી ગયા. ગાડીમાં બેઠેલા એ બધા ભૂત હતા, સીટીઓ વગાડતા હતા, બરાડા પાડતા હતા, અને ટોપીઓ હલાવતા હતા. બંબાખાનાની ગાડીઓ

જેવી સાત ગાડીઓ મારી નજીકથી ઝપાટાબંધ પસાર થઈ ગઈ, બધીય ગાડીઓના ઘોડાને કાળી રુવાંટી હતી, અને એ બધા ઘોડા માબાપના શાપને લીધે અવગતે ગયેલા લોકો હતા. એવા લોકો મળી જાય એટલે શયતાનને મઝાની રમત થાય. શયતાનો એમની ઉપર સવારી કરે, પોતાના જાતજાતના તહેવરોએ એમને આખી રાત દોડાવે. લાગે છે કે એ રાતે મેં શયતાનની શાદી જોયેલી..."

નાનીમા એટલી સાદાઈથી અને ખાતરીથી બોલતી કે તેની વાત ન માનવાનું અશક્ય બની જતું.

પરંતુ સૌથી સરસ તો તેની પાસેથી સાંભળવા મળતી કવિતાઓ લાગતી. પવિત્ર કુંવારી માતાએ જગતનો કાંટાળો પંથ કેવી રીતે કાપ્યો અને રૂસીઓને ન લૂંટવાનો કે ન ઝૂડવાનો ઉપદેશ "લૂંટારી રાજકુમારી" યેન્ગાલીચેવાને કેવી રીતે આપ્યો તેની કવિતાઓ, ભગવાનના ભક્ત આલેક્સેઈ અને લડવૈયા ઈવાનની કવિતાઓ, શાણી વાસિલીસાની, બકરા પાદરીની, અને ઈશ્વરપરાયણ ધર્મપુત્રની વાર્તાઓ, માર્ફા પોસાદનિત્સાની, લૂંટારાઓની બાઈ સરદાર ઊસ્ત્યાની, ઈજિપ્તની પાપી મારીયાની, અને લૂંટારાની માના સંતાપની ખોફનાક વાર્તાઓ. નાનીમાનો વાર્તાઓ અને કવિતાઓનો ખજાનો અખૂટ હતો.

તેને માણસોની બીક ન લાગતી, નાનાની પણ નહિ, અથવા શયતાનોની પણ નહિ, અથવા બીજી કોઈ મેલી શક્તિઓની પણ નહિ, પરંતુ તેને વંદાઓની ભયંકર બીક લાગતી, અને ક્યાંય વંદા હોય તો ખૂબ દૂરથી પણ તે પારખી જતી. ક્યારેક તે મધરાતે મને જગાડીને ધીમા અવાજે કહેતી:

"ઓલ્યોશા, વહાલુડા, વંદો છે ક્યાંક. એને મારી નાખ, ભગવાનને ખાતર!"

અરધો ઊંઘમાં અને અરધો જાગતો હું મીણબત્તી સળગાવતો, હાથ અને ગોઠણને ટેકે ખસતો ખસતો દુશ્મનની તલાશ કરતો, પરંતુ મારી મહેનત કામયાબ થાય એવું હંમેશાં ન બનતું.

"ક્યાંય નથી," હું કહેતો, પરંતુ તે માથે રજાઈ ઓઢીને નિશ્ચલ પડી પડી જોરથી શ્વાસ લેતી અને કહેતી:

"છે, છે! હજી તપાસ કર, તને વીનવું છું! ચોક્કસ છે, મને ખબર છે!"

અને તેની વાત હંમેશાં સાચી નીકળતી. સામાન્ય રીતે મને વંદો ખાટલાથી બહુ આઘે મળી આવતો.

"મારી નાખ્યો? ભગવાનની દયા! અને તારું અહેસાન, વહાલુડા," તે માથા ઉપરથી રજાઈ હઠાવી દઈને બોલી ઊઠતી, અને તેના મોં પર ખુશીનો મલકાટ છવાઈ જતો.

પરંતુ હું વંદાને ગોતી ન શકું તો તેને નીંદર ન આવતી, રાતની નીરવતામાં જરાક સરખોયે સળવળાટ થતાં તેની કાયા થરથરવા લાગતી, અને અદ્ધર શ્વાસે ધીમા અવાજે બોલાતા તેના શબ્દો મને સંભળાતા:

"બારણા નજીક છે... હવે સંદૂક નીચે..."

"તમને વંદાની બીક કેમ લાગે છે?"

"આખર વંદા શા કામના?" તે સમજણમાં ઊતરે એવો જવાબ આપતી. "અમથા ફર્યા કરે, ફર્યા જ કરે, કાળિયા શયતાનો! ભગવાને નાનામાં નાના જીવને પણ જિંદગીમાં કંઈ ને કંઈ હેતુ આપ્યો છે—કાનખજૂરો નીકળે તો ખબર પડે કે ઘરમાં ભેજ છે, માંકડ થઈ જાય તો ખબર પડે કે દીવાલો ગંદી થઈ ગઈ છે, શરીરે ક્યાંકથી જૂ પકડાઈ જાય તો જાણવા મળે કે હવે કદાચ મંદવાડ આવવાનો છે, એ તો બધું સાવ સાફ છે! પણ વંદા, કોઈ કહી શકે કે શા કામના છે? એમને જીવતા રહેવાનો શો હક છે?"

એક વાર નાનીમા ગોઠણભેર બેસીને જોમથી ભગવાન જોડે વાતો કરતી હતી એટલામાં નાનાએ બારણું ફટાક ખોલી નાખતાં ઘોઘરા અવાજે ઘાંટો પાડયો:

"લે, માડી, ભગવાને તો સજા કરી દીધી! રંગાટીમાં આગ લાગી છે!"

"શું?" નાનીમા ઊભી થવાની મહેનત કરતી બોલી ઊઠી. બેઉ ધડધડાટ કરતાં મોટા દીવાનખાનાના અંધકારમાં ધસી ગયાં.

"યેવગેનિયા, દેવચિત્રો ઉતારી લે! નાતાલ્યા, છોકરાંને કપડાં પહેરાવી દે!" નાનીમા મક્કમ્ જોરદાર અવાજે હુકમો છોડવા લાગી.

"અરેરે!.." નાનાએ ઠૂઠવો મૂક્યો.

હું રસોડામાં દોડી ગયો. આંગણમાં પડતી બારીમાં સોના જેવો ઝળહળાટ નજરે પડતો હતો. ભોંયપટ પર સોનેરી છાયાઓ ફરકતી અને સરકતી હતી. યાકોવમામા ઉઘાડા પગમાં બૂટ પહેરી લઈને જાણે પગની પાનીઓ બળતી હોય એમ એક જ જગ્યાએ ઠેકડા મારતા ઘાંટા પાડવા લાગ્યા:

"અરે, મિખાઈલે જ આગ લગાડી છે, આગ લગાડીને ભાગી ગયો છે!"

"ચુપ મર, હલકટ ક્યાંનો!" કહેતાં નાનીમાએ તેને બારણા વાટેથી એવો હડસેલો માર્યો કે તે પડતો પડતો રહી ગયો.

બારીના કાચ ઉપર જામી ગયેલા ઠારની આરપાર હું રંગાટીનું સળગતું છાપરું જોઈ શકતો હતો. ઉઘાડા બારણામાં જ્વાળાઓ ઘૂમરીઓ ખાતી હતી. આગનાં રાતાં ફૂલ રાતની નીરવતામાં ધુમાડા વગર ખીલી ઊઠયાં હતાં. માત્ર

આસમાનમાં ખૂબ ઊંચે ધુમાડાનું એક વાદળ આકાશગંગાની રૂપેરી રેખાને ઢાંકી દીધા વગર ચકરાવા લેતું હતું. જવાળાઓના પ્રકાશમાં હિમ રાતો ચળકાટ કરતું હતું અને જોડેનાં ઘરોની દીવાલો ડોલતી અને કંપતી હતી, જાણે કેમ આંગણના ખૂણા તરફ ખેંચાતી હોય. ત્યાં ખૂણામાં આગ મોજથી રમત કરતી હતી, રંગાટીની પહોળી તિરાડોને ઉજાળતી હતી, અને બળતા લાકડામાંથી લાલચોળ વાંકાચૂકા ખીલા બહાર નીકળતા હતા. જવાળાની રાતી અને સોનેરી પટ્ટીઓ છાપરાનાં સૂકાં પાટિયાં ઉપર ઝડપથી સરકતી હતી. છાપરે માટીનું પાતળું ધુમાડિયું ધ્યાન ખેંચાય એવી રીતે બહાર નીકળેલું હતું અને ધુમાડાની પાતળી સેર હવામાં વહેતી મૂકતું હતું. બારીના કાચ ઉપર હળવો કડકડાટ અને રેશમી સરસરાટ થતો હતો. આગ જોર પકડતી ગઈ. તેના ઝળહળાટથી રંગાટી દેવળના વેદી-પટ જેવી સુંદરતામાં પલટઈ ગઈ હતી અને નીરખનારને અદમ્ય શક્તિથી આકર્ષી રાખતી હતી.

હું ઘેટાની ખાલનો ભારે કોટ માથે ઓઢી લઈને અને કોઈના બૂટ પહેરી લઈને લથડતો પરસાળમાં અને ત્યાંથી ઓટલે ગયો, અને ત્યાં આભો બનીને ઊભો રહી ગયો — આગના તેજથી મારી આંખો અંજાઈ ગઈ, આગની ગર્જનાથી અને નાના, મામા, તથા ગ્રિગોરીના ઘાંટાથી મારા કાન બહેર મારી ગયા, નાનીમાનું વર્તન જોઈને હું દહેશત ખાઈ ગયો. નાનીમા ખાલી કોથળો માથે ઓઢી લેતી અને ઘોડાનું બનૂસ શરીરે લપેટી લેતી જવાળામય રંગાટીમાં ધસી ગઈ અને ઘાંટા પાડવા લાગી:

"સલ્ફ્યુરિક ઍસિડ, ગધેડાઓ! ઍસિડનો ધડાકો થઈ જાશે!"

"એને રોક, ગ્રિગોરી!" નાનાએ રાગડો તાણ્યો, "અરે, એનું તો આવી બન્યું!"

પરંતુ નાનીમા તો એટલી વારમાં પાછી આવી ગઈ હતી. તેના આખા શરીરેથી ધુમાડો નીકળતો હતો, તે માથું હલાવતી હતી અને સલ્ફ્યુરિક ઍસિડના મોટા બાટલાના ભારને લીધે બેવડ વળી ગઈ હતી.

"બાપા, ઘોડાને બહાર કાઢો!" તેણે ઉધરસ ખાતાં ખાતાં ઘોઘરા અવાજે ઘાંટો પાડયો. "આ મારી ઉપરથી ખેંચી કાઢો! દેખાતું નથી કે મને ભડકાએ લપેટમાં લઈ લીધી છે?"

ગ્રિગોરી સળગતું બનૂસ તેના ખભા ઉપરથી ખેંચી લઈને પાવડો ઉપાડી લેતો વાંકો વળીને હિમના મોટા મોટા ગાંગડાઓ રંગાટીના બારણા ઉપર ફેંકવા લાગ્યો. મામા હાથમાં કોદાળી લઈને તેની આસપાસ ઠેકડા મારતા હતા. નાના નાનીમાની પાછળ પાછળ દોડતા તેની ઉપર હિમ ફેંકી રહ્યા હતા. નાનીમાએ

બાટલો હિમના ઢગલામાં દાટી દીધો, અને પછી તે આંગણનો ઝાંપો ખોલી નાખવા દોડી ગઈ.

"પાડોશીઓ, કોઠારને બચાવી લો!" તેણે આસપાસથી દોડી આવતા લોકો સામે નમીને હાકલ કરી. "આગ કોઠારમાં અને ખડના મેડામાં ફેલાઈ જશે, અમારાં મકાન બધાં બળીને રાખ થઈ જશે, પછી તમારાં ઘરોનો વારો આવશે. છાપરું તોડી નાખો અને ખડને બગીચામાં ફગાવી દો! ગ્રિગોરી, હિમને ઊંચે ફગાવ, ભોંય ઉપર શા કામનું છે? યાકોવ, દોડાદોડી મૂકી દે, લોકોને પાવડા અને કોદાળીઓ આપ! ભલાં માણસો, ભેગાં મળીને મહેનત કરો, ભગવાન મદદ કરશે!"

તે આગ જેવી જ મોહક હતી. જાણે તેની ઉપર તૂટી પડતી હોય એવી જ્વાળાઓના પ્રકાશમાં તે કાળા પડછાયાની જેમ આંગણમાં આમથી તેમ ધસતી રહેતી અને એકીવેળાએ દરેક ઠેકાણે નજરે પડતી. બધું તેના ધ્યાનમાં આવી જતું હતું અને તે સૌને હુકમો આપતી હતી.

શારાપ દોડતો આંગણમાં આવ્યો અને પાછલા પગને ટેકે ઊંચો થઈ ગયો. નાના લથડી પડયા. ઘોડાના ચકળવકળ ડોળા આગના અજવાળામાં ઝબકારા કરતા હતા. ઘોડો ભડકીને છીંકોટા મારવા લાગ્યો અને એટલો બેકાબૂ બની ગયો કે નાના લગામ પડતી મૂકીને આઘા ખસી ગયા.

"આને પકડ, માડી!" નાનાએ ઘાંટો પાડયો.

નાનીમા ઘોડાના ઊંચા થયેલા પગ વચ્ચે ધસી ગઈ અને હાથ લંબાવીને ક્રૉસની જેમ નિશ્ચલ ઊભી રહી ગઈ. ઘોડો હળવી હણહણાટી કરીને શાંત થઈ ગયો અને આગ તરફ ત્રાંસી નજરો નાખવા લાગ્યો.

"બીતો નહિ," નાનીમા જનાવરની ગરદન પંપાળતી અને લગામ હાથમાં લઈ લેતી ઊંડા અવાજે બોલી. "આવી ખોફનાક વેળાએ તને રેઢો મૂકું ખરી? સાવ મૂરખ, નાનકડા ઉંદર જેવો!"

નાનીમાથી ત્રણ ગણા કદનો નાનકડો ઉંદર તેના રાતા ચહેરા સામે જોઈને હણહણાટી કરતો છાનોમાનો તેની પાછળ પાછળ ઝાંપા તરફ જવા લાગ્યો.

આયા યેવગેનિયા બાળકોને બહાર લઈ આવી. બધાં છોકરાં પુષ્કળ કપડાંમાં પોટલાંની જેમ બંધાયેલાં હતાં અને બડબડ કરતાં હતાં.

"વસીલિય વસીલ્યેવિચ, આલેક્સેઈ નથી દેખાતો!" આયાએ સાદ પાડયો.

"ચાલ! ચાલ!" નાનાએ જવાબ આપ્યો. યેવગેનિયા મને પણ બહાર ન લઈ જાય એટલા ખાતર હું ઓટલાનાં પગથિયાં આડે છુપાઈ ગયો.

રંગાટીનું છાપરું ભાંગી પડયું. આસમાનની પૃષ્ઠભૂમિમાં ધુમાડા ઓકતી

અને ભડકે બળતી વળીઓની ભાત રચાઈ ગઈ. ઈમારતની અંદરથી રાતી, લીલી, અને નીલી જ્વાળાઓના ધડાકા થયા. જ્વાળાઓ આંગણમાં લબકારા કરતી હતી, જબ્બર મોટા તાપણાને હિમ ફેંકીને ઓલવવાની કોશિશ કરતા લોકો તરફ ધસારા કરતી હતી. પીપડાં જોરજોરથી ઊકળી રહ્યાં હતાં, અંદરથી નીકળતા ધુમાડા અને વરાળના ઘાટા ગોટા આંગણમાં વિચિત્ર ગંધ ભરી દેતા હતા અને આંખોમાં આંસુ આણી દેતા હતા. હું પગથિયાં આડેથી નીકળ્યો અને નાનીમાના પગમાં અટવાઈ ગયો.

"જતો રહે!" તેણે ઘાંટો પાડ્યો. "કચડાઈ જવાનો! જતો રહે!"

એક ઘોડેસવાર આંગણમાં ધસી આવ્યો. તેણે માથે ધાતુનો પીંછાંદાર ટોપો પહેર્યો હતો. તેના બદામી ઘોડાના મોંમાંથી ફીણ નીકળતું હતું. તેણે ચાબુક ઊંચો કરીને ધમકીભર્યા અવાજે બરાડો પાડ્યો:

"મારગ કરો!"

નાનકડી ઘંટડીઓ ખુશનુમા રણકાર કરતી હતી, બધે જાણે તહેવારના જેવી રંગત લાગતી હતી. નાનીમાએ મને ઓટલા ઉપર ધકેલ્યો.

"સાંભળાયું નહિ? અહીંથી જતો રહે, કહું છું કે જતો રહે!"

એ ઘડીએ તેના ફરમાનનું પાલન ન કરવાનું અશક્ય હતું. હું રસોડામાં ગયો અને પાછો બારીએ ઊભો રહ્યો. પરંતુ લોકોનું ઘેરું ટોળું આડું આવતું હતું એટલે મને આગ દેખાતી નહોતી. મને તો માત્ર ઘેરા શિયાળુ ટોપાઓ અને ટોપીઓ વચ્ચે ધાતુના ટોપાઓના ચળકારા જ દેખાતા હતા.

આગને ઝૂડીઝૂડીને અને પાણી રેડીને ઝડપથી ઓલવી નાખવામાં આવી. પોલીસોએ લોકોને તગેડી મૂક્યા. આખરે નાનીમા રસોડામાં આવી.

"કોણ છે? તું? ઊંઘી નથી ગયો? બીક લાગે છે? બીવા જેવું કંઈ નથી. હવે તો બધું પતી ગયું છે."

તે મારી નજીક બેસી ગઈ અને મૂંગી મૂંગી આગળ પાછળ ડોલવા લાગી. રાતની નીરવતા અને અંધકાર ફરી ફેલાઈ જવાથી સારું લાગતુ હતું, પરંતુ સાથે સાથે જ મને આગ ઓલવાઈ જવાથી અફસોસ થતો હતો.

બારણે નાના નજરે પડ્યા.

"માડી?"

"ઓય!"

"દાઝી ગઈ?"

"ખાસ નહિ."

નાનાએ ગંધકની દીવાસળી ઘસીને સળગાવી. નીલી જ્યોતિનું અજવાળું

તેમના ખિસકોલી જેવા ચહેરા ઉપર ફેલાઈ ગયું. તેમનું મોં મેશથી કાળું થઈ ગયેલું હતું. ટેબલ પર પડેલી મીણબત્તી સળગાવીને તે ધબ કરતા નાનીમાની પાસે બેસી ગયા.

"હાથમોં ધોઈ લો," નાનીમાએ કહ્યું. તેને પણ મેશ છવાઈ ગઈ હતી અને શરીરમાંથી ધુમાડાની ગંધ છૂટતી હતી.

"ક્યારેક ભગવાન તારી ઉપર દયા કરે છે," નાના નિસાસો નાખતા બોલ્યા, "તને અક્કલનો ઝબકારો મોકલી દે છે."

તેમણે નાનીમાને ખભે હાથ ફેરવ્યો અને હોઠ મલકાવીને ઉમેર્યું:

"ભલે બહુ ટૂંકી પળો પૂરતો જ, બહુ થોડી થોડી વાર, પણ મોકલે જરૂર છે."

નાનીમા પણ હસી, અને કંઈક કહેવા જતી હતી પણ એટલામાં નાના ભવાં સંકોડતા બોલ્યા:

"પેલા ગ્રિગોરીને કાઢી મૂકવો પડશે. એની જ લાપરવાઈ હતી. ગામડિયાનો ખેલ ખલાસ થઈ ગયો છે, એનો જમાનો વીતી ગયો છે. યાકોવ ઓટલે બેઠો બેઠો રડે છે, ગધેડો! એની પાસે જા તો ઠીક..."

નાનીમા ઊભી થઈ અને એક હાથ ઊંચો કરીને આંગળીઓ ઉપર ફૂંક મારતી બહાર ગઈ.

"બધું જોયું, એમ ને? છેક શરૂઆતથી?" નાનાએ મારી તરફ જોયા વગર પૂછ્યું. "તારી નાનીમા કેવી લાગી, હેં? ભૂલતો નહિ કે બુઢ્ઢી થઈ ગઈ છે... વળી માર ખાઈને ભાંગી પડેલી... એને જોઈને તારે પાઠ લેવા જેવો છે! બાકીનાં તો... નમાલાં!"

તે નીચે નમ્યા અને થોડી વાર કંઈ ન બોલ્યા. પછી ઊભા થઈને મીણબત્તીની બળી ગયેલી વાટ તોડી નાખતાં તેમણે સવાલ કર્યો:

"બીક લાગેલી?"

"ના."

"બરાબર છે. બીવા જેવું કંઈ નથી."

ચીડમાં હલચલ કરતાં કરતાં ખમીસ કાઢી નાખીને તે ખૂણામાં ચોકડી પાસે ગયા.

"આગ લાગે એ તો નરી મૂર્ખાઈ!" તે પગ પછાડતા મોટા અવાજે બોલ્યા. "જેને ત્યાં આગ લાગે એને મૂરખ અથવા ચોર તરીકે છડેચોક મેથીપાક દેવો જોઈએ, તો પછી ક્યાંય આગ લાગે જ નહિ!.. પાછો ખાટલા ભેગો થઈ જા! અહીં કેમ બેઠો છો?"

હું બહાર ગયો. પરંતુ એ રાતે મને વધારે સૂવા ન મળ્યું. હજી તો હું પથારીમાં માંડ લાંબો થયેલો એટલામાં કારમો રાગડો સાંભળીને પાછો ખડો થઈ ગયો અને ફરી રસોડામાં દોડી ગયો. નાના રસોડામાં વચ્ચોવચ ઊભા હતા. હાથમાં મીણબત્તી હતી. મીણબત્તી કંપતી હતી. નાના વારંવાર પગ ફેરવતા હતા પણ મૂળ જગ્યાએથી ખસતા નહોતા.

"માડી! યાકોવ! શું થયું?" તે અદ્ધર શ્વાસે બોલ્યા.

હું ઠેકડો મારીને ભઠ્ઠી ઉપર ચડી ગયો અને ખૂણામાં લપાઈ ગયો. ઘરમાં વળી ધમાલ મચી ગઈ, આગની વેળાએ બનેલું એમ જ. રાગડાનાં એકધારાં મોજાં દીવાલો અને છત ઉપર ટકરાતાં હતાં. ચીસો વધારે જોરદાર અને લાંબી બનતી ગઈ. નાના અને મામાઓ ગાંડા માણસોની જેમ આમતેમ દોડાદોડી કરવા લાગ્યા. નાનીમાએ બરાડા પાડીને તેમને રસોડામાંથી બહાર કાઢ્યા. ગ્રિગોરી ભઠ્ઠીમાં લાકડાં નાખવામાં જોરજોરથી અવાજ કરવા લાગ્યો. પછી તે થોડાંક તપેલાંમાં પાણી ભરીને આસ્ત્રાખાનના ઊંટની જેમ માથું હલાવતો આમથી તેમ આંટા મારવા લાગ્યો.

"પહેલાં આગ પેટાવ!" નાનીમાએ હુકમ છોડયો.

ગ્રિગોરી થોડાંક ડાળખાં લેવા ભઠ્ઠી ઉપર ચડયો અને મારા પગને અડી જતાં ડરીને ઘાંટો પાડી ઊઠયો:

"કોણ છે? અરે, મને કેવો ડરાવી દીધો! તું તારી જગ્યા ન હોય ત્યાં હંમેશાં ભટકાઈ જવાનો જ!"

"શું થયું?"

"તારી નાતાલ્યામામીને સુવાવડ આવી છે," તે ભઠ્ઠી ઉપરથી ઠેકડો મારીને નીચે ઊતરતો ઉદાસીન અવાજે બોલ્યો.

મને યાદ હતું કે મારી માને સુવાવડ આવેલી ત્યારે તેણે એવી ચીસો નહોતી પાડી.

ગ્રિગોરી તપેલાં ભઠ્ઠી ઉપર ગોઠવીને મારી પાસે આવ્યો અને તેણે ખીસામાંથી માટીની હોકલી કાઢી.

"આંખનો ઈલાજ કરવા આ હોકલી શરૂ કરી છે," તેણે હોકલી મને બતાવતાં કહ્યું. "તારી નાનીમાએ તો બજર સૂંઘવાનું કહેલું, પણ મને લાગે છે કે હોકલી બહેતર છે."

તે પગ ભઠ્ઠીની કોરે લટકાવીને બેઠો બેઠો મીણબત્તીની આછી રોશનીને તાકી રહ્યો હતો. તેના કાન અને ગાલે મેશ છવાઈ ગયેલી હતી, અને ખમીસ ફાટી ગયું હતું એટલે લોખંડની પટ્ટીઓ જેવી પહોળી પાંસળીઓ મને દેખાતી

હતી. તેનાં ચશ્માંનો એક કાચ તૂટી ગયો હતો અને તેમાંથી મોટો કકડો નીકળી ગયેલો હતો, એટલે જખમ જેવી લાગતી ભીની રાતી આંખ કાણા વાટે નજરે પડતી હતી.

તે હોકલીમાં તમાકુની પાંદડીઓ ભરીને બેઠો બેઠો ઓરતના ઊંહકારા સાંભળવા લાગ્યો અને જાણે પીધેલ હોય એમ સ્વગત બબડવા લાગ્યો:

"લાગે છે કે તારી નાનીમા દાઝી ગઈ છે. હવે સુવાવડ કેવી રીતે કરાવશે? સાંભળે છે ને, તારી મામીના રાગડા કેવા ચાલે છે? એને તો સૌ ભૂલી જ ગયેલાં. આગ ફાટી નીકળી ત્યારે જ ઊંહકારા શરૂ કરી દીધેલા, દહેશતમાં... જોઈ લે, જીવતા જીવને જગતમાં આણવાનું કામ કેવું કપરું છે, તેમ છતાં કોઈને ઓરતની જરાય પરવા નથી હોતી, પણ ઓરતને તો માન આપવું જોઈએ... એટલે એમ કે માને... એ વાત કદી ભૂલતો નહિ!"

મને ઝોકું આવી ગયું, પણ બારણાંના ધડધડાટથી અને સામાન્ય ધાંધલથી હું જાગી ગયો. મને વિચિત્ર શબ્દો કાને પડ્યા:

"સારા શકૂન માટે દેવળની વેદીનો ઝાર દરવાજો ખૂલવો જોઈએ..."

"એને દેવચિત્રના દીવાના તેલમાં રમ અને મેશ નાખીને આપો. અરધો ગ્લાસ તેલ, અરધો ગ્લાસ રમ, અને મોટો ચમચો ભરીને મેશ..."

"મારે એને જોવી છે, જરાક જોઈ લેવા દો," મિખાઈલમામા વારેઘડીએ બોલતા.

તે ભોંયપટ ઉપર બેઠા હતા, પહોળા ફેલાવેલા પગ વચ્ચે થૂંકતા હતા, અને ઘડીએ ઘડીએ હાથ પછાડતા હતા. ભઠ્ઠી ઉપર ગરમી અસહ્ય બની ગઈ એટલે હું નીચે ઊતરી ગયો. પણ હું મામાની નજીક પહોંચ્યો એટલે તેમણે મારો પગ પકડીને આંચકો માર્યો. હું પડી ગયો અને મારું માથું ભોંયે અફળાયું.

"મૂરખ!" હું બોલી ઊઠયો.

મામા એકદમ ઊભા થઈ ગયા અને તેમણે મને ઉપાડીને હવામાં ફંગોળી દેતાં બરાડો પાડયો:

"ભઠ્ઠી ઉપર પટકીને ખતમ કરી નાખીશ!"

હું પાછો ભાનમાં આવ્યો ત્યારે દીવાનખાનામાં નાનાના ગોઠણ ઉપર પડયો હતો. તે દેવચિત્રોના ખૂણામાં બેઠા બેઠા મને આમથી તેમ હલાવતા હતા. તેમની નજર છત ઉપર મંડાયેલી હતી અને તે બબડતા હતા:

"અને આપણને માફી નહિ મળે, આપણામાંથી કોઈને નહિ..."

તેમના માથાથી ઊંચે દેવચિત્રનો દીવો ઝળહળ બળતો હતો. ઓરડાની વચ્ચોવચ ટેબલ ઉપર મીણબત્તી બળતી હતી. શિયાળાની ધૂંધળી સવાર બારીમાંથી ડોકિયું કરતી હતી.

"ક્યાં દુખે છે?" નાનાએ મારી ઉપર નમીને પૂછ્યું.

બધે દુખતું હતું. માથામાં ભીનાશ હતી, શરીર સીસા જેવું ભારે થઈ ગયું હતું. પણ મને એની વાત કરવાનું મન નહોતું. મારી આસપાસ બધું બહુ વિચિત્ર લાગતું હતું. દીવાનખાનામાં મોટા ભાગની ખુરશીઓમાં અજાણ્યાં માણસો બેઠાં હતાં—એક પાદરી હતો, તેણે જાંબલી ઝભ્ભો પહેર્યો હતો. ધોળા વાળવાળા એક ઘરડા આદમીની આંખે ચશ્માં ગોઠવેલાં હતાં અને તેણે લશ્કરી યુનિફૉર્મ પહેર્યો હતો. બીજાં ઘણાં માણસો હતાં. સૌ લાકડાની મૂર્તિઓની જેમ નિશ્ચલ બેઠાં હતાં, ક્યાંક નજીકથી પાણીના છબકારા સાંભળતાં તેઓ જાણે અપેક્ષામાં થીજી ગયેલાં હતાં. યાકોવમામા બારણે ટટ્ટાર ઊભા હતા. તેમના હાથ પીઠ પાછળ હતા.

"યાકોવ, જઈને આને ખાટલામાં સુવડાવી દે," નાનાએ કહ્યું.

મામાએ મને હાથ વડે ઈશારો કરીને બોલાવ્યો અને અમે હળવે પગલે નાનીમાના ઓરડામાં ગયા. હું ખાટલામાં લાંબો થઈ ગયો ત્યારે તેમણે ધીમા અવાજે કહ્યું:

"તારી નાતાલ્યામામી મરી ગઈ..."

મને કશી નવાઈ ન લાગી. કેટલાક વખતથી તે ઘરમાં નજરે નહોતી પડતી, રસોડામાં ન આવતી, અને સૌ જમવા બેસે ત્યારે પણ ન આવતી.

"નાનીમા ક્યાં છે?"

"પણે," તેમણે હાથ હલાવતાં જવાબ આપ્યો. પછી તે જેવી રીતે આવ્યા હતા એવી જ રીતે, ઉઘાડા પગે હળવાં ડગલાં ભરતા, ચાલ્યા ગયા.

હું ખાટલામાં પડયો પડયો બેચેન નજર આસપાસ ફેરવવા લાગ્યો. વાળવાળા આંધળા ધોળા ચહેરા જાણે બારીના કાચ ઉપર ચોંટેલા હતા. નાનીમાનો ડ્રેસ ખૂણામાં સંદૂકની ઉપર લટકતો હતો. મને ખબર હતી કે ડ્રેસ છે, પણ એ ઘડીએ મને જાણે કોઈ જીવતો જીવ ટાંપીને પડછાયાઓમાં ઊભો હોય એવો લાગ્યો. મેં માથું તકિયામાં છુપાવી દીધું, એક આંખ બારણા ઉપર ઠેરવી રાખી. મને થયું કે ઊભો થઈને ભાગી જાઉં. ઓરડામાં ગરમી હતી. ઘરમાં ગૂંગળાવી નાખે એવી ગંધ ભરાઈ ગયેલી હતી. એથી મને યાદ આવી ગયું કે ત્સીગાનોક કેવી રીતે મરી ગયેલો અને રસોડામાં ભોંયપટ ઉપર લોહી કેવી રીતે વહેતું રહેલું. મારા માથામાં, અથવા દિલમાં, જાણે સોજો ચડતો હોય એમ લાગતું હતું. એ ઘરમાં મેં જે કંઈ જોયું હતું તે બધું જાણે શિયાળામાં રસ્તે જતી હિમગાડીની જેમ મારા માનસપટમાંથી પસાર થઈ રહ્યું હતું, મને દબાવી રહ્યું હતું, ખતમ કરી રહ્યું હતું.

ઓરડાનું બારણું ધીરે ધીરે ખૂલ્યું અને નાનીમા સરકતી અંદર આવી. તેણે ખભા વડે બારણું બંધ કર્યું અને પછી તે બારણાને અઢેલીને ઊભી રહી. તેણે હાથ દેવચિત્રના કદી ન ઓલવાતા દીવાની નીલી જ્યોતિ તરફ લંબાવી દીધા.

"બિચારા હાથ મારા... બહુ દુખે છે..." તે હોઠ ફફડાવતી બાળક જેવા રડતલ અવાજે બોલી.

## ૫

મિલકતના ભાગ એ વસંત દરમિયાન પાડી લેવામાં આવ્યા. યાકોવ શહેરમાં રહ્યો. મિખાઈલ નદી પાર રહેવા ગયો. નાનાએ પોલેવાયા માર્ગે સરસ નવું મકાન ખરીદી લીધું. ભોંયતળિયે પીઠું હતું, મેડામાં નાનકડો મઝાનો સગવડદાર ઓરડો હતો. બગીચાની અડોઅડ નાળામાં પાંદડાં વગરનાં નેતર ભરચક ઊગેલાં હતાં.

"સોટીઓ પુષ્કળ મળી રહેશે," બગીચો જોવા નીકળેલા અમે પોચી અને ઓગળતા હિમવાળી કેડીઓ પર ફરતા હતા ત્યારે નાનાએ મારી સામે ખુશાલ મિચકારો કરતાં કહ્યું. "થોડા વખતમાં તને ભણાવવાનું શરૂ કરવાનો છું, ત્યારે સોટીઓ કામ આવશે."

મકાનમાં ભાડૂતો ઠસોઠસ ભરેલા હતા. નાનાએ ઉપલે માળે માત્ર એક મોટો ઓરડો પોતાને માટે અને મહેમાનોની સરભરા માટે રાખ્યો હતો. હું અને નાનીમા મેડામાં રહેતાં હતાં. ઓરડાની બારી રસ્તે પડતી હતી, એટલે હું બહાર ડોકાઈને સાંજે અને રજાના દિવસોએ દારૂડિયાઓને પીઠામાંથી નીકળતા જોઈ શકતો હતો. તેઓ લથડિયાં ખાતા રસ્તે ડગલાં ભરતા, રાડારાડી કરતા, અને ગટરમાં ગબડી પડતા. ક્યારેક તેમને પીઠામાંથી લોટની ગૂણોની જેમ બહાર ફગાવી દેવામાં આવતા, પરંતુ તેઓ હંમેશાં પગ ઘસડતા પાછા બારણે પહોંચી જતા. બારણું ધડાક બંધ થાય ત્યારે કાચનો ખણખણાટ થતો અને કાટી ગયેલી ગરગડી ચૂં ચૂં કરતી. પછી લડાઈ શરૂ થઈ જતી. ઉપરથી એ બધું જોવામાં બહુ રમૂજ પડતી. નાના રોજ સવારે દીકરાઓને કામકાજ શરૂ કરવામાં મદદ કરવા જતા અને સાંજે થાકેલા પાછા ફરે ત્યારે ઉદાસી અને ચિડિયલ મિજાજ લઈને આવતા.

નાનીમા સીવતી, ખાવાનું તૈયાર કરતી, અને વાડામાં જમીન ખોદતી, અદૃશ્ય કમાનો વડે ચાલતા મોટા જબ્બર ભમરડાની જેમ આખો દિવસ ધમાલમાં

અટવાયેલી રહેતી. તે બજર સૂંઘતી, સંતોષના ભાવે છીંક ખાતી, અને પરસેવો નીતરતો ચહેરો લૂછતી બોલવા લાગતી:

"લોકો સદા પાવન રહો! આખરે આપણને શાંતિની જિંદગી મળી છે, ઓલ્યોશા, મારા પારેવડા! હવે તો પવિત્ર કુંવારી માતાની દયાથી બધું એવું મઝાનું છે કે બસ!"

પણ મને અમારી જિંદગી બહુ શાંતિની નહોતી લાગતી. સવારથી રાત સુધી ભાડૂત સ્ત્રીઓ આંગણમાં અને ઘરમાં દોડાદોડી કરતી રહેતી. હંમેશાં ઉતાવળમાં ક્યાંક જતી, હંમેશાં કશીક બાબતમાં મોડી પડતી, અને હંમેશાં કોઈ કારણસર તૈયાર થતી પાડોશણો લગાતાર ડોકિયાં કરતી રહેતી.

"આકુલીના ઈવાનોવ્ના!" તેઓ નાનીમાને સાદ પાડતી.

આકુલીના ઈવાનોવ્ના અંગૂઠા વડે બજર નાકમાં ઊંચે ઘુસાડતી અને રાતી ચોકડીઓવાળા મોટા રૂમાલ વડે બજરને સરખી રીતે લૂછી નાખતી સૌની સામે સદ્ભાવી મલકાટ કરતી અને સૌની વાત ધ્યાનથી સાંભળતી.

"જૂથી કેવી રીતે છુટકારો મેળવવો, એમ ને, બાઈ?" તે કહેતી. "જૂથી છુટકારો મેળવવો હોય તો વારેવારે હમામમાં જઈને નાહવું, ફૂદીનાની વરાળ લેવાય તો બહુ સરસ. પણ જૂ ચામડીમાં ઊતરી ગઈ હોય તો મોટો ચમચો ભરીને બતકની ચરબી લેવી, ચરબી એકદમ ચોખ્ખી હોવી જોઈએ, નાની ચમચી ભરીને પારાનું બાઈક્લોરાઈડ લેવું, અને ત્રણ મોટાં ટીપાં પારો લેવો, બધું ચિનાઈ માટીના દસ્તા વડે તાસકમાં સાત વાર ભેળવી દેવું. અને એવી રીતે તૈયાર થઈ જાય એટલે ઘસવું. લાકડાનો કે હાડકાનો ચમચો ક્યારેય ન લેવો, પારો બગડી જાય, અને ત્રાંબું કે રૂપું ક્યારેય ન અડાડવું, અડી જાય તો બહુ નુકસાન કરે."

ક્યારેક બહુ વિચાર કરીને પછી કહેતી:

"પેચ્યોરી મઠમાં આસાફ સંન્યાસી પાસે જઈ આવ તો સારું, ભલી બાઈ! મારું ગજું નથી તારા સવાલનો જવાબ આપવાનું!"

તે સુયાણીનું કામ કરતી, કુટુંબના ઝઘડાઓમાં લવાદનું કામ કરતી, માંદાં બાળકોની સારવાર કરતી, સ્ત્રીઓ "સારા નસીબ"ને ખાતર મોઢે કરી લે એટલા માટે 'કુંવારી માતાના સ્વપ્ન'ની વાત કહી સંભળાવતી, અને ઘરકામની બાબતોમાં સલાહ આપતી:

"કાકડી પોતે જ કહી દે કે તેને મીઠાના પાણીમાં ક્યારે નાખવી, તેમાંથી જમીનની અને બીજી બધી વાસ આવતી બંધ થઈ જાય એટલે સમજી લેવું કે મીઠાના પાણીમાં નાખવાનો વખત થઈ ગયો. સારો

ક્વાસ* બનાવવો હોય તો એમાં કડકાઈ આણવી પડે, ક્વાસને બહુ ગળપણ ન ગમે, થોડીક સૂકી દ્રાક્ષ નાખવી, અથવા થોડીક ખાંડ, એક ડોલમાં એક નાનો ચમચો ભરીને. વારેનેત્સ** જુદી જુદી રીતે બને, ડાન્યુબના વિસ્તારની રીત છે, સ્પેનની રીત છે, વળી કોકેસસની રીત છે..."

હું આખો દિવસ આંગણમાં કે બગીચામાં કે પાડોશીને ત્યાં તેની પાછળ પાછળ દોડતો રહેતો. તે પાડોશણને ત્યાં જાય ત્યારે ચા પીતી અને વાતો કરતી કલાકો સુધી બેસી રહેતી. હું જાણે તેનો જ એક ભાગ બની ગયો હતો. મારી જિંદગીના એ ગાળામાંથી મને એ ભલી અણથક ઘરડી બાઈ સિવાય બીજું કશું જ યાદ નથી આવતું.

ક્યારેક ક્યારેક મા આવીને થોડોક વખત રહી જતી. તે હજી ગર્વીલી અને કડક હતી, અને દરેક બાબતને શિયાળાના તડકા જેવી ટાઢી રાખોડી આંખો વડે જોતી રહેતી. તે ક્યારેય લાંબો વખત ન રોકાતી અને ચાલી જતી ત્યારે તેની કશી ખાસ યાદ બાકી ન રહેતી.

એક દિવસે મેં નાનીમાને પૂછ્યું:

"તમે જાદુગર છો?"

"અરે, એવો ખ્યાલ તને કેવી રીતે આવ્યો?" તે હસી પડતી બોલી. પરંતુ થોડી વારમાં બહુ ગંભીર બની જઈને તેણે ઉમેર્યું: "હું જાદુગર કેવી રીતે બનું? જાદુગર બનવામાં પુષ્કળ જાણકારી જોઈએ, અને મને તો કક્કોયે નથી આવડતો! જો ને, તારા નાના કેટલું બધું જાણે છે, પણ મને શાણપ દેવાનું પવિત્ર કુંવારી માતાને ઠીક ન લાગ્યું."

પછી તેણે પોતાની જિંદગીની બીજી એક વાત મને જણાવી.

"હુંયે અનાથ હતી, એવી જ હાલતમાં મોટી થયેલી. મારી માને ધણી નહોતો, વળી બિચારી અપંગ હતી. હજી તો છોકરી જ હતી ત્યારે માલિક ઉમરાવે એને દહેશતમાં નાખી દીધી. એટલે એણે રાતે બારીએથી ઠેકડો માર્યો, પડખામાં અને ખભામાં વાગ્યું. પછી હાથ ખોટો પડી ગયો, વળી જમણો હાથ, કામનો હાથ, અને બિચારી ગૂંથણકામની ઉસ્તાદ હતી. પછી તો ઉમરાવને કશા કામની ન રહી, એટલે ખેતગુલામીમાંથી છૂટી કરીને કાઢી મૂકી, ગમે તેમ ગુજારો કરી લેવા. પણ ગુજારો કેવી રીતે કરે? હાથ તો એક જ હતો. એટલે ભીખ માગતી થઈ ગઈ. પણ એ વખતે બાલાખ્નાના લોકો પૈસેટકે વધારે સુખી

---

*અનાજનું બિનકેફી પીણું.

**દહીંની એક વાનગી.

અને બહેતર હતા. એવા કાબેલ સુથારો અને ગૂંથણ કામના ઉસ્તાદો કે બસ! એક એકને ટક્કર મારે એવા! એટલે હું અને મારી મા શરદમાં અને શિયાળામાં શહેરમાં ભીખ માગતાં ભટકતાં રહેતાં. પણ મોટો દેવદૂત ગૅબ્રિયલ તલવાર ઊંચી કરીને ઠારને ભગાડી મૂકે અને દુનિયામાં વસંતના વાયરા વાવા લાગે ત્યારે અમે નીકળી પડતાં, પગ લઈ જાય એટલે દૂર ચાલ્યાં જતાં. અમે મૂરોમ ગયેલાં, યુરિયેવેત્સ ગયેલાં, વોલ્ગાને કાંઠે અને ધીરે વહેતી ઓકાને કાંઠે આગળ ને આગળ ચાલતાં રહેલાં. વસંતમાં અને ઉનાળામાં ધરતી ઉપર ડગલાં ભરવાનું કેવું મઝાનું લાગે! જમીન પોચી પોચી હોય અને ઘાસ જાણે મખમલ જેવું! ઈસુ ભગવાનની માવડીએ અમને ખુશી બક્ષવા ખેતરોમાં ફૂલ વેરી દીધાં હોય, અને જોઈને હૈયામાં ઉમંગ છલકાવા લાગે એવા અફાટ વિસ્તારો ફેલાયેલા હોય! મારી મા નીલી આંખોને અરધી મીચી દેતી અને એનું ગીત પાંખો ફફડાવતું સ્વર્ગમાં પહોંચી જતું. એનો કંઠ હળવો અને મીઠો હતો. ચોમેર બધું શાંત થઈ જતું અને અદ્ધર શ્વાસે સાંભળતું રહેતું. એ વખતે ભીખ માગવા ભટકવાનું કેવું સારું લાગતું! પણ હું નવ વરસની થઈ ગઈ ત્યારે મને ભીખ માગવા ભેગી લઈ જવામાં માને શરમ આવવા લાગી. એની નજરમાં એ તો નામોશીની વાત હતી. એટલે અમે બાલાખ્નામાં ઠરીઠામ થઈ ગયાં. ત્યાં મા એકલી નીકળી પડતી અને બારણે બારણે ભીખ માગતી. તહેવારે દેવળને ઓટલે ઊભી રહીને ભીખનો હાથ લંબાવતી. હું ઘરમાં બેઠી બેઠી ગૂંથણકામ શીખતી, બહુ ઝડપથી શીખવાની કોશિશ કરતી કારણ કે બિચારી માને મદદ કરવાની મને તાલાવેલી હતી. ભાત સરખી ન ગૂંથાય ત્યારે મારા ગાલ ઉપરથી આંસુની ધારાઓ વહેવા લાગતી. બે વરસથી જરાક વધારે વખતમાં મેં ગૂંથણકામ બરાબર શીખી લીધું, અને મારી નામના આખા શહેરમાં ફેલાઈ ગઈ. કોઈ ખાસ કામ કરાવવાનું હોય ત્યારે લોકો અમારે ત્યાં આવતા—'સાંભળ, આકૂલ્યા, ઝટ શરૂ કરી દે આ કામ!' હું કેવી ખુશ થઈ જતી! વાત સાચી કે જશ મારો ન ગણાય, માએ મને શીખવેલું એટલે એનો જ ગણાય. એને એક જ હાથ હતો એટલે પોતે તો કામ નહોતી કરી શકતી, પણ એને શીખવતાં બરાબર આવડતું હતું, અને સારું શીખવી શકનાર માણસની કિંમત દસ કારીગર જેટલી ગણાય. મને ભારે અભિમાનની લાગણી થતી. હું કહેતી: 'મા, હવે તું ભીખ માગવાનું બંધ કરી દે, હું મારા હાથ વડે મહેનત કરીને તને ખવડાવી શકું એમ છું!' પણ મા જવાબ દેતી: 'ચુપ! તને ખબર નથી કે આ પૈસા વડે તો તારે કરિયાવર ભેગો કરવાનો છે?' ત્યાર પછી થોડા વખતે તારા નાના આવ્યા. એકદમ નજરમાં વસી જાય એવો જુવાન, હજી તો બાવીસ જ વરસનો, પણ બજરા

ખેંચનારા મજૂરોનો મુકાદમ બની ગયેલો! એની મા આવીને મને જોઈ ગઈ. બાઈના ધ્યાનમાં આવી ગયું કે હું કેટલી ગરીબ હતી, ભિખારણની દીકરી, એટલે પૂરી ખાતરીની વાત કે તાબેદાર વહુ બનીને જ રહું. હં... એ પોતે રોટીની ફેરી કરતી, અને મેલા મનવાળી ડોકરી હતી... પણ મરી ગયેલાંનું વાંકું શું કામ બોલવું? ભગવાન આપણી મદદ વગર જ બધું જુએ છે, ભગવાન જુએ છે, ખાલી શયતાનને જ એની જરૂર હોય..."

તે ખુશમિજાજમાં હસી પડી. તેનું નાક રમૂજી રીતે ફરકવા લાગ્યું, અને તેની આંખો મારી ઉપર વિચારમય વહાલ વરસાવતી રહી અને શબ્દોથી ઘણું વધારે કહેતી રહી.

મને યાદ છે કે એક વાર સાંજની વેળાએ ચોમેર શાંતિ છવાયેલી હતી, હું અને નાનીમા નાનાના ઓરડામાં ચા પી રહ્યાં હતાં. નાનાની તબિયત સારી નહોતી. તે ખમીસ વગર ઉઘાડે ડિલે ખાટલા ઉપર બેઠા હતા, ખભે લાંબો ટુવાલ લપેટેલો હતો, તે આખે શરીરેથી પુષ્કળ પરસેવો વારે વારે ટુવાલ વડે લૂછી નાખતા હતા. તેમનો શ્વાસ ઝડપથી ચાલતો હતો અને ઘરઘરાટી કરતો હતો, લીલી આંખોમાં પડળ બાઝી ગયેલાં હતાં, ચહેરો રાતો થઈ ગયેલો અને સૂજી ગયેલો હતો. તેમના સરવા નાનકડા કાન બહુ વધારે રાતા થઈ ગયેલા હતા, અને ચાનો ગ્લાસ લેવા હાથ લંબાવે ત્યારે હાથમાં દયાજનક ધ્રૂજારી થતી. તે બહુ ઢીલા પડી ગયેલા હતા, અસલ જેવા બિલકુલ નહોતા રહ્યા.

"મને ખાંડ કેમ નથી આપતી?" નાનાએ બગડી ગયેલા બાળકના જેવા અવાજે નાનીમાને ફરિયાદ કરી.

"કેમ કે તમારે માટે મધ બહેતર છે," નાનીમાએ નરમાશથી પણ મક્કમ અવાજે જવાબ દીધો.

નાના ગરમ ચા ધુરકાટ અને બડબડાટ કરતા ગટગટાવી ગયા.

"ધ્યાન રાખજે, હું ક્યાંક મરી ન જઉં!" નાનાએ કહ્યું.

"ફિકર ન કરો, હું બરાબર ધ્યાન રાખું છું."

"ઠીક... ઠીક... અત્યારે મરી જાઉં તો જિંદગી જરાય જીવ્યો જ ન હોઉં એવું થાય, બધું એળે જાય."

"લાંબા થઈ જાઓ અને બોલવાનું બંધ કરી દો."

નાના આંખો મીચીને એકાદ મિનિટ ચુપચાપ પડયા રહ્યા અને હોઠ બુચકારતા રહ્યા, પણ પછી જાણે કોઈએ ચૂંટી ખણી હોય એમ સફાળા બેઠા થઈ ગયા.

"યાકોવ અને મિખાઈલને બને એટલા જલદી પરણાવી દેવા પડશે. કદાચ ઘરવાળીઓ અને થોડાંક વધારે છોકરાં એમને સીધા કરી દેશે, હેં?"

તે શહેરની ઉંમરલાયક કન્યાઓનાં નામ ગણાવવા લાગ્યા. નાનીમા કશી ટકોર કર્યા વગર બેઠી બેઠી એક પછી એક ગ્લાસ ચા પીતી રહી. નાનાએ મને કશાક ગેરવર્તન બદલ બહાર નીકળવાની મનાઈ કરી દીધેલી, એટલે હું બારી પાસે બેઠો બેઠો ડૂબતા સૂરજને અને આસપાસનાં મકાનોની બારીઓમાં તેના ઝળકતા પ્રતિબિંબને નીરખી રહ્યો હતો.

નીચે બગીચામાં બર્ચનાં ઝાડ ફરતે ભમરીઓ ગણગણાટ કરતી હતી. નજીકના આંગણમાં કોઈ લુહાર હથોડીના ઘા ઠોકતો હતો, નજીકમાં ક્યાંકથી સરાણનો અવાજ સંભળાતો હતો. બગીચાની પાર નાળા નજીક ગીચ ઝાડીમાં રમતાં છોકરાંના દેકારા કાને પડતા હતા. ત્યાં જઈને તેમની જોડે રમવાની સખત તાલાવેલી મને થઈ રહી હતી, અને સંધ્યાની ગમગીનીથી મારું હૈયું ભારે થઈ ગયું હતું.

એકાએક નાનાએ નવીનકોર ચોપડી કાઢીને પંજા ઉપર ઠબકારતાં ખુશાલ અવાજે મને સાદ પાડ્યો:

"એય અવળચંડા, કોબી જેવા કાનવાળા, અહીં આવ! બેસી જા, તાતાર જેવા મોંવાળા! આ અક્ષર દેખાય છે ને? અજગરનો 'અ' છે. બોલ, અજગરનો 'અ'. કટારનો 'ક'. ખટારાનો 'ખ'. આ શું છે?"

"કટારનો 'ક'."

"બરાબર. અને આ?"

"ખટારાનો 'ખ'."

"ખોટું. અજગરનો 'અ'. સરખી રીતે જો. ગધેડાનો 'ગ', ઘરનો 'ઘ', ચકલીનો 'ચ'. આ શું છે?"

"ઘરનો 'ઘ'."

"બરાબર. અને આ?"

"ગધેડાનો 'ગ'."

"સરસ. અને આ?"

"અજગરનો 'અ'."

નાનીમા વચમાં બોલી.

"લાંબા થઈને ચુપચાપ પડ્યા રહો તો સારું, બાપા!"

"રહેવા દે! મૂંગી બેસ! બધી ફિકરચિંતાઓને ભૂલી જવા માટે આની જ જરૂર છે મને. ચાલુ રાખ, આલેક્સેઈ!"

તેમણે ગરમ અને ભીનાશવાળો હાથ મારી ગરદન ફરતે વીંટાળી દીધો અને બીજા હાથ વડે ચોપડી બરાબર મારા નાક પાસે ધરી રાખીને મને અક્ષરો બતાવવાનું ચાલુ રાખ્યું. તેમના શરીરમાંથી નીકળતી સરકાની, પરસેવાની, અને શેકેલી ડુંગળીની ગંધથી હું લગભગ ગૂંગળાઈ ગયો. તે અજબ રીતે ઉત્તેજિત થઈને મારા કાનમાં ઘાંટા પાડવા લાગ્યા:

"છત્રીનો 'છ', જમરૂખનો 'જ'!"

શબ્દો તો મને જાણીતા હતા, પરંતુ સ્લાવ અક્ષરો વસ્તુઓની જોડે કોઈ રીતે મેળ નહોતા ખાતા. 'લ' લખોટાને બદલે કીડા જેવો વધારે લાગતો હતો, 'ફ' ફણસને બદલે ખૂંધાળા ગ્રિગોરી જેવો વધારે લાગતો હતો, ઊપસેલો 'બ' જોઈને મને નાનીમા અને હું ભેગાં યાદ આવી જતાં હતાં. બધા અક્ષરોમાં કંઈ ને કંઈ નાનાને મળતું આવતું હતું. તે મારા ભેજામાં કક્કો ઠસાવવાની મહેનત કરતા રહ્યા, ક્યારેક અક્ષરોને ક્રમવાર લેતા અને ક્યારેક આડાઅવળા. તેમની ઉત્તેજનાનો ચેપ લાગી જતાં મને પણ પરસેવો વળી ગયો અને હું જોરજોરથી ઘાંટા પાડવા લાગ્યો. મારું એવું વર્તન તેમને રમૂજી લાગ્યું અને હસવું આવી ગયું. તે છાતીએ હાથ દબાવીને ઉધરસ ખાતા ખાતા ચોપડી હાથમાં પકડી રાખીને ઘોઘરા અવાજે બોલ્યા:

"માડી, જો તો ખરી, આને કેવું જોશ ચડી ગયું છે! અરે, આસ્ત્રાખાની મરકી જેવા, તું રાડો કેમ પાડે છે?"

"રાડો તો તમે પાડો છો..."

નાના અને નાનીમાને નીરખી રહેવામાં મને બેહદ મઝા પડતી હતી. નાનીમા કોણીઓ ટેબલ પર અને ગાલ મુઠ્ઠીઓ પર ટેકવીને બેઠી હતી અને અમારી સાજો જોઈને મૂંગો મલકાટ કરતી હતી.

"બસ હવે, બહુ રાડારાડી કરી લીધી!" તેણે કહ્યું.

નાના મારી તરફ ફરીને માયાળુ અવાજે ખુલાસો કરવા લાગ્યા:

"હું તો માંદો છું એટલે રાડો પાડું છું, પણ તું શું કામ રાડો પાડે છે?"

પછી તેમણે પરસેવો ટપકાવતું માથું હલાવીને નાનીમાને કહ્યું:

"મરહૂમ નાતાલ્યાની વાત ગલત હતી. એણે કહેલું કે આની યાદદાસ્ત કમજોર છે. આની યાદદાસ્ત તો ઘોડાના જેવી છે! ચાલ, આગળ બોલ, ચીબા નાકવાળા!"

આખરે તેમણે મજાકમાં મને ખાટલા પરથી હડસેલી દીધો.

"આજે આટલું બસ. ચોપડી સરખી રીતે જોઈને કક્કો મોઢે કરી લેવાનો

છે. કાલે આખો કક્કો એક પણ ભૂલ વગર મને સંભળાવવો પડશે. ભૂલ નહિ થાય તો પાંચ કોપેક આપીશ."

મેં ચોપડી લેવા હાથ લંબાવ્યો ત્યારે મને નજીક ખેંચી લઈને તે બોલ્યા:

"તારી મા તને છોડીને કેમ જતી રહી હશે, બેટા?"

"રહેવા દો, બાપા, એવી વાતો કરવામાં કશો ફાયદો નથી," નાનીમા વચ્ચે બોલી ઊઠી.

"દુભાયેલા મનની પીડા એવી વાતો ન કરાવતી હોત તો હું બિલકુલ ન કરત... અરે, કેવી મઝાની છોડી, અને એણે ખોટું કામ કર્યું!"

પછી તેમણે મને તોછડાઈથી આઘો હડસેલી દીધો.

"જા, બહાર જઈને રમ! પણ શેરીમાં નહિ, આંગણમાં કે બગીચામાં, સમજ્યો ને!"

મને તો બગીચામાં જવાની જ તાલાવેલી હતી. હું જાણતો હતો કે નીચે નાળામાં રમતા છોકરા મને પાળબંધીએ જોતાં જ મારી ઉપર પથરા ફેંકવાનું શરૂ કરી દેવાના, અને તેમને એવો જ વળતો જવાબ દેવાનો પાકો મનસૂબો મેં ઘડી રાખ્યો હતો.

હું નજરે પડયો કે તરત છોકરા દેકારા કરવા લાગ્યા: "બૂચો આવ્યો! બૂચો આવ્યો! હમણાં મઝા ચખાડી દઈએ!" તેઓ ઝડપટ દારૂગોળો એકઠો કરવા લાગ્યા.

મને "બૂચો" શબ્દના મતલબની ખબર જ નહોતી, એટલે એવું નામ સાંભળીને અપમાન જેવું કંઈ ન લાગ્યું. પરંતુ એટલા બધા છોકરાઓનો મુકાબલો કરવાની હાલત જોઈને હું ખુશ થઈ ગયો, સરખી રીતે નિશાન તાકીને પથરો વહેતો મૂકું ત્યારે દુશ્મનો કેવી રીતે નાસી જતા અથવા ઝાડીમાં છુપાઈ જતા એ જોવામાં મને બહુ મઝા પડી. એવી લડાઈઓ પછી ખાર કે ડંખ જેવું કશું બાકી ન રહેતું.

મેં કક્કો ઝડપથી શીખી લીધો. કદાચ એ કારણે જ નાના મારી ઉપર વધારે ધ્યાન આપવા લાગ્યા, અને તેમણે મને મારવાનું ઓછું કરી નાખ્યું. પરંતુ મારા ખ્યાલ મુજબ તો હું અગાઉ કરતાં વધારે વાર માર ખાવાને લાયક હતો. હું જેમ જેમ વધારે મોટો થતો ગયો અને વધારે હિંમતવાન બનતો ગયો તેમ તેમ વધારે વાર નાનાના નિયમો અને હુકમોનો ભંગ કરતો ગયો. પરંતુ તે ખાલી ઠપકો જ આપતા અથવા મારી સામે મુક્કો હલાવતા.

મને લાગતું કે તેમણે મને ઘણી વાર કશા કારણ વગર મારેલો. મેં એક દિવસ તેમને સાફ એમ કહ્યું પણ ખરું.

તેમણે મને હળવેથી હડપચીએ ટપલી મારી અને મારી આંખો સામે આંખો મટમટાવી.

"શું?.." તેમણે સૂર લંબાવતાં કહ્યું અને પછી મલકાટ કરીને ઉમેર્યું:

"નાનકા પાખંડી! તું કેટલી વાર માર ખાવાને લાયક છે એનો ફેંસલો કરનારો તું કોણ? એનો ફેંસલો તો એકલો હું જ કરી શકું. ચાલતો થઈ જા!"

પરંતુ હું જતો રહેવા ફર્યો ત્યારે તેમણે મારો ખભો પકડી લીધો અને ફરી મારી આંખોમાં નજર પરોવી દીધી.

"તું લુચ્ચાઈ કરે છે કે ખાલી ભોટ છે?"

"ખબર નથી."

"ખબર નથી, એમ ને? ભલે, તો હું કહી દઉં છું: લુચ્ચાઈ કરજે, ભોટ બનવા કરતાં લુચ્ચાઈ કરવી સારી. વાછરડો ભોટ હોય, સમજ્યો ને? હવે જા, બહાર જઈને રમ!"

હું થોડા વખતમાં પ્રાર્થનાગીતો એક એક અક્ષર કરીને વાંચવા લાગ્યો. સામાન્ય રીતે ભણવાનું સાંજે ચા પીધા પછી થતું. દરેક વખતે મારે એક પ્રાર્થનાગીત આખું વાંચવું પડતું.

"ભમરડાનો 'ભ', ગધેડાનો 'ગ', વરસાદનો 'વ', 'વ'ને કાનો 'વા', નગારાનો 'ન', ફરી નગારાનો 'ન', 'ન'ને દીર્ઘાઈ 'ની'— ભગવાનની; દડાનો 'દ', યમનો 'ય', 'ય'ને કાનો 'યા'—દયા: ભગવાનની દયા..." મેં લાકડાની નાની પટ્ટી લીટીએ ફેરવતાં જોડણી કરી. સખત કંટાળામાંથી તરેહવાર સવાલો પેદા થયા.

"કોની ઉપર છે ભગવાનની દયા? યાકોવમામાની ઉપર?"

"માથામાં થપાટ લગાવી દઉં તો ખબર પડી જશે કે ભગવાનની દયા કોની ઉપર છે!" નાનાએ ખીજનો છીંકોટો કરતાં જવાબ દીધો. પણ મને લાગ્યું કે ખીજ સાચી નથી, માત્ર ટેવને લીધે અથવા દેખાવને ખાતર કરવામાં આવી છે.

અને મારી ભૂલ નહોતી થઈ. એક મિનિટ પછી નાના મને જાણે સાવ ભૂલી જઈને બબડયા:

"હં... ગાવાની અને ખેલતમાશાની બાબતમાં તો ખરેખરા રાજા ડેવિડ જેવો, પણ મહેનત કરવાની વાત આવે ત્યારે એના દીકરા આવેસાલોમ જેવો, જરાય કરે જ નહિ! ગાવાનો રસિયો, છેતરપિંડીનો ઉસ્તાદ, રંગલો—અરે વાહ! 'મહેફિલ નાચની ખુશખુશાલ!' ઠીક, પણ નાચથી આખર શું વળવાનું? બહુ ઝાઝું નહિ!"

હું વાંચવાનું બંધ કરીને તેમનો બબડાટ સાંભળતો રહ્યો, નજર ઊંચી કરીને તેમનું સંકોડાયેલું ફિકરમંદ મોં જોતો રહ્યો. ઝીણી થઈ ગયેલી આંખો ક્યાંક દૂર તાકી રહી હતી, તેમાં હૂંફાળી ગમગીની છલકાતી હતી, અને એથી રોજની કરડાકી જાણે ઓસરતી હતી. તેમનાં સોનેરી ભવાં ફરકતાં હતાં અને બેચેનીમાં ટેબલ પર હાથ ઠબકારતી વેળા આંગળીઓના ડાઘાવાળા નખ ચળકારા મારતા હતા.

"નાના!"

"હં?"

"વાર્તા સંભળાવો."

"તું છાનોમાનો વાંચ, આળસુના પીર!" તે જાણે હમણાં જ નીંદરમાંથી જાગ્યા હોય એમ આંખો ચોળતા બબડયા. "તને તો પ્રાર્થનાગીતોને બદલે જાતજાતની વાર્તાઓ સાંભળવાની તાલાવેલી છે!"

મને શક પડયો કે તેમને પણ પ્રાર્થનાગીતોને બદલે વાર્તાઓ સાંભળવાનું વધારે ગમતું હશે. તેમને મોટા ભાગનાં પ્રાર્થનાગીતો મોઢે થઈ ગયાં હતાં કારણ કે તેમણે રોજ રાતે સૂઈ જતાં પહેલાં ચોપડીનો થોડોક ભાગ મોટેથી વાંચવાનું પ્રણ લીધું હતું અને દેવળના પાદરીની જેમ ગીત ગાતા હોય એવી રીતે પ્રાર્થનાઓ વાંચતા.

પરંતુ મેં વાર્તા સંભળાવવાની આજીજી ચાલુ રાખી અને ઘરડા આદમીએ આખરે નમતું મૂકી દીધું.

"ભલે. તને આખી જિંદગી પ્રાર્થનાગીતોનો સથવારો રહેવાનો છે, પણ મારે તો થોડા વખતમાં જ ભગવાનના દરબારમાં સર્જનહારને મળવાનું થશે."

જૂની આરામખુરશીના ઊનના ગૂંથણવાળા ટેકણને અઢેલીને માથું પાછળ ફંગોળી દેતા અને નજર છત ઉપર ઠેરવી દેતા તે પુરાણા જમાનાની, પોતાના બાપુની, યાદોમાં ખોવાઈ ગયા.

"એક વાર લૂંટારાની ટોળકી બાલાખ્નાના વેપારી ઝાયેવની દુકાન લૂંટવા આવેલી. મારા નાનાના બાપુ ઘંટ વગાડીને ચેતવણી આપવા ઘંટમિનાર ઉપર દોડી ગયા હતા, પરંતુ લૂંટારાઓએ તેમને આંબી જઈને તલવારો વડે વાઢી નાખ્યા હતા અને તેમનું મડદું ઘંટમિનારેથી નીચે ફગાવી દીધું હતું.

"હું એ વખતે સાવ નાનો છોકરો હતો. મેં બનાવ જોયો નહોતો, અને મને યાદ પણ નથી. મને તો બસ ૧૮૧૨માં ફ્રાંસવાળા આવેલા ત્યાર પછીનું જ યાદ છે. એ વખતે હું બાર વરસનો હતો. લગભગ ત્રીસ કેદીઓને બાલાખ્ના લઈ આવેલા. બધાય નાના કદના અને સુકલકડી હતા, જે કંઈ હાથમાં આવ્યું

તે પહેરી લીધું હોય એમ લાગતું હતું, ભિખારીઓથીયે બદતર દેખાતા હતા, થરથર ધ્રૂજતા હતા, કેટલાકના તો હાથપગ થીજી ગયેલા એટલે બિચારા ઊભાયે નહોતા રહી શકતા. ગામડિયાઓ તેમને મારી નાખવા તલપાપડ થઈ ગયેલા, પણ પહેરેગીરોએ એમ ન કરવા દીધું. પછી ગૅરિસનના સિપાહીઓ આવી પહોંચ્યા અને તેમણે ગામડિયાઓને તગેડીને પાછાં ઝૂંપડાં ભેગા કરી દીધા. વખત જતાં તેઓ અરસપરસ ટેવાઈ ગયા. ફ્રાંસવાળાઓ ચબરાક અને ચપળ નીકળ્યા, વળી ખુશમિજાજ પણ ખરા, મન થાય ત્યારે ગીતો ગાવાનું શરૂ કરી દેતા. નીઝનીથી અમીરઉમરાવો ત્રોઈકાગાડીમાં બેસીને તેમને જોવા આવતા. તેમાંથી કેટલાક ફ્રાંસવાળાઓને ગાળો ભાંડતા, તેમની સામે મુક્કા હલાવતા, અને મારતા પણ ખરા. બાકીના તેમની જોડે તેમની જ ભાષામાં સદ્ભાવથી વાત કરતા, પૈસા અને જૂનાં ગરમ કપડાં આપીને રાજી કરતા. મને એક ઘરડો આદમી યાદ છે, અમીર હતો, બેઉ હાથ વડે મોં ઢાંકીને રડતો રડતો કહેતો હતો: જુઓ તો ખરા, પેલા રાક્ષસ નેપોલિયને ફ્રાંસના લોકોની કેવી વલે કરી નાખી છે! વિચાર કરવા જેવું છે—રૂસી આદમી, પાછો અમીર, અને એના દિલમાં એવી ભલાઈ, પરદેશીઓની એવી રીતે દયા ખાય..."

નાના પળ વાર ચુપ થઈ ગયા અને આંખો મીચીને વાળમાં હાથ ફેરવવા લાગ્યા. પછી તેમણે ભૂતકાળની યાદોને ફંફોળતાં ધીરે ધીરે વાત આગળ ચલાવી:

"શિયાળો, હિમનું તોફાન, ઝૂંપડાં ઉપર હિમનો ભાર એકધારો લદાતો હોય, અને ફ્રાંસવાળાઓ દોડતા અમારી બારી પાસે આવીને મારી માને સાદ પાડે. મા રોટી બનાવીને વેચતી. એ લોકો બારી ખખડાવે, આમતેમ ઠેકડા મારે, અને રોટી સારુ દેકારા કરે. મા તેમને ઝૂંપડાની અંદર નહોતી આવવા દેતી, બારીએથી જ રોટી હાથમાં પકડાવી દેતી. રોટી તાજી જ શેકેલી ગરમાગરમ હોય, તેમાંથી વરાળ નીકળતી હોય, એ લોકો રોટી ઝૂંટવી લઈને ખમીસની અંદર ભરાવી દે, થીજેલી કાયા ઉપર સખત દબાવે, બરાબર દિલની જગ્યાએ જ. એવી હાલત કેવી રીતે વેઠી લીધી હશે? સમજણમાં ઊતરે એવું નથી. કેટલાય ટાઢમાં ઠરીને મરી ગયા, બિચારા ગરમ દેશના માણસો, અહીંના ઠારથી જરાય ટેવાયેલા નહિ! બે જણ અમારા હમામમાં રહેતા હતા, બગીચામાં, એક અફસર હતો અને બીજો એનો મદદનીશ, એનું નામ મીરોન હતું. અફસર ઊંચો અને પાતળો હતો, કાયામાં જુઓ તો હાડકાં અને ચામડી સિવાય બીજું કંઈ નહોતું. ઠેઠ ગોઠણ સુધી લાંબો ઓરતનો કોટ પહેરીને ભટકતો રહેતો. નાજુક દિલનો આદમી હતો, પણ ખરેખરો દારૂડિયો. મા છાનીછપની બીયર બનાવીને વેચતી. પેલો અફસર બીયર ખરીદીને ઢીંચે, નશામાં ચકચૂર બની

જાય, અને ગીતો લલકારવા લાગે. એણે આપણી ભાષામાં થોડોક લવારો કરતાં શીખી લીધું હતું. 'તમારો દેશ ઊજળો નથી, કાળો અને આકરો છે,' તે કહેતો. તે સાવ ભાંગીતૂટી ભાષા બોલતો પણ મતલબ સમજાઈ જતો. વાત તો સાચી છે, આપણા દેશના ઉત્તરના વિસ્તારો હળવા કહેવાય એવા તો કોઈ રીતે નથી જ. વોલ્ગાને કાંઠે કાંઠે આગળ જઈએ એટલે આબોહવા હૂંફાળી અને હળવી બનતી જાય, અને કાસ્પિયનથી આગળ જઈએ એટલે હિમ ક્યાંય નજરે ન પડે. એ તો ખાતરીની વાત છે કેમ કે ધર્મની કથાઓમાં, નિયમોમાં, કે પ્રાર્થનાગીતોમાં ક્યાંય શિમની કે શિયાળાની વાત નથી આવતી, ઈસુ ખ્રિસ્ત એવા દેશમાં રહેતા હતા... આપણે પ્રાર્થનાગીતો વાંચવાનું પૂરું કરી લઈએ કે તરત ધર્મની કથાઓ વાંચવાનું શરૂ કરી દેશું."

નાના વળી ચુપ થઈ ગયા, અને ઝોકે ચડી ગયા હોય એમ લાગતું હતું. તેમના મનમાં કોઈ વાત ઘોળાતી હોય ત્યારે તે આંખો સંકોડીને બારીની બહાર નજર ઠેરવી દેતા, તેમની આખી કાયા જાણે નાનકડી અને કરડી બની જતી.

"વાત આગળ ચલાવો ને," મેં ધીમા અવાજે યાદ કરાવ્યું.

"હેં? હા!" તે ચોંકી જતા બોલ્યા. "શાની વાત હતી? ફ્રાંસવાળાની? તેઓ પણ માણસ તો ખરા જ, અને આપણ પાપીઓથી બદતર નહિ. માને સાદ પાડતા રહેતા: 'માદામ! માદામ!' એમની ભાષામાં એ શબ્દનો અર્થ 'મારા બાનુ!' થાય. પણ અહીંયાં તો 'બાનુ' લોટની ગૂણ ઉપાડીને ઘેર લઈ જાય, વજન ઓછામાં ઓછું બે મણ તો હોય જ. આખલા જેવી જોરાવર હતી, હું વીસ વરસનો થઈ ગયો ત્યાં સુધી મને વાળ પકડીને ફંગોળવાનું એને માટે રમત જેવું હતું. વળી હું એ વખતે કમજોર નહોતો. પેલા અફસરનો મદદનીશ મીરોન ઘોડાઓનો ભારે રસિયો હતો, એક પછી એક આંગણમાં જઈને ઘોડાની માવજત કરવાની પરવાનગી માગે. પહેલાં તો લોકોને બીક લાગતી, દુશ્મનનો આદમી, કદાચ ઘોડાઓને નુકસાન પહોંચાડીને નમાલા બનાવી નાખે. પણ થોડા વખત પછી ગામવાસીઓ પોતે જ એને બોલાવતા: 'એય મીરોન!' આદમી હસી પડતો અને બળદની જેમ માથું નીચે નમાવીને દોડી આવતો. તેના વાળ ગાજર જેવા રાતા હતા, નાક મોટું હતું, અને હોઠ જાડા હતા. તે ઘોડાની માવજતનું કામ સરસ કરતો, અને ઘોડાઓની તરેહવાર બીમારીઓના ઈલાજ કરી જાણતો, આગળ જતાં નીઝનીમાં રાવતનું કામ કરવા લાગેલો, પણ પછી એનું ભેજું ખસી ગયું અને બંબાવાળાઓએ એને ઢીબી ઢીબીને મારી નાખ્યો. અફસરની બાબતમાં એમ બન્યું કે વસંતના દિવસો આવતાં એની કાયા જાણે સુકાવા લાગી અને સેંટ નિકોલાસના દિને બિચારો મૂંગો મૂંગો

મરી ગયો. હમામની બારી પાસે બેઠો હતો અને જાણે સપનાં જોતો હતો, એટલામાં જીવ નીકળી ગયો, ડોકું બારીની બહાર લંબાવીને બેઠા બેઠા જ. મને એની બાબતમાં અફસોસ થયેલો, થોડાંક આંસુ પણ ટપકી પડેલાં. નાજુક દિલનો આદમી હતો, મારા કાનમાં હોઠ ફફડાવીને એની ભાષામાં કંઈક હળવું હળવું કહેતો, મને સમજાતું નહિ પણ સારું લાગતું. દુનિયામાં માણસની ભલાઈ બહુ ઝાઝી નથી. એક વાર એણે મને એની ભાષામાં બોલતાં શીખવવાનું શરૂ કરેલું, પણ માએ મનાઈ કરી દીધી. મને પાદરી પાસે પણ લઈ ગયેલી, પાદરીએ ફરમાન છોડયું કે મને મેથીપાક ચખાડવામાં આવે, અને એણે અફસરની સામે ફરિયાદ પણ નોંધાવી. એ જમાનામાં લોકો બહુ કડક હતા, ભાઈ! અમારે જેટલું વેઠવું પડેલું એટલું તારે નથી વેઠવું પડતું, તારા વતી બીજાઓએ વેઠી લીધું છે, અને એ વાત ક્યારેય ભૂલતો નહિ! મારો જ દાખલો લે, મેં કેટલું બધું વેઠયું છે!"

અંધારું થઈ ગયું. અંધારામાં નાનાનું કદ અજબ રીતે મોટું થઈ ગયું અને તેમની આંખો બિલાડીની આંખોની જેમ ચળકવા લાગી. નાના ધીમા અવાજે, સાવચેતીથી, અને વિચારમાં ગરકાવ થઈને કથની કહેતા હતા, પણ પોતાની વાત આવે ત્યારે ઉત્તેજિત થઈ જતા અને શેખી મારવા લાગતા. તે પોતાની વાત કરે ત્યારે સાંભળવામાં મને મઝા ન પડતી, અને વારે વારે આપવામાં આવતી શિખામણ મને ન ગમતી:

"યાદ રાખજે!" "ભૂલતો નહિ!"

તેમણે કરેલી વાતોમાંથી ઘણીને ભૂલી જવામાં મને ભારે ખુશી થઈ હોત, પરંતુ એ વાતો તેમની નસિયતો વગર પણ મારા મનમાં પીડાકારી ફાંસની જેમ ભરાઈ ગઈ હતી. તે મને વાર્તા ક્યારેય ન કહેતા, માત્ર ખરા બનાવોનું બયાન કરતા. મારા ધ્યાનમાં આવી ગયું હતું કે સવાલો પૂછવાથી તેમને ખીજ ચડે છે, એટલે હું જાણીજોઈને સવાલો પૂછતો:

"કોણ વધારે સારા, રૂસીઓ કે ફ્રાંસના લોકો?"

"કોણ કહી શકે? મેં તો ક્યારેય જોયું નથી કે ફ્રાંસના માણસો પોતાના દેશમાં કેવી રીતે રહે છે," તેમણે ચિડાઈને જવાબ દીધો અને ઉમેર્યું:

"ઉંદર પણ એના દરમાં તો સારો જ હોય."

"રૂસી સારા છે?"

"કેટલાક સારા હોય છે અને કેટલાક સારા નથી હોતા. ખેતગુલામ હતા ત્યારે બહેતર હતા, ઘડેલા લોખંડની જેમ. હવે પગમાંથી બેડીઓ નીકળી ગઈ છે પણ ખાવાનું કંઈ નથી. અમીરઉમરાવો બેશક દયા વગરના હોય છે, પણ

એમનામાં ખેડૂતો કરતાં વધારે અક્કલ હોય છે. બધાયની બાબતમાં તો એમ ન કહેવાય પણ કોઈ ઉમરાવ સારો હોય તો પછી બહુ સારો હોય. કેટલાક સાવ મૂરખના જામ હોય છે. કોથળા જેવા, અંદર જે કંઈ ભરો તે ભરાયેલું રહે. આપણામાંથી ઘણા ખાલી કોચલાં જેવા હોય છે, પહેલી નજરે માણસ જેવા લાગે પણ જરાક બારીક નજરે જોઈએ તો ખબર પડે કે અંદરનો બધો ગર કીડા ખાઈ ગયા હોય, કોચલા સિવાય બીજું કંઈ બાકી ન રહ્યું હોય. આપણને જરૂર થોડાક ભણતરની છે. અક્કલને તેજ બનાવવાની જરૂર છે, પણ જેના વડે અક્કલને તેજ બનાવી શકાય એવું કંઈ આપણી પાસે નથી..."

"રૂસીઓ જોરાવર હોય છે?"

"કેટલાક હોય છે, પણ જોર બહુ કામનું નહિ, આવડત કામમાં આવે. સૌથી જોરાવર આદમી ઘોડાથી કમજોર હોય છે."

"ફ્રાંસવાળાઓએ આપણી સામે લડાઈ કેમ કરેલી?"

"લડાઈ તો ઝારનો મામલો ગણાય, આપણા જેવા સીધાસાદા માણસોને લડાઈની વાત સમજાય જ નહિ."

પરંતુ મેં જ્યારે પૂછ્યું કે બોનાપાર્ટ કોણ હતો, ત્યારે નાનાએ આપેલો જવાબ હું કદી નહિ ભૂલું:

"બહાદુર આદમી હતો, એનો ઈરાદો આખી દુનિયા જીતી લેવાનો હતો, જેથી સૌ લોકો સરખેસરખા બનીને જિંદગી ગુજારી શકે, ઉમરાવો નહિ અને અમલદારો નહિ, બસ એમ જ, સૌ સરખા. નામ જુદાં જુદાં હોય, પણ સૌના હક સરખા. અને દરેકનો એકસરખો ધરમ. એમાં તો અક્કલની વાત બેશક નથી, ખાલી કરચલા જ બધાય એકસરખા હોય. માછલાંની વાત લઈએ તો એ પણ નિરનિરાળાં હોય છે: સૅમન અને કૅટફિશ વચ્ચે જરાય દોસ્તી નથી હોતી, અને સ્ટર્જનને હેરિંગ જોડે જરાય નથી બનતું. આપણે ત્યાં પણ બોનાપાર્ટો થઈ ગયા છે—દાખલા તરીકે સ્તેપાન રાઝિન અને યેમેલ્યાન પુગાચોવ. પણ એમની વાત વળી ક્યારેક કરીશ..."

ક્યારેક તે ડોળા ફાડીને કેટલીય વાર સુધી મને તાકી રહેતા, જાણે કેમ અગાઉ ક્યારેય જોયો જ ન હોય. એમ બને ત્યારે બહુ અણગમો થતો.

પરંતુ મારા બાપુ કે માની વાત ક્યારેય ન કરતા.

એવી વાતો ચાલતી હોય ત્યારે ક્યારેક નાનીમા અંદર આવતી. તે ચુપચાપ ખૂણામાં કોઈને દેખાય નહિ એવી રીતે બેસી જતી, કંઈ ન બોલતી, પણ પછી એકાએક હેતાળ નરમ અવાજ પૂછતી:

"બાપા, યાદ છે ને, આપણે કુંવારી માતાની પ્રાર્થના કરવા મૂરોમ જાત્રાએ ગયેલાં ત્યારે કેવી મઝા પડેલી? કયું વરસ હતું?"

"ચોક્કસ તો યાદ નથી, પણ કોલેરા ફાટી નીકળ્યો તે પહેલાં, ઓલોનચાન માણસોની તલાશમાં આખું જંગલ ફેંદી નાખેલું એ વરસે."

"બરાબર. મને યાદ છે કે આપણે કેવી દહેશત ખાઈ ગયેલા..."

"હં..."

મેં પૂછ્યું કે ઓલોનચાન માણસો કોણ હતા અને જંગલમાં કેમ છુપાઈ ગયેલા. નાનાએ અચકાતાં અચકાતાં જવાબ આપ્યો:

"સાધારણ ખેડૂતો હતા, કારખાનાંમાં કામ પડતું મૂકીને ભાગી ગયેલા ખેતગુલામો."

"એમને કેવી રીતે પકડતા?"

"તું શું ધારે છે? છોકરા રમતા હોય એવી રીતે, કેટલાક દોટ મૂકીને ભાગે, અને બીજા એમને પકડી પાડે. એક વાર પકડાઈ જાય એટલે કોરડા અને ડંડાનો માર પડે. નસકોરાં ફાડી નાખે એવું પણ બનતું. અને સજાની નિશાની તરીકે કપાળે ડામ દેતા."

"શાની સજા?"

"કોને ખબર! એ તો ગોટાળિયો મામલો છે. કહેવું મુશ્કેલ કે કોણ કસૂરવાર ગણાય, ભાગી જનારા કે એમને પકડી પાડનારા."

"બાપા, યાદ છે ને, મોટી આગ પછી કેવી હાલત હતી?" નાનીમાએ ફરી સવાલ કર્યો.

"કઈ મોટી આગ?" નાનાએ ચોકસાઈની કડક માગણી કરતાં પૂછ્યું.

તેઓ યાદોમાં મશગૂલ થઈ ગયાં અને મારી હાજરીને ભૂલી ગયાં. તેમના ધીમા અવાજ એવા પ્રમાણસર લયતાલમાં ચાલુ રહ્યા કે જાણે આગ અને રોગચાળાનાં તથા માનવ જીવોને પડતા મારનાં, આકસ્મિક મોતનાં અને ચાલાકીભરી ઠગબાજીનાં, ધર્મના ઝનૂનીઓનાં, અને ઉપલા વર્ગોના તુંડમિજાજી સજ્જનોનાં ખોફનાક ગીતો ગાતાં હોય.

"કેટલું બધું જોયું છે! જિંદગીમાં કેટલું બધું વેઠ્યું છે!" નાના ધીમા અવાજે બોલ્યા.

"અને જિંદગી શું ખરાબ રહી છે?" નાનીમાએ સવાલ કર્યો. "જરાક યાદ તો કરો કે વાર્વારાનો જનમ થયો ત્યારે વસંત કેવી મઝાની હતી!"

"૪૮નું વરસ હતું, હંગેરી ઉપર ચડાઈ કરવામાં આવી એ વરસ. વાર્વારાનું નામ પાડ્યું પછી બીજે દિવસે એના ધરમના બાપ તીખોનને મોરચે મોકલી દીધેલો..."

"અને પાછો ન આવ્યો," નાનીમા નિસાસો નાખતી બોલી.

"પાછો ન આવ્યો. એ દિવસથી ભગવાનની દયા આપણને વેગળા રાખીને સરકી ગઈ, તરાપા ઉપરથી પાણી સરકી જાય એમ. અરેરે! વાર્વારા!.."

"રહેવા દો, બાપા..."

"કેમ રહેવા દઉં?" નાનાએ ગુસ્સે થઈને જવાબ દીધો. "આપણાં છોકરાં ખરાબ નીકળ્યાં, ભલે ગમે એવી રીતે જોઈએ તોયે. આપણી તાકાત બધી નકામી રેડાઈ ગઈ. તેં અને મેં ધારેલું કે આપણે વસ્તુઓ સાબૂત ટોપલામાં મૂકીએ છીએ, પણ ભગવાનને આપણા હાથમાં ચાળણી જડી દેવાનું ઠીક લાગ્યું..."

નાના જાણે ડામ પડયો હોય એમ રાડ પાડી ઊઠયા, ઓરડામાં આમથી તેમ ધસી જતા પીડાના ઊંહકારા કરવા, બચ્ચાંને ભાંડવા, અને નાનકડો હાડચામનો મુક્કો નાનીમાની સામે હલાવવા લાગ્યા.

"અને તેં જ બગાડયાં છે, બધાંયનું નખ્ખોદ કાઢી નાખ્યું છે, લાડ લડાવતી રહી! ચુડેલ!"

કડવાશનો ઊભરો તેમને દેવચિત્રના ખૂણામાં ખેંચી ગયો. ત્યાં તે સૂકલ અને ખખડતી છાતી કૂટવા લાગ્યા અને આંસુ વહેવડાવતા કલ્પાંત કરવા લાગ્યા:

"કેમ? હે ભગવાન, કેમ? હું શું બીજા કોઈથી બહુ બદતર પાપી છું?"

તેમની ભીની આંખો પીડા અને ખીજમાં ચળકારા મારતી હતી અને આખી કાયા ધ્રૂજતી હતી.

નાનીમા અંધારા ખૂણામાં મૂંગી મૂંગી ક્રૉસની નિશાની કરતી બેઠી રહી. આખરે તે ઊઠીને નાના પાસે ગઈ.

"આમ પોતાની જાતને પીડો છો શું કરવા?" તેણે સમજાવતાં કહ્યું. "ભગવાન જાણે છે કે પોતે શું કરે છે. આપણાં છોકરાંથી બહેતર છોકરાં ઝાઝાં નહિ હોય. બધે એકસરખી જ હાલત છે, બાપા, કજિયા ને લડાઈ ને ધાંધલ. બધાંય માબાપ પોતાનાં પાપને આંસુ વડે ધોઈ નાખે છે. તમે એકલા નથી..."

ક્યારેક નાનીમાના બોલથી નાના શાંત થઈ જતા અને થાકેલા જેવા કશું બોલ્યા વગર જઈને પથારીમાં સૂઈ જતા. હું અને નાનીમા સરકીને અમારે મેડે ચાલ્યાં જતાં.

પરંતુ એક વાર નાનીમા માયાળુ બોલ બોલતી તેમની પાસે ગઈ ત્યારે તેમણે એકદમ ફરી જઈને નાનીમાના મોં પર મુક્કાનો જોરદાર ફટકો ઝીંકી દીધો. નાનીમાના પગ લથડી ગયા અને તેણે હાથ મોંએ દબાવી દીધો. તેને થોડીઘણી કળ વળી ત્યારે તે શાંત અને સ્વસ્થ અવાજે બોલી: "મૂરખ..."

અને તેણે નાનાના પગ પાસે લોહી થૂંકી કાઢ્યું. નાનાએ હાથ ઊંચા કરીને બે વાર બરાડા પાડયા:

"ભાગી જા, નહિતર મારી નાખીશ!"

નાનીમા બારણા તરફ જતી ફરી વાર બોલી: "મૂરખ!" નાના તેની તરફ ધસી ગયા, પરંતુ તેણે જરાય ઉતાવળ કર્યા વગર ઉંબરો ઓળંગીને બારણું ધડાક બંધ કરી દીધું.

"બુઢ્ઢી ડોકરી!" ચળકતા અંગારા જેવા લાલ થઈ ગયેલા નાના ફૂંફાડો મારતા બારણાનો હાથો પકડી લઈને નખ વડે ખોતરવા લાગ્યા.

હું ભઠ્ઠીની અડોઅડ બાંધેલી ઓટલી ઉપર બેઠો હતો. મારી હાલત જાણે જીવતો ઓછો અને મરેલો વધારે હોઉં એવી થઈ ગઈ. મારું મન નજરે દેખાતી હકીકતને માની લેતાં અચકાતું હતું. નાનાએ નાનીમાને મારી હાજરીમાં પહેલી જ વાર એવી રીતે મારી હતી. ધૃણા ઉપજાવે એવો એ બનાવ જોઈને હું તો જાણે સાવ કચડાઈ ગયો. તેમના કૃત્યથી તેમનું એક નવું લક્ષણ જાહેર થઈ ગયું. એ લક્ષણને કોઈ રીતે વાજબી ઠરાવી શકાય એમ નહોતું, અને એથી મારી ઉપર જાણે ભયંકર ભાર લદાઈ ગયો. નાના બારણાનો હાથો પકડીને ઊભા ઊભા જાણે સંકોડાઈ ગયા અને તેમનું મોં જાણે રાખ છવાઈ ગઈ હોય એવું ફિક્કું પડી ગયું. એકાએક તે ઓરડામાં વચ્ચોવચ જઈને ગોઠણભેર ફસકી પડયા અને આગળ ઢળી ગયા, પણ તેમણે હાથ ભોંયપટ ઉપર ટેકવી દીધા. પછી તે સીધા થઈને બેઉ હાથ વડે છાતી કૂટતા રાગડા તાણવા લાગ્યા:

"હે ભગવાન!.. હે ભગવાન..."

જાણે લીસા બરફ ઉપરથી સરકતો હોઉં એમ હું ઓટલીની ગરમ લાદીઓ પરથી એકદમ સરકીને બહાર દોડી ગયો. ઉપર નાનીમા આમથી તેમ આંટા મારતી કોગળા કરતી હતી.

"બહુ દુખે છે?"

તેણે ખૂણામાં જઈને ગંદવાડની ડોલમાં કોગળો કરતાં શાંત અવાજે કહ્યું:

"ઠીક છે, દાંત તો સાબૂત છે, હોઠમાં જરાક ચીરો પડયો છે."

"નાનાએ એમ કેમ કર્યું હશે?"

"પિત્તો ખસી ગયો," તેણે બારીમાંથી બહાર નજર નાખતાં જવાબ આપ્યો. "એમની હાલત મુશ્કેલ છે, બિચારા બુઢ્ઢા થઈ ગયા છે, અને આટલી બધી કમનસીબી... તું સૂઈ જા, અને આ બધું ભૂલી જજે..."

મેં તેને બીજી કોઈ બાબત વિશે પૂછ્યું, પરંતુ તેણે અસ્વાભાવિક કરડાકીથી જવાબ દીધો:

"મેં કહ્યું તે સાંભળ્યું નહિ? સૂઈ જા! કેવો ઉદ્ધત છોકરો!.."

તે બારી પાસે જઈને બેસી ગઈ અને હોઠ ચૂસતી વારંવાર રૂમાલમાં થૂંકી કાઢવા લાગી. હું કપડાં બદલતો તેની સામે જોતો રહ્યો. તેના માથાની ઉપર રાતના આકાશના ચોખંડામાં છૂટાછવાયા તારલિયા નજરે પડતા હતા. બહાર એકદમ શાંતિ છવાયેલી હતી, અંદર એકદમ અંધારું છવાયેલું હતું.

હું ખાટલામાં લાંબો થઈ ગયો ત્યારે તે મારી પાસે આવીને શાંતિથી મારા કપાળે હાથ ફેરવવા લાગી.

"નિરાંતે સૂઈ જા," તેણે કહ્યું. "હું નીચે એમની પાસે જાઉં છું...મારી બાબતમાં બહુ અફસોસ કરતો નહિ, વહાલુડા, આમાંથી ઘણુંબધું તો મારા જ વાંકને લીધે છે... સૂઈ જા!"

તે મને બચી ભરીને ચાલી ગઈ, મારા દિલમાં ગૂંગળાવતી ગમગીની મૂકતી ગઈ. હું મુલાયમ હૂંફાળી પથારીમાંથી કૂદીને બારી પાસે ગયો અને ખાલી શેરીમાં નજર નાખતો ઊભો રહ્યો. અસહ્ય સંતાપથી મારી આખી કાયા જાણે બહેર મારી ગઈ હતી.

## ૬

જિંદગી વળી પાછી ભયંકર સપના જેવી બની ગઈ. એક વાર સાંજે ચા પી લીધા પછી હું અને નાના પ્રાર્થનાગીતો વાંચતા હતા અને નાનીમા વાસણો માંજતી હતી ત્યારે યાકોવમામા ઓરડામાં ધસી આવ્યા. તે રોજની જેમ સાવ અસ્તવ્યસ્ત હતા અને ઘસાઈ ગયેલી સાવરણી જેવા દેખાતા હતા. તેમણે ટોપી ખૂણામાં ફગાવી દીધી અને દુવાસલામનું એક વેણ પણ કાઢયા વગર હાવભાવ કરતાં બોલવાનું શરૂ કરી દીધું:

"બાપુ, મિખાઈલ તોફાને ચડી ગયો છે! અમારે ત્યાં જમ્યો, દારૂ ઢીંચીને નશામાં ચકચૂર થઈ ગયો, અને ઝનૂને ભરાઈ ગયો: એણે રકાબીઓ ફોડી નાખી, ઘરાકનું તૈયાર કપડું ફાડી નાખ્યું, બારી તોડી નાખી, મને અને ગ્રિગોરીને ગાળો ભાંડી. તમારું ઠેકાણું કરી નાખવાના લવારા કરતો અહીં આવવા નીકળ્યો છે. બરાડા પાડે છે કે 'બાપુની દાઢીનો એક એક વાળ ખેંચી કાઢીશ! એને મારી નાખીશ!' તમે સાવધાની રાખજો..."

નાના ટેબલ પર નમ્યા અને ધીરે ધીરે ઊભા થયા. તેમના મોંની બધી રેખાઓ જાણે નાક તરફ ખેંચાઈ ગઈ અને ચહેરો બરાબર કુહાડી જેવો થઈ ગયો.

"માડી, સાંભળ્યું ને?" તેમણે ચીસ પાડી. "કેવું લાગે છે તને? સગા બાપને મારી નાખવા આવે છે! જોવા જેવો દીકરો છે! ઠીક, વેળા આવી ગઈ છે! વેળા આવી ગઈ છે, છોકરાઓ..."

તે ખભા પહોળા કરીને ભોંયપટ ઉપર આંટા મારવા લાગ્યા. પછી તેમણે બારણા પાસે જઈને વજનદાર આંકડી ભરાવી દીધી.

"તમે બેય વાર્વારાની પહેરામણી તફડાવી લેવાની વેતરણમાં છો," તેમણે યાકોવ તરફ ફરતાં કહ્યું. "પણ આમ મળશે તમને!" કહેતાં તેમણે મામાના નાક નીચે આંગળીઓના ટચાકડા ફોડયા.

"મારી ઉપર કેમ વરસી પડો છો, બાપુ?" મામા પાછળ હઠી ગયા અને માઠું લાગ્યું હોય એવા અવાજે બોલ્યા.

"તું? તનેય ઓળખું છું હું!"

નાનીમા કંઈ બોલી નહિ, ઝટઝટ કબાટમાં પ્યાલા ગોઠવતી રહી.

"હું તો તમને બચાવવા આવ્યો છું!"

"વાહ!" નાના તુચ્છકારમાં હસી પડયા. "આ તો મઝાની વાત! તારું અહેસાન, બેટા! માડી, આ લુચ્ચા શિયાળને કંઈક સાધન આપ, સળિયો કે લોઢાની ઈસ્ત્રી જેવું! અને સાંભળ, યાકોવ વસીલ્યેવિચ, તારો ભાઈ બારણું તોડી નાખે કે તરત તારે એને ફટકારવાનો છે!"

મામા હાથ ખીસામાં ભરાવી દેતા એક તરફ ખસી ગયા.

"તમને મારી ઉપર વિશ્વાસ ન બેસતો હોય તો..."

"તારી ઉપર વિશ્વાસ?" નાનાએ પગ પછાડતાં બરાડો પાડયો. મને બિલાડા ઉપર કે ઉંદર ઉપર કે કાંગારુ ઉપર વિશ્વાસ બેસે, પણ તારી ઉપર નહિ! તેં જ એને દારૂ પાયો અને પાનો ચડાવ્યો, મને ખબર છે! ભલે, હવે તારે જ એને મારવાનો છે! પસંદ કરી લે, એને કે મને!"

નાનીમા મારી તરફ ફરીને ધીમા અવાજે બોલી:

"દોડતો ઉપર જા, બારીએથી જોતો રહેજે! મિખાઈલમામા દેખાય કે તરત આવીને અમને કહેજે! જા, ઝટ કર!"

એટલે હું ઉપર જઈને બારી પાસે ગોઠવાઈ ગયો. મારા મનમાં જરાક બીક ભરાઈ ગઈ હતી કે ઝનૂને ચડેલો મામો આવી પહોંચે ત્યારે શું કરશે, પણ મને જવાબદારીનું કામ સોંપવામાં આવ્યું હતું એટલે મારી છાતી ગર્વની લાગણીથી ફુલાઈ ગઈ હતી. રસ્તો પહોળો હતો અને તેમાં ધૂળનો જાડો થર છવાઈ ગયેલો હતો. ફરસબંધીના પથ્થરોની કિનારીઓ ધૂળમાંથી બહાર નીકળી આવતી હતી. રસ્તો ડાબી તરફ દૂર સુધી જતો હતો અને નાળું પાર કરીને ઓસ્ત્રોઝનાયા

ચોકમાં પહોંચતો હતો. ત્યાં પુરાણા કેદખાનાની ચાર મિનારાવાળી રાખોડી ઈમારત ચીકણી જમીનમાં મજબૂત ખડી હતી. તેમાં એક જાતની ગમગીન સુંદરતા અને ભવ્યતા હતી. જમણી તરફ રસ્તો અમારું ઘર મૂકીને ત્રણ મકાન પછી સેન્નાયા ચોકમાં પહોંચતો હતો. ચોકમાં સામી બાજુએ કેદીઓની પીળી બરાકો હતી અને જાણે એકીટસે તાકી રહેતો રાખોડી આગ-મિનારો હતો. આગ-મિનારાની ટોચે ચોકીદાર સાંકળ વડે બંધાયેલા કૂતરાની જેમ ગોળ ગોળ કૂંડાળામાં ફરતો હતો. ચોકમાં ખાડીઓ અને નાળાં હતાં. એક નાળાને તળિયે લીલી માટી જામેલી હતી. જમણી તરફ ઘૂકોવ તળાવ હતું. નાનીમાની વાત મુજબ, એક વાર મામાઓએ મારા બાપને ત્યાં જ બરફમાં પડેલા કાણા વાટે અંદર ધકેલી દીધા હતા. મારી બારીની બરાબર સામે જ એક શેરી હતી. તેમાં નાનકડાં પચરંગી મકાનો હતાં. શેરી ત્રણ સંતોના દેવળ પાસે ખતમ થઈ જતી હતી. દેવળની જાડી ઈમારત જાણે ધરતી જોડે લપાઈને ખડી હતી. બારીમાંથી સીધી નજર નાખતી વેળા છાપરાં જાણે ફળની વાડીઓનાં હરિયાળાં મોજાંની ઉપર ઊંધી પડેલી હોડીઓ જેવાં દેખાતાં હતાં.

અમારા રસ્તાનાં ધૂળિયાં મકાનો લાંબા શિયાળાઓમાં પવનના ઝપાટાઓ ખાઈને અને શરદના અંતહીન વરસાદમાં ભીંજાઈને ઝાંખાં પડી ગયેલાં હતાં, દેવળના ઓટલા પર ભેગા થયેલા ભિખારીઓની જેમ એકબીજાને લપાઈને ખડાં હતાં, ઊપસેલી બારીઓ વાટે છાની નજરો નાખતાં હતાં, જાણે કેમ મારી જેમ જ કશાકની વાટ જોતાં હોય. નજરે પડતા થોડાક માણસો જાણે ભઠ્ઠીએ ચડતા વિચારવંત વંદાઓની જેમ જરાય ઉતાવળ કર્યા વગર ચાલતા હતા. ગૂંગળાવી નાખે એવી ગરમીનું મોજું ઊંચે સરકતું મારી બારી સુધી પહોંચી ગયું, અને વસંતની ડુંગળી તથા ગાજર ભરેલી કચોરીઓની અણગમતી ગંધ ભેગી લેતું આવ્યું. મને એ ગંધ આજ સુધી અસહ્ય લાગતી રહી છે.

દેખાવ કંટાળાજનક હતો, લગભગ અસહ્ય બની રહે એવી વિચિત્ર રીતે કંટાળાજનક હતો. મારી છાતીમાં જાણે ઓગળેલું સીસું ભરાઈ ગયું, મારી પાંસળીઓ અને છાતીને ભીંસવા લાગ્યું, એટલી હદ સુધી કે હું જાણે ફુગ્ગો બની જતો હોઉં, કફનપેટીના ઢાંકણ જેવી છતવાળા નાનકડા ઓરડામાં કોઈ રીતે સમાઈ ન શકે એવો ફુગ્ગો બની જતો હોઉં, એમ મને લાગ્યું.

એકાએક મને મિખાઈલમામા દેખાયા, શેરીને ખૂણે રાખોડી મકાન પાછળથી નજર નાખતા હતા. તેમણે ટોપી આગળ દબાવી દીધી હતી એટલે કાન બહાર નીકળી આવેલા હતા. તેમણે ટૂંકો બદામી કોટ પહેર્યો હતો, અને ગોઠણ સુધી ઊંચા બૂટ ઉપર ધૂળ છવાઈ ગયેલી હતી. તેમનો એક હાથ ચોકડીવાળા પાટલૂનના

ખીસામાં હતો અને બીજો દાઢીએ રાખેલો હતો. મને તેમનો ચહેરો નહોતો દેખાતો, પણ તે એવી રીતે ઊભા હતા કે ઠેકડો મારીને શેરીને પાર કરી લેવા અને વાળવાળા કાળા હાથની પકડ નાનાના મકાનની ઉપર જમાવી દેવા તલપાપડ હોય. મારે તરત નીચે દોડી જઈને તેમના આવવાની ખબર પહોંચાડવી જોઈતી હતી, પણ હું બારી પાસેથી ખસી જ ન શક્યો. મેં મામાને સાવચેતીથી, રાખોડી બૂટ મેલા થઈ જવાની બીક લાગતી હોય એવી રીતે, રસ્તો પાર કરતા જોયા. પછી તેમણે પીઠાનું બારણું ખોલ્યું ત્યારે મને કાચનો ખણખણાટ અને મજાગરાંનો ચૂં ચૂં અવાજ સંભળાયો.

હું દોડતો નીચે ગયો અને નાનાના ઓરડાનું બારણું ખખડાવવા લાગ્યો.

"કોણ છે?" નાનાએ બારણું ખોલ્યા વગર તોછડા અવાજે ઘાંટો પાડયો. "તું? શું છે? પીઠામાં ગયો, એમ ને? ભલે, તું જ્યાં હતો ત્યાં પાછો ચાલ્યો જા!"

"મને બીક લાગે છે..."

"એનો કંઈ ઉપાય નથી!"

હું જઈને પાછો બારી પાસે બેસી ગયો. અંધારું થવા લાગ્યું હતું. રસ્તાની ધૂળ વધારે ઘાટી અને વધારે ઘેરી બની ગઈ. બારીઓ વાટેથી ચીકણી પીળી બત્તીઓ નજરે પડવા લાગી. રસ્તાની પારથી તંતુવાદ્યના સૂર સંભળાતા હતા. સુરીલું શોકમય સંગીત રેલાઈ રહ્યું હતું. પીઠામાં કોઈ ગાતું હતું. જ્યારે જ્યારે બારણું ઊઘડે ત્યારે મને થાકેલો તૂટક અવાજ સંભળાતો હતો. અવાજ મારો જાણીતો હતો. એક આંખે બાડા ભિખારી નિકીતુશ્કાનો હતો. દાઢીવાળા બુઢ્ઢા આદમીની ડાબી આંખ સખત મીચેલી રહેતી અને જમણી આંખ સળગતા લાલ અંગારા જેવી હતી. બારણું ધડાક બંધ થવાનો અવાજ તેના ગીતને કુહાડીના ઘાની જેમ કાપી નાખતો હતો.

નાનીમાને ભિખારીની અદેખાઈ આવતી. તેનું ગીત સાંભળે ત્યારે નિસાસો નાખીને બોલતી:

"કેવો નસીબદાર છે! કેટલાં બધાં સરસ મઝાનાં ગીત એને આવડે છે!"

ક્યારેક તેને અમારા આંગણમાં બોલાવતી. ભિખારી લાકડીને ટેકે ઓટલા પર બેસીને ગીત ગાતો અને વાર્તાઓ સંભળાવતો. નાનીમા તેની બાજુમાં બેસીને ક્યારેક ક્યારેક વચમાં સવાલ પૂછતી:

"એટલે તારો મતલબ શું એમ છે કે પવિત્ર કુંવારી માતા રિયાઝાન આવેલી?"

"એ તો દરેક ઠેકાણે આવેલી, બધાય પ્રાંતોમાં..." બુઢ્ઢો ભિખારી ખાતરી થાય એવા અવાજે જવાબ દેતો.

નીંદરઘેરી થકાવટ અગમ્ય રીતે રસ્તામાં ભરાઈ જતી, મારા દિલને દબાવતી અને મારી આંખો બંધ કરાવી દેતી. નાનીમા આવે તો કેવું સારું! અરે, ભલે નાના આવે, આવતા હોય તો! બાપુ કેવા આદમી હશે? મામાઓ અને નાનાને તેમની તરફ સખત અણગમો હતો, પણ નાનીમા અને ગ્રિગોરી અને આયા યેવગેનિયા તેમનાં વખાણ કરે છે. મા ક્યાં હશે?

થોડા વખતથી મારા મનમાં માના વિચારો વધારે ને વધારે આવતા હતા. મને તે નાનીમાની બધી વાર્તાઓ અને કહાણીઓની વીરાંગના જેવી લાગતી. મા પોતાના કુટુંબ ભેગી રહેવા નહોતી માગતી એ હકીકતથી મારી નજરમાં તેનો મોભો વધી ગયો હતો. હું તરંગે ચડી જતો કે તે લૂંટારાઓની ટોળી ભેગી સરાઈમાં રહેતી હશે, એ લોકો અમીરોને લૂંટતા હશે અને લૂંટનો માલ ગરીબોને વહેંચી દેતા હશે. અથવા કદાચ જંગલમાં ગુફામાં રહેતી હોય, માયાળુ લૂંટારાઓની ટોળી ભેગી જ, તેમને ખાવાનું રાંધી દેતી હોય અને ચોરીના માલની રખેવાળી કરતી હોય. અથવા એવો તરંગ પણ મારા મનમાં આવતો કે તે "લૂંટારી રાજકુમારી" યેન્ગાલીચેવાની જેમ દુનિયામાં ભટકતી જગતના ખજાનાઓ ખોળતી હોય, ભેગી પવિત્ર કુંવારી માતા હોય, ભગવાનની મા "લૂંટારી રાજકુમારી"ને કહેતી તેમ મારી માને પણ કહેતી હોય:

> અરે જીવ લોભી, નથી કામ તારું,
> સોનું ને રૂપું જગતનું લૂંટવાનું,
> અને જીવ ધુતારા, નથી કામ તારું,
> જગતના ખજાનામાં શરમ તારી ઢાંકવાનું...

અને મા "લૂંટારી રાજકુમારી"ના શબ્દોમાં જવાબ દેતી હોય:

> નિષ્કલંક માતા કુંવારી, મને માફ કરજે,
> પાપી મારા આત્મા પરે, દયા કરજે,
> નથી હું લૂંટતી ખજાના, મારે ખાતર,
> લૂંટું હું તો પ્યારા સૂતને ખાતર.

પછી નાનીમા જેવી માયાળુ કુંવારી માતા તેને માફ કરી દેતી હોય અને કહેતી હોય:

અરે માર્યૂશ્કા મસ્તાની, ભલે ભલે!
અરે તું તાતાર છકેલી, ભલે ભલે!
હઠે ચડેલી, જા તુજ પંથે,
લઈને મારગ, પસ્તાવો કરજે,
પણ લોકને રૂસી ધરતીના, અડતી નહિ,
મોર્દોવિયનને વનની કેડીએ, મારતી નહિ,
કોઈ કાલમીકને વેરાન વગડે, વાઢતી નહિ...

હું જાણે સપનું જોતો હોઉં એમ એ કહાણીઓની યાદોમાં ખોવાઈ ગયો, અને પરસાળમાં તથા નીચે આંગણમાં ધાંધલ અને ધમાલ અને દેકારા મચી ગયા ત્યારે સફાળો જાગી ગયો. મેં બારીએથી ડોકાઈને જોયું તો નાના અને યાકોવમામા અને ચેરેમીસિન જાતિનો રમૂજી પીઠાવાળો મેલ્યાન મિખાઈલમામાને દરવાજા વાટેથી રસ્તે ધકેલી રહ્યા હતા. મિખાઈલમામા સામનો કરીને પાછા આવ્યા પણ એ લોકોએ તેમને લાતો મારી અને હાથ ઉપર, વાંસામાં, તથા ખભા ઉપર ફટકા લગાવ્યા. આખરે મિખાઈલમામા રસ્તાની ધૂળમાં ફંગોળાઈ ગયા. દરવાજો ધડાક બંધ કરી દેવામાં આવ્યો અને સાંકળ મારીને તાળું લગાવી દેવામાં આવ્યું. મિખાઈલમામાની બેહાલ ટોપી વાડ ઉપરથી બહાર ફગાવી દેવામાં આવી. ત્યાર પછી શાંતિ છવાઈ ગઈ.

ધૂળમાં રગદોળાયેલા લઘરવઘર મામા થોડી વાર એમ ને એમ પડયા રહ્યા. પછી તેમણે એક પથરો ઉપાડીને દરવાજા ઉપર ફેંક્યો. પીપડાને તળિયે ફટકો પડતાં થાય એવો બોદો અવાજ થયો. ઘેરા ચહેરાવાળા માણસો પીઠામાંથી સરકતા બહાર આવ્યા અને ઘાંટા પાડવા તથા હાથ હલાવવા લાગ્યા. મકાનોની બારીઓમાંથી માથાં બહાર ડોકાવા લાગ્યાં. રસ્તો રાડારાડી અને હસાહસની ધમાલથી ધમધમવા લાગ્યો. એ પણ વાર્તા જેવું જ હતું—મનમોહક, પરંતુ અણગમતું અને ખોફનાક પણ ખરું.

એકાએક મામલો પતી ગયો, સૌ ચાલ્યાં ગયાં. શાંતિ છવાઈ ગઈ.

...નાનીમા બારણા પાસે સંદૂક પર બેઠી હતી, કોકડું વળીને, નિશ્ચલ, જાણે શ્વાસ લેતી જ ન હોય એવી રીતે. હું તેની સામે ઊભો ઊભો તેના સુંવાળા, હૂંફાળા, ભીના ગાલ પંપાળતો હતો, પરંતુ તેને જાણે એની ખબર જ ન હોય એમ લાગતું હતું, તે બેઠી બેઠી સંતાપમાં બબડતી હતી:

"ભલા ભગવાન, મારો ને મારાં બચ્ચાંનો વારો આવ્યો ત્યારે તારી પાસે સદ્‌બુદ્ધિ ખતમ થઈ ગયેલી કે શું? ભગવાન ભલું કરે..."

મને લાગે છે કે પોલેવાયા માર્ગના એ મકાનમાં નાના એક વરસથી વધારે નહોતા રહ્યા, વસંતથી વસંત સુધી જ રહેલા. પરંતુ એટલા ટૂંકા ગાળામાં મકાન નામચીન થઈ ગયેલું. લગભગ દર રવિવારે રખડુ છોકરાં દોડતાં અમારે દરવાજે આવતાં અને ખુશાલ અવાજે જાહેરાત કરીને આખા મહેલ્લાને જણાવતાં:

"લડાઈ! કાશીરિનના ઘરમાં વળી લડાઈ!"

મિખાઈલમામા સામાન્ય રીતે સાંજે આવતા અને આખી રાત રહેતા, ઘરને ઘેરામાં અને રહેવાસીઓને ગભરાટની દશામાં જકડી રાખતા. ક્યારેક એકબે મદદનીશોને, કુનાવિનોના કારખાનાના જુવાનિયાઓને, ભેગા લઈ આવતા. તેઓ નાળાને રસ્તેથી ઉપર ચડીને બગીચામાં દાખલ થઈ જતા અને નશાના તરંગોના તકાદાઓને છૂટો દોર આપી દેતા. તેઓ ફળફૂલના છોડવેલાઓને જમીનમાંથી ખેંચી કાઢતા, અને એક વાર રાતે તેમણે હમામને ખેદાનમેદાન કરી નાખ્યું, અંદર તોડી શકાય એવું બધું તોડી નાખ્યું—કબાટ, બાંકડા, દેગડા, અને બીજું જે કંઈ હાથમાં આવ્યું તે બધું. તેમણે ભઠ્ઠી ભાંગી નાખી, ભોંયપટનાં કેટલાંક પાટિયાં ઉખેડી નાખ્યાં, ભીંત તોડીને બારણું અને બારસાખ કાઢી નાખ્યો.

નાના બારીએ ચુપચાપ ઊભા હતા, તેમના મોં પર ઘેરા ભાવ છવાઈ ગયેલા હતા, પોતાની મિલકતની ભાંગફોડના અવાજ સાંભળી રહ્યા હતા. નાનીમા આંગણમાં દોડી ગઈ અને અંધારામાં ગાયબ થઈ ગઈ. પરંતુ તેનો કરગરતો અવાજ કાને પડયો:

"મિખાઈલ! જરાક વિચાર તો કર કે આ તું કરે છે! મિખાઈલ!"

જવાબમાં ગલીચ અને મૂઢતાભરી રૂસી ગાળોની ઝડી વરસી ગઈ. તેનો અર્થ તો એ ગાળો ઓકનારાઓની સમજણ અને સંવેદનની સીમાની બહાર જ હશે.

એવી વેળાએ નાનીમાની પાછળ જવાનો તો સવાલ જ નહોતો. પરંતુ તેના વગર બીક લાગતી હતી. હું નાનાના ઓરડામાં ગયો.

"બહાર નીકળ, કાળમુખા!" નાનાએ ઘોઘરા અવાજે બરાડો પાડયો.

હું દોટ મૂકીને પાછો મેડામાં ચાલ્યો ગયો અને બહાર બગીચામાં ફેલાયેલા અંધકારમાં નજર તાકીને નાનીમાને પારખી લેવાની કોશિશ કરવા લાગ્યો, રડવા અને સાદ પાડવા લાગ્યો. મને બીક હતી કે એ લોકો નાનીમાને કદાચ મારી નાખે. નાનીમા તો ન આવી, પણ મારો અવાજ સાંભળીને નશામાં ચકચૂર મામાએ મારી માને થોડીક ગંદી ગાળો ભાંડી.

એક વાર સાંજની વેળાએ એવા જ સંજોગોમાં નાના માંદા હતા. તે ખાટલામાં પડયા પડયા તકિયા ઉપર માથું આમથી તેમ ફેરવતા ગમગીન અવાજે રોદણાં રોતા હતા:

"શું આને જ ખાતર અમે જીવ્યા, પાપ કર્યાં અને સંઘરો કર્યો? ભારે શરમની વાત ન હોત તો મેં પોલીસને બોલાવ્યા હોત, અને આ લોકોને કાલે કચેરીમાં ખડા કરાવી દીધા હોત... કેવી નામોશી! માબાપ છોકરાંને પકડાવવા પોલીસને બોલાવે એવું તે કદી બનતું હશે? એટલે છાનોમાનો પડયો રહે, બીજું કંઈ થાય એમ નથી, ડોસા!"

એકાએક પગ ખાટલાની કોરેથી નીચે ફંગોળતા ઊભા થઈને તે લથડતા બારી પાસે ગયા.

"અરે, ક્યાં ચાલ્યા?" નાનીમા તેમનો હાથ પકડી લેતી બોલી ઊઠી.

"બત્તી કર!" તેમણે ફરમાન છોડયું. તેમનો શ્વાસ જોરજોરથી ચાલી રહ્યો હતો.

નાનીમાએ મીણબત્તી સળગાવી એટલે નાનાએ તેને બંદૂકની જેમ પકડી રાખીને ઠેકડીભર્યા અવાજે બારીમાંથી ઘાંટો પાડયો:

"એય મીશ્કા! રાતનો ચોર, હડકાયા સડિયલ કૂતરા જેવો!"

તરત બારીના ઉપલા કાચના ભુક્કા ઊડી ગયા અને અરધી ઈંટ નાનીમા નજીક ટેબલ ઉપર પડી.

"નિશાન ખાલી ગયું!" નાના બરાડો પાડીને વારાફરતી હસવા કે રડવા લાગ્યા.

નાનીમા મને ઉપાડે એવી રીતે તેમને ઉપાડી લઈને ખાટલામાં સુવડાવી દેતી બબડવા લાગી:

"આ શું કરો છો? ભગવાનને ખાતર! તમને કંઈક થઈ જાય તો એને સાઈબિરિયા ભેગો કરી દેવાના! આવી હાલતમાં એને ભાન હોય ખરું કે આનો મતલબ છે સાઈબિરિયા જવાનો?.."

નાના ખાટલામાં પડયા હતા, તેમના પગ આંચકા ખાતા હતા, અને તે ડૂસકાં ભરતા ઘોઘરા અવાજે બોલતા હતા:

"ભલે મારી નાખે મને..."

બહારથી દેકારાનો, પગ પછાડવાનો, અને દિવાલ ખોતરવાનો અવાજ કાને પડયો. હું ટેબલ પરથી ઈંટ ઉપાડી લેતો બારી તરફ દોડી ગયો, પણ નાનીમાએ મને પકડી પાડયો અને ખૂણામાં ધકેલી દઈને ફૂંફાડો માર્યો:

"તું... ખેપાની!"

બીજી એક વાર મામા પાછલો ઓટલો ચડીને જાડો ડંગોરો બારણા ઉપર ઝીંકવા લાગ્યા. નાના લાકડી લઈને પરસાળમાં વાટ જોતા ઊભા રહ્યા. તેમને મદદ કરવા બે ભાડૂતો હાથમાં ડંડા લઈને ઊભા હતા અને પીઠાવાળાની કદાવર

વહુ વેલણ વીંઝી રહી હતી. સૌની પાછળથી નાનીમા આગળ જવાની કોશિશ કરતી હતી:

"મને એની પાસે જવા દો," તે કરગરતી હતી, "એની જોડે જરાક વાત કરી લેવા દો!.."

'રીંછનો શિકાર' નામે ચિત્રમાં લાકડી ઊંચી કરીને ગામડિયાની જેમ એક પગ આગળ રાખીને નાના ઊભા હતા. નાનીમા તેમની પાસે ધસી ગઈ ત્યારે તેમણે ચુપચાપ પગ અને કોણી વડે તેને આઘી હડસેલી દીધી. ચારેય માણસ વાટ જોતાં ખોફનાક અદામાં ખડાં હતાં. ભીંતે ઊંચે ટાંગેલી બત્તીની ફરકતી જ્યોતિનું મલિન અજવાળું તેમના ચહેરાઓ ઉપર પડતું હતું. હું મેડાના દાદરા ઉપર ઊભો ઊભો તેમની સામે જોઈ રહ્યો હતો, મારા મનમાં નાનીમાને ત્યાંથી આઘી લઈ જવાનો ઇરાદો ઘોળાતો હતો.

મામા ઝનૂનથી અને કામયાબીથી બારણા ઉપર ફટકા ઝીંકી રહ્યા હતા. નીચલું મજાગરું તો ક્યારનું તૂટી ગયું હતું અને ઘસાવાથી અણગમતો અવાજ કરતું હતું. બારણું માત્ર તૂટું તૂટું થઈ રહેલા ઉપલા મજાગરાને ટેકે લટકી રહ્યું હતું. નાનાએ જાણે ખણખણતા અવાજે મદદગારોને કહ્યું:

"હાથ અને પગ ઉપર મારજો, માથામાં નહિ, ધ્યાન રાખજો!"

બારણા નજીક નાનકડી બારી હતી, ખાલી ડોકું કઢાય એવડી. મામાએ બારીનો કાચ તોડી નાખ્યો હતો. તૂટેલા કાચવાળી બારી જાણે ડાચું ફાડીને અંધારામાં તાકી રહી હતી અને ડોળા વગરની આંખ જેવી લાગતી હતી.

નાનીમા બારી પાસે ધસી ગઈ અને હાથ બહાર કાઢીને મિખાઈલની સામે હલાવતી સાદ પાડવા લાગી:

"મીશા! ભગવાનને ખાતર ચાલ્યો જા! જિંદગીભરનો અપંગ બનાવી દેશે! ચાલ્યો જા!"

મામાએ તેના હાથ ઉપર ડંગોરો ફટકારી દીધો. મને કશુંક જાડું બારીની આરપાર ઝબૂકતું અને તેના હાથ ઉપર પડતું દેખાયું. નાનીમા ભોંયપટ પર ફસકી પડી અને માંડ માંડ ફરી વાર બોલી: "ભાગી જા, મીશા..." પછી તેની કાયા ઢીલી પડી ગઈ અને અવાજ ઓસરી ગયો.

"અરે! માડી!" નાનાએ ખોફનાક અવાજે રાગડો તાણ્યો.

બારણું ખૂલી ગયું. મામા કાળા બાકોરામાંથી ઠેકડો મારતા અંદર આવ્યા, પરંતુ તેમને તરત પાવડામાં ભરેલી માટીની જેમ બહાર ઓટલા પર ફગાવી દેવામાં આવ્યા.

પીઠાવાળાની વહુ નાનીમાને નાનાના ઓરડામાં લઈ ગઈ. થોડી વારમાં નાના પણ ત્યાં પહોંચી ગયા.

"હાડકું ભાંગી ગયું છે કે?" તેમણે નાનીમાની પાસે જતાં દુખભર્યા અવાજે પૂછ્યું.

"લાગે છે કે ભાંગી ગયું છે," નાનીમાએ આંખો ખોલ્યા વગર જવાબ આપ્યો. "પણ એને શું કર્યું તમે?"

"તારી સાન ઠેકાણે લાવી દે, ઓરત!" નાનાએ કરડાકીથી ઘાંટો પાડયો. "તું મને શું સમજે છે, જનાવર કે? એના હાથપગ બાંધી દીધા છે, છાપરીમાં પડયો છે. ડોલ ભરીને પાણી એની ઉપર નાખ્યું. રાક્ષસ છે રાક્ષસ! કોણ જાણે કોની ઉપર ઊતર્યો છે!"

નાનીમાએ ઊંહકારો કર્યો.

"હાડવૈદને બોલાવવા માણસ મોકલ્યો છે, થોડીક વાર પીડા વેઠી લેવાની કોશિશ કર," નાના ખાટલા નજીક બેસી જતા બોલ્યા. "આપણો જીવ લઈ લેવાના, માડી, આપણો વખત આવતાં પહેલાં જ આપણને કબર ભેગા કરી દેવાના!"

"બધું આપી દો એમને!"

"તો પછી વાર્વારાનું શું?"

તેઓ ઘણી વાર સુધી વાતો કરતાં રહ્યાં. નાનીમા શાંત ગમગીન અવાજે બોલતી હતી, નાના શોર કરતા ખીજમાં બોલતા હતા.

પછી નાના કદની ખૂંધાળી બુઢ્ઢી ઓરત આવી. તેનું મોં એક કાનથી બીજા કાન સુધી લાંબું હતું, નીચલું જડબું ધ્રૂજતું હતું, મોઢું માછલીના મોંની જેમ ઉઘાડું લટકતું હતું. અણીદાર નાક ઉપલા હોઠની આરપાર મોંમાં જાણે નજર નાખતું હતું. તેની આંખો જોઈ શકાતી નહોતી, તે પગ માંડ માંડ હલાવી શકતી હતી, કાખલાઘોડી વડે ભોંયપટ પર આમથી તેમ ખસતી હતી. તેણે હાથમાં પકડેલી પોટલી વારે વારે રણકતી હતી.

મને લાગ્યું કે આ તો નાનીમાનું મોત આવી પહોંચ્યું છે. મેં ડોસી તરફ ધસી જતાં પૂરું જોર લગાવીને બરાડો પાડયો:

"ચાલતી થઈ જા અહીંથી!"

નાનાએ મને જોરથી પકડી લીધો અને આડેધડ ઉપાડીને મેડા ભેગો કરી દીધો.

૭

મને બહુ વહેલી સમજણ પડી ગયેલી કે નાનાનો ભગવાન એક છે અને નાનીમાનો બીજો.

નાનીમા સવારે જાગે ત્યારે સામાન્ય રીતે કેટલીય વાર સુધી ખાટલા ઉપર બેઠી બેઠી તેના અજબગજબના વાળ ઓળતી, માથું ઉછાળતી, લાંબા કાળા રેશમની આખેઆખી લટો ખેંચી કાઢતી દાંત કચકચાવતી, અને હું જાગી ન જાઉં એટલા ખાતર હોઠ ફફડાવીને કદુવા વરસાવતી:

"તમને શીળી નીકળે! મરકી થાય! કાળમુખા ક્યાંના!"

આખરે મોટા ભાગના વાળ ગૂંચ ઉખેળીને સરખા કરી લે એટલે જાડો ચોટલો વાળી લેતી અને ખીજમાં પાણી ઉડાડતી ઝટઝટ હાથમોં ધોઈ લેતી. નીંદરમાં ચોળાઈ ગયેલા મોટા ચહેરા ઉપરથી ખીજનો ભાવ ધોઈ નાખ્યા વગર તે દેવચિત્રોની સામે ગોઠણભેર બેસી જતી. ત્યારે જ તેની સવારની અસલ સ્નાનવિધિ શરૂ થતી અને તેનામાં એકદમ તાજગી આવી જતી.

તે વળેલી પીઠ સીધી કરીને અને માથું પાછળ ફંગોળીને કઝાનની કુંવારી માતાના ગોળ ચહેરા ઉપર મમતાભરી નજર નાખતી અને દિલી લાગણીથી ક્રૉસની નિશાની કરીને શોર કરતી જોરજોરથી હોઠ ફફડાવતી:

"પવિત્ર કુંવારી માતા! નવા દિવસ ઉપર તારા આશીર્વાદ ઊતરો!"

પછી તે છેક ભોંયપટ સુધી નમી જતી, કાયાને ધીરે ધીરે ઊંચી કરતી, અને વધતી જતી લાગણીથી ધીમા અવાજે બોલતી:

"તું તો તમામ ખુશીઓનો ફુવારો, કહ્યું કહેવાય નહિ એવું તારું રૂપ, એકદમ ખીલી ઉઠેલા ફળઝાડ જેવું..."

લગભગ દરરોજ સવારે તે વખાણ અને ભક્તિભાવના નવા શબ્દો ગોતી કાઢતી, એટલે હું તેની દરેક પ્રાર્થનાને તંગ એકાગ્રતાથી સાંભળતો.

"મારા હૈયાના હાર જેવી, નિર્મળ, દૈવી! મારી આતમજ્યોતિ, મારા ઘરની રક્ષણહાર, સ્વર્ગના સૂરજ જેવી, ઝળકતી, સોનાની, મહામોલી, ભગવાનની માતા, અમને બદીના પૂરથી બચાવી લે, કોઈનું મન નકામું દુભાય એવું ન થવા દે, અને મારું મન અકારણ દુભાય એવું કંઈ ન થવા દે..."

તેની ઘેરી આંખોના ઊંડાણમાં જાણે મલકાટ ચકરાવા લેતો રહેતો, અને ભારે હાથના ધીમા હલનચલન વડે ફરી વાર ક્રૉસની નિશાની કરે ત્યારે જાણે જુવાન બની જતી હોય એમ લાગતું.

"પ્યારા ઈસુ, ભગવાનના બેટા, મારી ઉપર, પાપી જીવની ઉપર, દયા રાખજે, તારી પોતાની માતાને ખાતર..."

તેની પ્રાર્થનાઓ હંમેશાં સ્તુતિરૂપ નૈવેદ સમી, સાદા અને નેક દિલમાં છલકાતાં વખાણના ગીત સમી, બની રહેતી.

તે સવારે પ્રાર્થનામાં ઝાઝી વાર ન લગાડતી. સવારે સમોવારમાં ચાનું પાણી ગરમ કરવું પડતું કારણ કે નાના હવે નોકર નહોતા રાખતા, અને ચા મળવામાં વાર થાય તો કેટલીય વાર સુધી જોરજોરથી ધમકાવતા રહેતા.

નાના ક્યારેક વહેલા ઊઠી જાય તો મેડા ઉપર આવતા અને નાનીમાને પ્રાર્થના કરતી જોતા. તે ચુપચાપ ઊભા રહીને સાંભળતા, તેમના પાતળા ઘેરા હોઠને ખૂણે ઘૃણાભર્યો મલકાટ છવાઈ જતો, અને તે નાસ્તો કરતી વેળા ટકોર કરતા:

"અરે મૂરખ, તને કેટલી બધી વાર શીખવ્યું છે કે પ્રાર્થના કેવી રીતે કરવી, પણ તું હઠ મૂકતી નથી, તારી પાખંડી જેવી રીતે બબડતી જ રહે છે! મને તો સમજાતું જ નથી કે ભગવાન તારો લવારો કેવી રીતે સાંખી લે છે!"

"એ તો બધું સમજે છે," નાનીમા નિષ્ઠાથી કહેતી. "એને ગમે તે કહીએ, ચોક્કસ સમજે જ સમજે."

"ચુડેલ ચુવાશ છો! અરે તું..."

નાનીમાનો ભગવાન આખો દિવસ તેની ભેગો જ રહેતો. તે જનાવરોને પણ ભગવાનની વાત કરતી. હું જોઈ શકતો હતો કે બધા જીવો—લોકો, કૂતરાં, પંખીઓ, મધમાખીઓ, અને ઊગતી વસ્તુઓ પણ—માટે એ ભગવાનને તાબે થઈ જવાનું સહેલું હતું. તેનો ભગવાન તો પૃથ્વી ઉપરનાં સૌકોઈની બાબતમાં એકસરખો માયાળુ અને સૌકોઈને એકસરખો વહાલો હતો.

એક વાર પીઠાવાળાની વહુના તોફાની બિલાડાએ નાનકડા પંખીને પકડી લીધું. દેખાવડું, રાખોડી, અને સોનેરી આંખોવાળું જનાવર ખુશામતિયું, લુચ્ચું, અને અકરાંતિયું હોવા છતાં આંગણમાં સૌનું માનીતું હતું. પીડાતા પંખીને નાનીમાએ બિલાડાના પંજામાંથી છોડાવી લીધું અને ખીજમાં બિલાડાને ધમકાવ્યો:

"તારા દિલમાં ભગવાનની બીક નથી જરાય, એ જ ખામી છે તારામાં! પાપિયા પશુ!"

ચોકીદાર અને પીઠાવાળાની વહુ નાનીમાનાં વેણ સાંભળીને હસી પડયાં, પણ નાનીમાએ ખીજે ભરાઈને તેમને ખખડાવી નાખ્યાં:

"તમે શું એમ માનો છો કે જનાવરોને ભગવાનની જાણકારી નહિ હોય? નાનામાં નાનું જનાવર પણ ભગવાનને તમારી જેમ જ ઓળખે, તમે તો સાવ દયા વગરના જીવ છો..."

જાડિયા સોગિયા શારાપને ગાડીએ જોડતી વેળા તે ગણગણતી:

"અરે ભગવાનના ચાકર, આટલો બધો ઉદાસ કેમ છો તું? લાગે છે કે ઘરડો થતો જાય છે..."

ઘોડો નિસાસો નાખીને માથું હલાવતો.

પરંતુ તે ભગવાનનું નામ નાનાની જેમ વારે વારે નહોતી લેતી. નાનીમાના ભગવાનને હું બરાબર સમજતો હતો, મને તેની બીક નહોતી લાગતી, તેમ છતાં હું તેની હાજરીમાં ખોટું બોલવાની હિંમત નહોતો કરી શકતો. એમ કરું તો શરમની વાત ગણાય. એવી શરમને લીધે હું નાનીમાની સામે જૂઠું ક્યારેય ન બોલતો. એવા ભલા ભગવાનથી કશુંયે છુપાવવાનું સાવ અશક્ય હતું, અને મને યાદ છે ત્યાં સુધી કશું છુપાવવાનું મન મને ક્યારેય નહોતું થયું.

એક દિવસે પીઠાવાળાની વહુને નાના જોડે ઝઘડો થયો. તેણે ગાળો ભાંડવામાં બિચારી નિર્દોષ નાનીમાનેય ઝપાટામાં લઈ લીધી, અને તેની ઉપર ગાજર ફેંકવાનું ગેરવર્તન પણ કર્યું.

"તું તો મૂરખ છો, બાઈ મારી!" નાનીમાએ શાંત અવાજે વળતો જવાબ દીધો. પણ નાનીમાની જોડે બાઈના એવા વર્તનથી મને બહુ ખરાબ લાગ્યું અને મેં બદલો લેવાનો ફેંસલો કરી લીધો.

થોડોક વખત હું વિચાર કરતો રહ્યો કે એ જાડી, રાતા માથાવાળી, બેવડી હડપચીવાળી, અને લેખામાં લેવાય નહિ એવી આંખોવાળી ઓરતને ઈજા પહોંચાડવાની સારામાં સારી તરકીબ કેવી રીતે ઘડી કાઢવી.

પાડોશીઓની માંહોમાંહેની લડાઈઓમાં મેં જોયેલું કે વેર વાળવામાં બિલાડાંની પૂંછડીઓ કાપી નાખવામાં આવતી, કૂતરાંને ઝેર ખવડાવી દેવામાં આવતું, મરઘાંને મારી નાખવામાં આવતાં, રાતે દુશ્મનના ભંડકિયામાં ઘૂસી જઈને આથેલાં કોબી અથવા કાકડીની બરણીઓમાં કેરોસીન રેડી દેવામાં આવતું, અથવા કવાસના પીપની ચકલી ખોલીને પીણું ઢોળી દેવામાં આવતું. પરંતુ એમાંથી કોઈ રીત મને સંતોષકારક ન લાગી. એથી ઘણી વધારે હિંમતભરી અને ખોફનાક તરકીબ ઘડી કાઢવાનું જરૂરી હતું.

અને મેં આવી તરકીબ અજમાવી: પીઠાવાળાની વહુ ભંડકિયામાં ગઈ કે તરત મેં ઉપરનું સપાટ બારણું વાસીને તાળું મારી દીધું, અને પછી બારણા ઉપર વેરનો નાચ કરીને ચાવી છાપરામાં ફગાવી દીધી. પછી હું રસોડામાં દોડી ગયો. નાનીમાં રસોઈ કરતી હતી. પહેલાં તો તેને મારી ખુશાલીનું કારણ ન સમજાયું, પણ પછી ખબર પડી એટલે તમાચા મારવાની જગ્યાએ મને તમાચા માર્યા, આંગણમાં ઘસડી ગઈ, અને ચાવી ગોતી લાવવા છાપરે ચડવાનું ફરમાન

કર્યું. તેના એવા વલણથી હું જાણે સાવ કચડાઈ ગયો, મૂંગો મૂંગો ચાવી ગોતી લાવ્યો, અને દોડતો આંગણના ખૂણામાં લપાઈને જોવા લાગ્યો. નાનીમા કેદીને છૂટી કરીને નફરતને લાયક બાઈ ભેગી મારી તરફ આવી. બેઉ બાઈઓ ખુશમિજાજમાં હસતી હતી.

"તને બરાબરની મઝા ચખાડવાની છું!" પીઠાવાળાની વહુએ જાડો મુક્કો મારી સામે હલાવતાં મને ધમકી આપી, પરંતુ અદૃશ્ય આંખોવાળા તેના ચહેરા ઉપર સદ્‌ભાવનો મલકાટ છવાયેલો હતો. નાનીમા મને ગરદન પકડીને રસોડામાં લઈ ગઈ.

"આમ કેમ કર્યું?" તેણે સવાલ પૂછ્યો.

"એણે તમારી ઉપર ગાજર ફેંકેલું કે નહિ?"

"વાહ! તો મારે ખાતર આમ કર્યું, હેં? ખબર પાડી દઈશ તને, મવાલી ક્યાંનો! ભઠ્ઠી નીચે હડસેલી દઈશ, પાર વગરના ઉંદર છે ત્યાં, પછી તારી સાન ઠેકાણે આવશે! ખરો રાખણહાર નીકળ્યો તું તો! આવો, સૌ આવો, આ નાનકડો પરપોટો ફૂટી જાય તે પહેલાં એને જરાક જોઈ લો! નાનાને કહી દઉં તો તારી પૂંઠની ચામડી નહિ ઉતરડી નાખે! જા, મેડા ભેગો થઈ જા, અને તારી ચોપડીઓ વાંચવા માંડ!"

તે આખો દિવસ મારી જોડે બોલી નહિ. પણ રાતે પ્રાર્થના કરતાં પહેલાં ખાટલાની કોરે બેસીને તેણે મને કદી ભુલાય નહિ એવાં વેણ કહ્યાં:

"સાંભળ, વહાલુડા, આટલું યાદ રાખજે: મોટેરાંના મામલામાં માથું ક્યારેય ન મારવું. મોટેરાં તો બગડી ગયેલાં હોય, ભગવાન એમની કસોટી કરતો હોય. પણ તું બગડેલો નથી, હજી નહિ. એટલે તું તારી બાળકની અક્કલ મુજબ જિંદગી ગુજારતો રહે, ભગવાન જરૂરી સમજીને તારા હૈયાને અડીને તારું કામ તને બતાવે અને તારે લેવાના મારગે તને દોરી જાય ત્યાં સુધી, સમજ્યો ને? અને કઈ બાબતમાં કોનો વાંક છે એની પંચાત તારે નથી કરવાની. ભગવાન ઈનસાફ કરશે અને સજા આપશે. એ કામ એનું છે, આપણું નહિ."

તેણે એક મિનિટ ચુપ રહીને થોડીક બજર સૂંઘી લીધી અને પછી જમણી આંખ સંકોડીને આગળ કહ્યું:

"ક્યારેક તો ભગવાનને પોતાને જ નક્કી કરવાનું મુશ્કેલ બની જાય છે કે વાંક કોનો છે."

"કેમ? એને તો બધી ખબર હોય છે ને?" મેં અચરજમાં સવાલ કર્યો.

"એને બધી ખબર હોત તો લોકો ઘણુંબધું કરે છે તે ન કરતા હોત," તેણે ધીમા તથા ગમગીન અવાજે જવાબ આપ્યો. "એ સ્વર્ગમાં બેઠો બેઠો

નીચે આપણને પાપીઓને નીરખતો રહે છે, અને ક્યારેક એને એવાં આંસુ અને એવાં ડૂસકાં આવી જાય છે કે બસ! અને એ રડતો રડતો સંતાપ કરે છે: 'અરે! મારા લોકો, મારા લોકો! મારા પોતાના પ્યારા લોકો! મારું દિલ તમારે ખાતર કેવું કકળે છે!'"

તે પોતે રડવા લાગી અને આંસુ લૂછવાની ફિકર કર્યા વગર પ્રાર્થના કરવા દેવચિત્રોના ખૂણામાં ગઈ.

એ વખતથી તેનો ભગવાન મને વધારે વહાલો બની ગયો અને બહેતર સમજાવા લાગ્યો.

નાના મને ભણાવે ત્યારે સમજાવતા કે ભગવાન બધું જાણે છે, બધું જુએ છે, બધે ઠેકાણે સદા હાજર હોય છે, અને માણસને બધી બાબતોમાં મદદ કરે છે. પરંતુ નાના નાનીમાની જેમ પ્રાર્થના ન કરતા.

તે સવારે દેવચિત્રોના ખૂણામાં જતાં પહેલાં કેટલીય વાર સુધી હાથમોં ધોઈને સુઘડ તથા સ્વચ્છ કપડાં પહેરી લેતા અને રાતા વાળ તથા દાઢી કાળજીથી ઓળી લેતા, આયનામાં જોઈને ખમીસ સરખું કરી લે અને જાકીટ નીચે કાળો રૂમાલ ગળે બાંધી લે ત્યાર પછી જ ચોરપગલે દેવચિત્રો તરફ જતા. ભોંયપટના પાટિયામાં ઘોડાની આંખ જેવી એક ગાંઠ હતી. નાના હંમેશાં બરાબર એ ગાંઠ પાસે જ ઊભા રહી જતા અને સિપાહીની જેમ હાથ બેઉ તરફ અક્કડ લટકાવી દેતા. પાતળી કાયા ટટ્ટાર રાખીને અને માથું નમાવીને તે પળ વાર ચુપ રહેતા અને પછી ભારેખમ અવાજે બોલતા:

"પિતા અને પુત્ર અને પવિત્ર આત્માને નામે!"

એ શબ્દો બોલાય ત્યારે ઓરડામાં ખાસ શાંતિ છવાઈ જતી હોય એમ મને હંમેશાં લાગતું, માખીઓના બણબણાટમાં પણ એક જાતનો ભક્તિભાવ આવી ગયો હોય એવી છાપ પડતી.

પછી તેમનું માથું પાછળ ફંગોળાઈ જતું, ભવાંના વાળ ઊંચા થઈ જતા, સોનેરી દાઢી ભોંયપટ જોડે સમાંતર બની જતી. તે જાણે પાઠ વાંચતા હોય એમ મક્કમ અવાજે પ્રાર્થના કરતા, એક એક શબ્દ ભાર મૂકીને અને તકાદો કરતા હોય એમ બોલતા:

"કોઈ ઈન્સાનને ખબર ન હોય ત્યારે ઈનસાફનો દિવસ આવી પહોંચે છે, ઈન્સાનોનાં કૃત્યોને ઉઘાડાં પાડે છે..."

પછી છાતીએ હળવી ટપલી મારીને અરજ ગુજારતા:

"મેં પાપ કર્યાં છે તારી સામે, ખાલી તારી જ સામે... તારા મોંને મારાં પાપથી બીજી તરફ વાળી લે..."

તે ધર્મસૂત્રોનો પાઠ કરે ત્યારે દરેક શબ્દની ઉપર ભાર મૂકતા અને જમણા પગને આંચકા મારીને જાણે પ્રાર્થનામાં નીરવ તાલ દેતા. તે સાફ અને સુઘડ સત્તાવાહી અદામાં ઊભા રહેતા, આખી કાયામાં તણાવ આણીને તેને દેવચિત્રો તરફ ખેંચાતી રાખતા, અને જાણે વધારે ઊંચા, વધારે પાતળા, અને વધારે સખત બનતા હોય, તકાદા કરતા હોય, એમ લાગતું.

"ભગવાનની માતા! તેં સૌના રોગ હરનારાને જન્મ આપ્યો છે, તું મારા દિલમાંથી તમામ બદીઓને સાફ કરી નાખ, મારા આત્માનું રુદન કાને ધરીને મારી ઉપર તારી દયા વરસાવ!"

પછી તે ઊંચા અવાજે વિલાપ કરતા, તેમની આંખોમાં આંસુ ચળકવા લાગતાં.

"હે ભગવાન મારા! મારાં કૃત્યોની સામે મારી નિષ્ઠાને ધ્યાનમાં રાખજે, મારી તાકાતથી વધારે બોજો મારી ઉપર લાદતો નહિ..."

તે ઝડપથી અને આંચકા મારીને વારંવાર ક્રૉસની નિશાની કરતા, ઢીંક મારતા હોય એમ માથું હલાવતા, અને સૂસવતા રોતલ અવાજે બોલતા. જિંદગીમાં આગળ જતાં મને યહૂદીઓના દેવળમાં જવાનો પ્રસંગ મળ્યો ત્યારે મને સમજણ પડી કે નાના યહૂદીઓની જેમ પ્રાર્થના કરતા.

ટેબલ પર સમોવારમાંથી વરાળ ક્યારની નીકળવા લાગી હોય, દેશી પનીર ભરેલી જવની રોટીની સુગંધ ઓરડામાં ફેલાઈ ગયેલી હોય, અને મારા પેટમાં ભૂખની ગાજવીજ ચાલતી હોય. નાનીમા બારણાને અઢેલીને ઊભી ઊભી નિસાસા નાખતી હોય, તેનાં ભવાં સંકોડાઈ ગયેલાં હોય, અને નજર ભોંયપટ પર મંડાયેલી હોય. સૂરજ બારીમાંથી ખુશાલ ડોકિયું કરતો હોય, ઝાડવાં ઉપર ઝાકળ મોતીઓની જેમ ચળકતી હોય, સવારની હવામાં સુવાના છોડવાની, બેરીફળની, અને પાકતાં સફરજનની ખુશબો ભરેલી હોય, પણ નાનાનું પ્રાર્થનામાં ડોલવાનું અને વિલાપવાનું ચાલુ હોય.

"મારા ઉન્માદની આગને ઓલવી નાખ, કેમ કે હું અધમ છું અને પાપી છું!"

તેમની સવારની અને સાંજની બધી પ્રાર્થનાઓ મને મોઢે થઈ ગઈ હતી, અને ક્યાંક ભૂલ થાય અથવા કશુંક રહી જાય તો પકડી પાડવા હું એકદમ એકાગ્ર થઈને સાંભળતો રહેતો.

એવું જવલ્લે જ બનતું, પરંતુ બને ત્યારે મારા મનમાં હંમેશાં ખારીલી ફતેહની લાગણી પેદા થતી.

નાનાની પ્રાર્થના પતી જાય એટલે તે મારી અને નાનીમાની તરફ ફરીને દુવાસલામ કરતા.

અમે તેમની સામે નમીને આખરે ટેબલ ફરતે બેસી જતાં.

"તમે 'પૂરતી' શબ્દ ભૂલી ગયેલા," હું નાના તરફ ફરીને કહેતો.

"ખોટું તો નથી બોલતો ને?" તે શંકાભર્યા અવાજે પૂછતા.

"ના. તમારે આમ કહેવાનું હતું: 'અને મારી જરૂરતના સંબંધમાં મારી નિષ્ઠા પૂરતી બની રહે', પણ તમે 'પૂરતી' શબ્દ ભૂલી ગયેલા."

"હં..." તે અપરાધના ભાવે આંખ મટમટાવતા બોલતા.

મને ખબર હતી કે મારી એવી ટકોરનો બદલો નાના એક દિવસ વ્યાજ સાથે લઈ લેવાના, પરંતુ એ ઘડીએ તો હું તેમની અકળામણ જોવાની ખુશી પેટ ભરીને માણી લેતો.

એક વાર નાનીમાએ ટોળમાં કહ્યું:

"બાપા, તમારી પ્રાર્થનાઓ સાંભળતાં ભગવાનને કંટાળો ચડી જતો હશે, રોજ એની એ જ વાત!"

"શું?.." તેમના લંબાતા અવાજમાં ધમકીનો સૂર હતો. "શું બબડે છે?"

"હું તો એમ કહું છું કે તમારા સર્જનહારને તમે ખરા દિલનો એક પણ બોલ ક્યારેય નથી કહેતા."

નાનાની કાયા ધ્રૂજવા લાગી અને મોં રાતુંચોળ થઈ ગયું. તેમણે ઠેકડો મારીને ખુરશી પરથી ઊભા થઈ જતાં રકાબી ઉપાડીને નાનીમાની ઉપર ફેંકી.

"અહીંથી બહાર નીકળ! બુઢ્ઢી ચુડેલ!" તેમણે કાચ ઉપર કરવત ફરતી હોય એવી ચીસ પાડી.

તે જ્યારે જ્યારે ભગવાનના જોરાવર હાથની વાત કરે ત્યારે નિષ્ઠુરતા ઉપર ભાર મૂકતા. દાખલા તરીકે, એક વાર લોકોએ પાપ કર્યાં એટલે તેઓ પૂરમાં ડૂબી ગયા, બીજી વાર તેમનાં શહેરો બળીને રાખ થઈ ગયાં, લોકોને દુકાળ અને મરકીની સજા મળી. તેમની નજરમાં ભગવાન તો દુષ્ટોનાં માથાં ઉપર વીંઝાતી તલવાર કે કોરડા જેવો હતો.

"જે કોઈ ભગવાનના નિયમોનો ભંગ કરે તેને વિપદા અને સત્યાનાશની સજા ભોગવવી પડે!" તે પાતળી આંગળીઓ વડે ટેબલ પર ટપટપ કરતા મને ચેતવણી આપતા.

મારે માટે ભગવાનને નિર્દય માની લેવાનું મુશ્કેલ હતું. મને શંકા પડતી કે નાના મને ભગવાનને બદલે ખુદ પોતાનાથી જ ડરાવવાના આશયે એવી વાત ઉપજાવી કાઢે છે.

"હું તમારી તાબેદારી કરું એટલા ખાતર આ બધું કહી રહ્યા છો?" મેં સાફ દિલે સવાલ કર્યો.

"બેશક," તેમણે પણ એવી જ રીતે સાફ દિલે જવાબ આપ્યો, "તું તાબેદારી ન કરે તે કેમ ચાલે!"

"અને નાનીમા?"

"તારે એ બુઢ્ઢી મૂરખની વાત સાંભળવી જ નહિ," તેમણે કરડાકીથી કહ્યું. "એ તો આખી જિંદગી એવી જ રહી છે, ઘેલી અને અબુધ. હું એને કહી દઈશ કે આવી મહત્ત્વની બાબતો વિશે તારી જોડે વાત ન કરે. હવે જવાબ દે: દેવદૂતોમાં કેટલા દરજ્જા હોય છે?"

મેં જવાબ આપ્યો અને પછી પૂછ્યું:

"'ઊંચા દરજ્જાનો આદમી' એટલે શું?"

"તારે બધુંયે જાણી લેવું પડે, એમ ને?" તેમણે છીંકાટો કરીને નજર નીચે ઢાળી દીધી અને હોઠ ચાવવાનું શરૂ કરી દીધું. પછી ફરી વિચારીને અચકાતાં અચકાતાં સમજાવ્યું:

"એને ભગવાન જોડે કંઈ સંબંધ નથી, એ તો દુનિયાના લોકોનો મામલો છે. ઊંચા દરજ્જાના માણસો એટલે સરકારી અમલદારો અને એવા બીજા લોકો. અમલદાર કાનૂનની પરવા વગર જિંદગી જીવે, કાનૂનને ચાવીને ગળી જાય."

"કાનૂન એટલે શું?"

"કાનૂન? કાનૂન એટલે એમ કે લોકો જેને રિવાજ તરીકે ગણી લે તે," ઘરડા આદમીએ વધારે મોજીલા તથા ખુશાલ ભાવે જવાબ આપ્યો. તેમની તેજ અને ચાલાકીભરી આંખો ચળકારા મારતી હતી. "લોકો ભેગા રહે અને માંહોમાંહે સમજણ કરી લે: દાખલા તરીકે, સમજો કે આ કે તે કામ કરવાની એક સારામાં સારી રીત હોય, એટલે લોકો એને ટેવ બનાવી લે, નિયમ બનાવી દે, કહેવાય છે એમ કાનૂન બનાવી દે. છોકરા ભેગા થઈને રમે ત્યારે કેવી રીતે રમવું એનો ફેંસલો માંહોમાંહે કરી લે એવી રીતે. તેઓ જે કંઈ નક્કી કરે તે કાનૂન બની જાય."

"અને અમલદારો?"

"અમલદારો નઠારા છોકરાઓ જેવા હોય, આવીને કાનૂનનો ભંગ કરે એવા."

"કેમ?"

"એ તારે સમજવાની વાત નથી," તેમણે ભવાં સંકોડતાં કહ્યું. "ભગવાન ઈન્સાનોના તમામ મામલાઓનું ધ્યાન રાખે છે. ઈન્સાનોની મુરાદ એક હોય છે, ભગવાનની બીજી. ઈન્સાનોના મામલાઓમાં ખાતરી જેવું કશું નથી હોતું. ભગવાન જરાક સરખો શ્વાસ લે એટલે બધું પવનમાં ધૂળની જેમ વિખેરાઈ જાય."

મને ઘણાં કારણોસર અમલદારોની બાબતમાં દિલચસ્પી હતી, એટલે મેં મારી વાત પકડી રાખી.

"યાકોવમામા એક ગીત ગાય છે:

પવિત્ર દેવદૂતો, ચાકર ભગવાનના,
અમલદારો સરકારી, ચાકર શયતાનના!"

નાનાએ આંખો મીચી દીધી અને દાઢી હાથમાં પકડીને મોંમાં ભરાવી દીધી. તેમના ફરકતા ગાલ જોઈને હું સમજી ગયો કે તે અંદર અંદર હસી રહ્યા છે.

"તને અને યાકોવને કોથળામાં નાખીને નદીમાં ફગાવી દેવા પડશે," તેમણે કહ્યું. "એવાં ગીતો એણે ગાવાં ન જોઈએ અને તારે સાંભળવાં ન જોઈએ. એ તો વાંધાખોરો અને પાખંડીઓએ બનાવેલું ગીત છે, હલકી જાતનો ટોળ છે." તે પળ વાર વિચારમાં પડી ગયા અને તેમની નજર મને પાર કરીને ક્યાંક દૂર પહોંચી ગઈ. પછી તેમણે નિસાસો નાખીને ઉમેર્યું: "અરેરે! કેવા લોકો!"

તેમની ધારણા મુજબ ભગવાન ઊંચે ઊભો ઊભો ખોફનાક નજરે ઈન્સાનોના મામલા નીરખતો રહેતો. નાનીમાની જેમ નાના પણ માનતા કે તેમના પૂરા કામકાજમાં ભગવાનનો હાથ હોય જ છે, ભગવાનનો અને અપાર સંખ્યાના સંતોનો. નાનીમાની જાણના સંતો કેવળ નિકોલા, યૂરીય, ફ્રોલ, અને લાવ્ર હતા. તેઓ ભલા અને માયાળુ હતા, એક ગામથી બીજે ગામ અને એક શહેરથી બીજે શહેર ભટકતા રહેતા, લોકોને મદદ કરતા, અને લોકોની જેમ જ બધાં માનવીય લક્ષણો ધરાવતા હતા. એથી ઊલટું, નાનાના લગભગ બધા સંતો શહીદો હતા, મૂર્તિઓને તોડી નાખતા અને રોમના સમ્રાટોનો સામનો કરતા, એટલે તેમની ઉપર જુલમ વરસાવવામાં આવતો, તેમને બાળી નાખવામાં આવતા, અને તેમની ચામડી જીવતેજીવ ઉતરડી લેવામાં આવતી.

ક્યારેક નાના વિચારમાં ગરકાવ થઈને કહેતા:

"ભગવાન મને આ મકાન ભલે પાંચસો રૂબલનાયે નફામાં જ વેચવામાં મદદ કરે તો હું શહીદ સંત નિકોલાના નામે દેવળમાં પ્રાર્થના કરાવું!"

નાનીમા હસી પડતી અને મને કહેતી:

"બુઢ્ઢો મૂરખ! જાણે કેમ નિકોલાને એનાં મકાન વેચવા સિવાય બીજું કશું કામ જ ન હોય!"

નાનાનું દેવળનું કૅલેન્ડર મેં ઘણાં વરસ સાચવી રાખ્યું હતું. તેમાં તેમના જ અક્ષરોમાં જાતજાતનાં લખાણો હતાં. યોઆકીમ અને આન્નાની તિથિઓની સામે લાલ શાહીથી લખેલું હતું:

"તેમની દયાને કારણે ભારે કમનસીબીથી બચી ગયો."

એ "કમનસીબી" મને યાદ છે. તેમણે નમાલા દીકરાઓને મદદ કરવાની કોશિશમાં છાની રીતે પૈસા ધીરવાનું શરૂ કરેલું. કીમતી વસ્તુઓ ઘરેણે રાખીને પૈસા ધીરતા. કોઈએ બાતમી પહોંચાડી દીધી અને એક વાર રાતની વેળાએ પોલીસો ઘરની ઝડતી લેવા આવ્યા. ભારે ઉત્તેજના ફેલાઈ ગઈ, પણ બધું હેમખેમ પતી ગયું. નાના પરોઢ સુધી પ્રાર્થના કરતા રહ્યા, અને સવારે તેમણે મારી હાજરીમાં કૅલેન્ડરમાં એ શબ્દો લખ્યા.

રાતે વાળુ પહેલાં તે મારી પાસે પ્રાર્થનાગીતોની ચોપડીઓ અથવા યેફ્રેમ સીરિનનું મોટું પુસ્તક વંચાવતા. વાળુ પછી તે ફરી પ્રાર્થના શરૂ કરી દેતા, અને રાતની નીરવતામાં તેમના પસ્તાવાના એકધારા બોલ લગાતાર ચાલુ રહેતા:

"અતિ દયાળુ અમર રાજવી, તું જ દેનારો છે અને તું જ લઈ લેનારો છે... અમને લાલચમાં લપટાવતો નહિ... અમને દુષ્ટોથી બચાવતો રહેજે... મારાં આંસુ મારાં પાપને ધોઈ નાખે..."

નાનીમા ઘણી વાર કહેતી:

"અરે, કેવી થાકી ગઈ છું! લાગે છે કે મારે આજે રાતે પ્રાર્થના કર્યા વગર જ સૂઈ જવું પડશે!"

નાના મને દેવળે લઈ જતા, શનિવારે સાંજની અને રવિવારે દિવસની પ્રાર્થનામાં. દેવળમાં પણ મને ખબર પડી જતી કે કોણ કયા ભગવાનની પ્રાર્થના કરે છે. પાદરી અને તેનો મદદનીશ નાનાના ભગવાનની પ્રાર્થના કરતા, પરંતુ ગીતમંડળી હંમેશાં નાનીમાના ભગવાનનાં ગીત ગાતી.

મેં તો બેશક બે ભગવાન વચ્ચે મારી સમજણના બાલિશ તફાવતનું કઢંગું ચિત્ર દોર્યું છે. મને યાદ છે કે એવા તફાવતને લીધે મારા મનમાં ભારે ઘર્ષણ ચાલતું રહેતું. મને નાનાનો ભગવાન ગમતો નહિ અને તેની બીક લાગતી કારણ કે તે કોઈને પ્યાર ન કરતો અને સૌની ઉપર કડક ધ્યાન રાખતો. તેની પહેલી મુરાદ ઇન્સાનમાં કશુંક દુષ્ટ, દ્વેષીલું, અને કુટિલ ગોતી કાઢવાની રહેતી. વાત સાફ હતી કે તેને લોકો ઉપર વિશ્વાસ નહોતો, તે હંમેશાં વાટ જોતો રહેતો કે લોકો પસ્તાવો કરે, અને લોકોને સજા કરવામાં તેને મઝા પડતી.

એ દિવસોમાં મારું ધ્યાન તથા લાગણી મુખ્યત્વે ભગવાન ઉપર કેંદ્રિત રહેતાં, જિંદગીમાં એકમાત્ર સુંદરતા ભગવાનમાં અંકિત હતી. બીજા બધા

અનુભવોમાંની ગંદકી અને ક્રૂરતાને લીધે મને ઘૃણા અને ગમગીની થતી. ભગવાન, નાનીમાનો ભગવાન, તમામ જીવતા જીવોનો ભાઈબંધ ભગવાન, મારી આસપાસના પૂરા વાતાવરણમાં સૌથી તેજસ્વી અને સર્વોત્તમ હતો. અને મને સ્વાભાવિક રીતે જ સમજાતું નહોતું કે ભગવાનની ભલાઈ વિશે નાના કેમ આંધળા જેવા રહેતા.

મને બહાર રસ્તે રમવાની છૂટ નહોતી કારણ કે એથી હું વધારે પડતો ઉત્તોજિત થઈ જતો. ત્યાં રમવાથી મળતા અનુભવો મને જાણે કેફ ચડાવી દેતા અને હું ઘણી વાર કશીક લડાઈ કે ધાંધલમાં કારણભૂત બની જતો. હું કોઈની જોડે દોસ્તી ન કરતો, પાડોશીઓનાં છોકરાં મારી ઉપર ખાર રાખતાં. મને કાશીરિન કહીને કોઈ બોલાવે ત્યારે નફરત છૂટતી, બાળકોને એની ખબર હતી, એટલે તેઓ હઠ પકડીને એ નામ માંહોમાંહે ઘાંટા પાડીને બોલતા:

"કંજૂસ કાશીરિનની દીકરીનો દીકરો આવ્યો! જોઈ લો!"

"એને હેઠો પછાડો!" અને લડાઈ શરૂ થઈ જતી.

મારી ઉંમરને જોતાં મારામાં અસાધારણ જોર હતું અને હું લડવામાં ઉસ્તાદ હતો. મારા દુશ્મનો પણ એ વાતનો એકરાર કરતા અને ક્યારેય એકલે હાથે મારી ઉપર હુમલો ન કરતા. એટલે હું તેમના સહિયારા હુમલામાં બહુ માર ખાતો અને લોહી નીતરતું નાક, કપાયેલા હોઠ, મોં પર ઉઝરડા, ફાટેલાં કપડાં, તથા ધૂળમાં રગદોળાયેલી કાયા લઈને ઘેર પાછો ફરતો.

નાનીમા મને જોઈને ગભરાટમાં પડી જતી અને દયા ખાતી કહેવા લાગતી:

"આ શું? નાનકા મવાલી, વળી લડાઈ કરીને આવ્યો ને? તને બરાબરની ખબર પાડી દેવાની છું! ક્યાંથી શરૂ કરું?"

તે મારું મોં ધોતી, જખમ ઉપર ત્રાંબાનો સિક્કો બાંધી દેતી અથવા ઓસડિયું કે મલમ લગાવી દેતી, અને દરમિયાનમાં સમજાવતી:

"આવી રીતે લડાઈ શું કામ કરતો હોઈશ? ઘરમાં તો ડાહ્યોડમરો છોકરો, પણ એક વાર બહાર રસ્તે નીકળ્યો એટલે અસલ ભૂત! શરમની વાત છે! નાનાને કહી દઈશ કે તને બહાર જવા જ ન દે!"

ઉઝરડા અને ઢીમણાં હંમેશાં નાનાની નજરમાં આવી જતાં, પરંતુ એ બાબતમાં તે ખરેખર ગુસ્સે ક્યારેય ન થતા, ખાલી બબડતા:

"વળી પાછા ચાંદબિલ્લા લટકાવી લીધા ને! બહુ બહાદુર લડવૈયો! પણ ફરી રસ્તે રમતો પકડાઈ ગયો તો ખેર નથી તારી, સમજ્યો ને?"

રસ્તો સૂમસામ હોય ત્યારે ત્યાં જવાનું મન મને જરાય ન થતું, પરંતુ બાળકોના ખુશાલ અવાજો કાને પડે ત્યારે હું નાનાની ચેતવણી ભૂલી જતો અને

આંગણમાંથી બહાર દોડી જતો. મને ઢીમણાં અને ઉઝરડાની ઝાઝી ફિકર નહોતી, પરંતુ છોકરાઓની ગમ્મતમાં દેખાતી પાશવતાથી હું કદી ટેવાઈ ન શક્યો. મને બહુ જાણીતી થઈ ગયેલી એ પાશવતા જોઈને હું ખીજમાં લગભગ પાગલ થઈ જતો. તેઓ કૂકડા અને કૂતરાંને સામસામાં લડાવે, બિલાડાંને પજવે, યહૂદીઓનાં બકરાંને ભગાડે, દારૂડિયા ભિખારીઓને તથા બિચારા નેક "ખીસામાં મોત ઈગોશા"ને ચીડવે, એ બધું મારાથી જોઈ ન શકાતું.

ઈગોશા ઊંચો પાતળો ગંધારો આદમી હતો. તેના સુકાયેલા ચહેરામાં દાઢીએ હંમેશાં ખૂંપરા નજરે પડતા. તે નજર જમીન ઉપર ઠેરવીને રસ્તે ચાલતો હોય ત્યારે ઘેટાની ખાલના લાંબા કોટમાં લપેટાયેલી તેની કાયા અજબ રીતે ડોલતી રહેતી. નાનકડી ગમગીન આંખોવાળો તેનો ઘેરો ચહેરો જોઈને મને બીક અને આદરની લાગણી થતી. મને લાગતું કે આદમી કશાક ગંભીર કામમાં મશગૂલ રહેતો હશે, કશીક શોધ કરતો હશે, અને એવા કામમાં ખલેલ ન પાડવી જોઈએ.

પરંતુ છોકરાઓ તેની પાછળ દોડતા અને તેના ખૂંધાળા વાંસામાં પથરા મારતા. તે થોડીક વાર તો છોકરાઓની તરફ જરાય ધ્યાન ન આપતો, જાણે કેમ પથરા વાગતા જ ન હોય, પણ પછી એકાએક ઊભો રહી જતો, માથું પાછળ ફંગોળીને આસપાસ નજર ફેરવતો, અને જાણે હમણાં જ નીંદરમાંથી જાગી ગયો હોય એવી રીતે આંચકા ખાઈને બરછટ ટોપી સરખી કરતો.

"એય, ખીસામાં મોત ઈગોશા! ઈગોશા, ક્યાં ચાલ્યો? ઈગોશા, જરાક ખીસામાં જો, પેલું મોત દેખાય છે?" છોકરાઓ રાડારાડી કરતા.

તે ખીસું પકડી લેતો, નીચે નમી જતો, પથરો, લાકડાનો કટકો, અથવા સૂકી માટીનું ઢેફું ઉપાડી લઈને લાંબો હાથ કઢંગી રીતે હલાવતો, અને ગાળો બબડતો. તે ગાળો દેતી વેળા હંમેશાં એકના એક ત્રણ ગંદા શબ્દો જ વાપરતો, પરંતુ એ સંબંધમાં છોકરાઓની ભાષા એટલી સમૃદ્ધ હતી કે સરખામણી થઈ જ ન શકે. ક્યારેક તે લંગડાતો તેમની પાછળ દોડતો, તેનો લાંબો કોટ પગમાં ભરાઈ જવાથી ગોઠણભેર પડી જતો, બે સૂકી લાકડી જેવા લાગતા ગંધારા હાથ જમીન ઉપર ટેકવી દેતો. પછી છોકરા તેની ઉપર પથ્થરોનો વરસાદ વરસાવી દેતા, વધારે હિંમતવાળા છોકરા દોડતા નજીક પહોંચી જતા અને તેના માથામાં મુઠ્ઠી ધૂળ નાખીને તરત છટકી જતા.

રસ્તે જોવા મળતી બેહદ ત્રાસની બાબત કદાચ અમારા અગાઉના ઉસ્તાદ કારીગર ગ્રિગોરી ઈવાનોવિચની હતી. તે સાવ આંધળો થઈ ગયો હતો અને શહેરમાં ભટકીને ભીખ માગતો માગતો દિવસો વિતાવતો હતો. નાના કદની

ધોળા વાળવાળી એક ડોશી ઊંચા અને અબોલ અને સુઘડ આદમીને દોરતી દરેક બારણે ઊભી રહીને તીણા ધીમા અવાજે ટહેલ નાખતી:

"આંધળા ભિખારીને મદદ કરો, ભગવાન ઈસુને ખાતર..."

ગ્રિગોરી ઈવાનોવિચ કંઈ ન બોલતો. તેનાં કાળાં ચશ્માં સીધાં મકાનની દીવાલ કે બારીને અથવા કોઈ મળી જાય તેના ચહેરાને તાકી રહેતાં. રંગના ડાઘાવાળો તેનો હાથ પહોળી દાઢી ઉપર શાંતિથી ફરતો રહેતો, પણ તેના હોઠ હંમેશાં સખત બીડેલા જ રહેતા. મને તે ઘણી વાર નજરે પડતો, પરંતુ જોરથી બીડેલા તેના હોઠેથી જરાક સરખોયે અવાજ મને કદી સાંભળવા ન મળતો, અને મને બીજી કોઈ બાબત કરતાં તેની એવી ચુપકીથી વધારે ત્રાસ થતો. હું કદી તેની પાસે ન જતો, મારાથી જઈ શકાતું જ નહિ, પરંતુ તે નજરે પડે ત્યારે હું ઘરમાં દોડી જતો અને નાનીમાને કહેતો:

"ગ્રિગોરી આવે છે!"

"અરેરે!" તે સંતાપની અકળામણમાં બોલી ઊઠતી. "આ લે, જઈને આપી આવ એને!"

હું તોછડાઈથી ના પાડી દેતો. પછી તે પોતે દરવાજાની બહાર જતી અને કેટલીય વાર સુધી ઊભી રહીને તેની જોડે વાત કરતી. ગ્રિગોરી હસતો અને દાઢી હલાવતો પણ બોલતો ઓછું, ભાગ્યે જ એકાદ શબ્દ બોલે તો બોલે.

ક્યારેક નાનીમા તેને રસોડામાં લઈ આવતી અને ખાવાનું આપતી. એક વાર તેણે મારે વિશે પૂછેલું. નાનીમાએ મને બોલાવ્યો પણ હું ભાગી ગયો અને લાકડાંના ખડકલા આડે છુપાઈ ગયો. મારાથી તેને મળવાનું બનતું નહોતું. મને તેની હાજરીમાં ભયંકર શરમ આવતી, અને મને ખબર હતી કે નાનીમાને પણ એવી જ લાગણી થાય છે. અમે માત્ર એક જ વાર ગ્રિગોરી વિશે વાત કરેલી. તે દરવાજાની બહાર ગ્રિગોરીને મળીને પાછી આવતી હતી, ધીરે ધીરે ચાલતી આંગણ પાર કરતી હતી, અને માથું ઢાળી દઈને રડતી હતી. મેં તેની પાસે જઈને તેનો હાથ ઝાલી લીધો.

"તું એને જોઈને હંમેશાં ભાગી કેમ જાય છે?" તેણે શાંત અવાજે પૂછ્યું. "તું તો એને બહુ ગમે છે, અને માણસ ભલો છે..."

"નાના એને ખાધાખોરાકી કેમ નથી દેતા?" મેં સવાલ કર્યો.

"નાના?"

તે ઊભી રહી ગઈ અને મને નજીક ખેંચી લઈને હોઠ ફફડાવતી લગભગ પયગંબરી વેણ બોલી:

"મારા બોલ યાદ રાખજે: ભગવાન આપણને આની આકરી સજા કરશે! આકરી સજા!"

તેની ભૂલ નહોતી થઈ. લગભગ દસ વરસ પછી નાનીમા કાયમની નીંદરમાં પોઢી ગઈ હતી ત્યારે મારા ચસકેલ નાના પોતે કંગાલ દશામાં શહેરની શેરીઓમાં ભટકતા બારણે બારણે ખાવાની ભીખ માગતા હતા:

"ભલાં માણસો, એક બટકું ખાવાનું આપો, ખાલી એક જ બટકું... અરે! કેવા લોકો!"

તેની અગાઉની હસ્તીમાંથી કટુતાભર્યું, હૈયું હલાવી નાખે એવું, બસ એટલું જ બચ્યું હતું:

"અરે! કેવા લોકો!"

રસ્તે ઈગોશા અને ગ્રિગોરી ઈવાનોવિચ ઉપરાંત બદફેલ બુઢ્ઢી ઓરત વોરોનીખા નજરે પડતી. મને રસ્તેથી પલાયન કરાવી દેવા એટલું પૂરતું હતું કે તે નજરે પડે. તે દર રવિવારે આવતી, ભારે મોટા કદની, લઘરવઘર, નશામાં ચકચૂર. તેની ચાલ વિચિત્ર હતી, તે જાણે પગ હલાવતી જ નહિ કે જમીનને અડતી જ નહિ પણ તોફાનના વાદળની જેમ સરકતી, અને તીણા અવાજે અશ્લીલ ગીતો ગાતી રહેતી. તેને જોઈને લોકો રસ્તેથી ભાગી જતા, દુકાનોમાં ભરાઈ જતા અને ખૂણાઓમાં તથા વાડની પાછળ લપાઈ જતા. તે રસ્તાને જાણે સાવ સૂનો બનાવી દેતી. તેનો ચહેરો આછો નીલો અને ફુગ્ગાની જેમ ફૂલેલો હતો. તેની ઊપસેલી રાખોડી આંખોમાં ડોળા ખોફનાક રીતે ચકળવકળ થતા રહેતા. ક્યારેક તે કકળતી રાગડો તાણતી:

"મારાં બચ્ચાં ક્યાં છે, મારાં બચ્ચાં?"

મેં નાનીમાને એનો મતલબ પૂછ્યો.

"તારે જાણવા જેવું નથી," પહેલાં તો તેણે નારાજ થઈને કહી દીધું, પણ પછી ટૂંકમાં વાત સમજાવી: "ઓરતનો ધણી વોરોનોવ નામે અમલદાર હતો. એણે વધારે ઊંચું પદ મેળવવા વહુને ઉપરીના હાથમાં વેચી દીધી. ઉપરીએ એને બે વરસ રાખી. પાછી આવી ત્યારે એનાં બચ્ચાં, એક છોકરો અને એક છોકરી, મરી ગયાં હતાં, ધણી સરકારી પૈસા જુગારમાં હારી ગયેલો એટલે જેલમાં હતો. દુખની મારી ઓરત દારૂ ઢીંચવા લાગી અને બદફેલ બની ગઈ. હવે દર રવિવારે સાંજે પોલીસ એને પકડીને લઈ જાય છે."

ઘર શેરીઓ કરતાં બહેતર હતું, એમાં તો જરાય શંકાની વાત જ નહોતી. જમવાનું પતી ગયા પછી નાના યાકોવમામાની રંગાટીમાં ચાલ્યા જાય અને

નાનીમા બારી પાસે બેસીને વાર્તાઓ અથવા મારા બાપુની વાતો કહી સંભળાવે ત્યારે ઘરમાં ખાસ ખુશનુમા લાગતું.

નાનીમાએ બિલાડાના પંજામાંથી છોડાવેલા સ્ટાર્લિંગ પંખીની તૂટેલી પાંખ કાપી નાખી હતી અને તેના બુઠ્ઠા પગે ચબરાકીથી લાકડાની નાનકડી ડાંડી બાંધી દીધી હતી. પંખી હવે સાજું થઈ ગયું હતું એટલે નાનીમા તેને બોલતાં શીખવતી હતી. બારીની પાળ ઉપર ગોઠવેલા પાંજરા સામે હેતાળ મોટા પશુની જેમ આખેઆખો કલાક ઊભી રહીને તે કોલસા જેવા કાળા પંખીને શીખવવાના બોલ દોહરાવતી રહેતી:

"ચાલ, બોલ તો: પંખીને ખીર!"

પંખી વાર્તાના મશ્કરા જેવી ચેતનમય ગોળ આંખ તેની સામે ત્રાંસી કરતું, લાકડાનો પગ પાંજરાના પાતળા તળિયા પર પછાડતું, અને ગરદન લંબાવીને ઑરિઓલ પંખીની જેમ સીટી વગાડતું, નીલકંઠ અને કોયલની નકલ કરતું, બિલ્લીની જેમ મ્યાંઉં કરવાની અથવા કૂતરાની જેમ ભસવાની કોશિશ કરતું, પણ માણસ જેવો અવાજ કાઢવામાં બિચારાને મુશ્કેલી પડતી હતી.

"બસ હવે, બહુ લવારો થઈ ગયો!" નાનીમા બહુ ગંભીર અવાજે કહેતી. "ચાલ, કોશિશ કર, બોલ: પંખીને ખીર!"

પાંખોવાળું કાળું વાંદરું નાનીમાના શબ્દોને આછોપાંખો મળતો આવે એવો કશોક તીણો અવાજ કાઢે તો તે ખુશ થઈને હસી પડતી અને આંગળીએથી જવની થોડીક ખીર પંખીને ખવડાવતી.

"અરે, તને તો હું બરાબર ઓળખું છું, ચાલાક છો તું!" તે ચીડવતી. "તારે બોલવું હોય તો ગમે તે બોલી શકે!"

અને તેણે પંખીને ખરેખર બોલતાં શીખવી દીધું. થોડા વખતમાં તે સાવ સાફ રીતે ખીર માગવા લાગ્યું, અને નાનીમાને જુએ ત્યારે "કેમ છો!"ને ખૂબ મળતો આવે એવો અવાજ કાઢતું.

શરૂઆતમાં પંખીનું પાંજરું નાનાના ઓરડામાં ટાંગવામાં આવ્યું હતું. પરંતુ થોડા વખતમાં તે નાનાની નકલ કરવા લાગ્યું એટલે તેમણે પાંજરાને ત્યાંથી ખસેડીને મેડામાં લઈ જવાનું ફરમાન કર્યું. નાના પ્રાર્થનાના શબ્દો એકદમ સાફ અવાજે બોલતા, અને સ્ટાર્લિંગ પીળી ચાંચ પાંજરાના સળિયામાંથી બહાર કાઢીને બોલતું:

"ત્યુ, ત્યુ, ઉ... ઉ... ત્યુ... ત્યુ!.."

એથી નાના ખિજાઈ જતા. એક દિવસે તેમણે પ્રાર્થના અધવચ્ચેથી અટકાવીને પગ પછાડતાં ગુસ્સામાં બરાડો પાડ્યો:

"આ શયતાનને અહીંથી લઈ જા, નહિતર મારી નાખીશ એને!"

અમારા ઘરમાં મઝા પડે એવું ઘણું હતું અને રમૂજ પડે એવું ઘણું હતું, પરંતુ ક્યારેક મારા મનમાં અપાર તલસાટ ઉછાળા મારવા લાગતો. જાણે કશોક ભારે બોજો મને દબાવી રહ્યો હોય, હું જાણે અંધારા ખાડાને તળિયે આંખ અને કાન અને લાગણી વગર, આંધળો અને માત્ર અરધો જીવતો, જિંદગી ગુજારતો હોઉં, એમ મને લાગતું...

## ૮

નાનાએ મકાન અણધાર્યું જ પીઠાવાળાને વેચી નાખ્યું અને કાનાત્નાયા માર્ગે બીજું મકાન ખરીદી લીધું. એ માર્ગ સાફ અને શાંત હતો, તેમાં પથ્થરની ફરસબંધી નહોતી અને ઘાસ ઊગી નીકળેલું હતું. માર્ગ સીધો ખેતરો તરફ જતો હતો. બન્ને તરફ નાનકડાં અને ચમકદાર રંગેલાં મકાનો હતાં.

નવું ઘર જૂના ઘર કરતાં વધારે ખુશનુમા અને આનંદી હતું. આગળનો ભાગ હૂંફાળા અને સ્વસ્થતાની લાગણી પેદા કરતા ઘેરા લાલ રંગે રંગેલો હતો. તેની પૃષ્ઠભૂમિમાં નીચેની ત્રણ નીલી બારીઓ અને મેડાની નકશીકામવાળી બારી સુંદર દેખાતી હતી. છાપરાનો ડાબી તરફનો ભાગ એલ્મ અને લીંબુડીનાં વૃક્ષોની લીલી ડાળીઓ વડે સુંદર રીતે ઢંકાયેલો હતો. આંગણમાં અને બગીચામાં કેટલાય લલચામણા ખૂણા હતા, જાણે કેમ આખી રચના ખાસ સંતાકૂકડી રમવા માટે કરવામાં આવી હોય. બગીચો ખરેખર બહુ મઝાનો હતો, ખાસ મોટો નહિ પણ મનોહર વૃક્ષરાજિથી શોભતો. એક ખૂણામાં રમકડા જેવું નાનકડું અને સુઘડ હમામ હતું. બીજા ખૂણામાં પહોળો છીછરો ખાડો હતો. તેમાં ભરપૂર ઊગેલા જંગલી છોડવેલામાં અગાઉના હમામના બળેલા અવશેષો નજરે પડતા હતા. બગીચાની ડાબી બાજુએ કર્નલ ઓવ્સ્યાન્નિકોવના તબેલા હતા, અને જમણી બાજુએ બેતલેંગ પરિવારનાં મકાનો હતાં. છેક છેડે દૂધવાળી બાઈ પેત્રોવ્નાનું મકાન હતું. એ જાડી, રાતા ચહેરાવાળા, અને હરવખત શોર કરતી રહેતી ઓરત મોટા ઘંટને મળતી આવતી હતી. તેનું નાનકડું ઘેરું જૂનુંખખ મકાન જમીનની અંદર ગોઠવાઈ ગયેલું હતું, અને તેની ઉપર પુષ્કળ શેવાળ જામી ગઈ હતી. મકાનની બે બારીઓ બહાર ખેતરોને નેક નજરે તાકતી રહેતી. ખેતરોમાં ઊંડાં નાળાં હતાં અને છેડે દૂરના વનની નીલી ઘેરી ઝાંય વરતાતી હતી. સિપાહીઓ આખો દિવસ ખેતરોમાં કવાયત કરતા રહેતા, શરદના તડકામાં તેમની બૅયોનેટો સફેદ વીજળીની જેમ ઝબકારા કરતી રહેતી.

8—488

અમારું ઘર મેં અગાઉ કદી ન જોયેલાં માણસોથી ભરેલું હતું. આગળના ભાગમાં એક લશ્કરી આદમી રહેતો હતો. તે મૂળ તાતાર હતો અને તેની નાનકડી ગોળમટોળ પત્ની સવારથી સાંજ સુધી હસતી રહેતી, દેકારા કરતી રહેતી, અને ખુશનુમા સજાવટવાળું ગિટાર વગાડતી રહેતી. તે નીચેનું ગીત ઊંચા રણકતા અવાજે ઘણી ઘણી વાર ગાતી:

તું કરે પ્રેમ, એને ખુશી ના,
મૂકી દે પડતી, જા પંથે બીજીના,
શીખી લે ઉમંગે, ગોતવી ક્યાં.
જુઓ વાટ, રમણી નમણી,
મોતી જેવી રૂડી રૂપાળી,
મીઠી લાગે, મનને ગમતી.

દડા જેવો ગોળ તેનો પતિ બારી પાસે બેસીને નીલા ગાલ ફુલાવતો હોકલીના દમ ખેંચતો રહેતો, નાનકડી ખુશાલ બદામી આંખો મટમટાવતો રહેતો, અને વિચિત્ર રીતે ભસવા જેવા અવાજે ઉધરસ ખાતો રહેતો:

"વુખ... વુખ... વુખ... ખુ..."

બે ગાડીવાળા અને વાલેઈ નામનો ઊંચો સોગિયો તાતાર ઑર્ડરલી કોઠાર અને તબેલાની ઉપર બાંધેલી હૂંફાળી મેડીમાં રહેતા હતા. એક ગાડીવાળો નાના કદનો અને ધોળા વાળવાળો આદમી હતો, તેને સૌ પ્યોતરકાકા કહેતા, અને બીજો તેનો બહેરો અને મૂંગો ભત્રીજો સ્ત્યોપા હતો. લીસા અને સપાટ સ્ત્યોપાનો ચહેરો રાતા ત્રાંબાની તાસક જેવો હતો. એ બધાં માણસો મારે માટે નવાં હતાં અને બહોળી શક્યતાઓ પેશ કરતાં હતાં.

પરંતુ મને સૌથી વધારે દિલચસ્પ તો અમારી ભેગો રહેતો અને ખાતોપીતો આદમી "મઝાની વાત" લાગ્યો. તે મકાનના પાછળના ભાગમાં રસોડાની જોડાજોડ આવેલા ઓરડામાં રહેતો હતો. લાંબા ઓરડામાં બે બારીઓ હતી, એક બગીચામાં પડતી હતી અને બીજી આંગણમાં.

તેની કાયા ઊંચી અને વળેલી હતી. તે કાળી દાઢીમાં સેંથી પાડતો. એથી તેના ચહેરાના રંગને જાણે ઓપ મળતો. તેની આંખો માયાળુ હતી અને તે ચશ્માં પહેરતો. સામાન્ય રીતે તે શાંત અને સંકોચશીલ હતો, અને ચા કે જમવાનું તૈયાર છે એમ કહેવડાવવામાં આવે ત્યારે હંમેશાં કહેતો:

"મઝાની વાત!"

નાનીમાએ તેનું નામ "મઝાની વાત" પાડી દીધું. તેની ગેરહાજરીમાં એમ જ કહેતી અને મોઢે પણ કહી દેતી.

"આલેક્સેઈ, જા, 'મઝાની વાત'ને કહી આવ કે ચા પી લે," તે કહેતી, અથવા મોઢે કહેતી: "થોડુંક વધારે લો ને, 'મઝાની વાત', આટલું ઓછું કેમ ખાઓ છો?"

તેના ઓરડામાં લાકડાની પેટીઓના અને જાડાં પુસ્તકોના ગંજ ખડકેલા હતા. નવી લીપીમાં છપાયેલાં એવાં પુસ્તકો મેં અગાઉ ક્યારેય નહોતાં જોયાં. જ્યાં જુઓ ત્યાં જુદા જુદા રંગનાં પ્રવાહીઓ ભરેલી બાટલીઓ ગોઠવેલી હોય અને ત્રાંબાના, લોખંડના, તથા સીસાના કકડા પડેલા હોય. તે હંમેશાં બદામી રંગનો ચામડાનો કોટ અને રાખોડી રંગનું ચોકડીવાળું પાટલૂન પહેરતો. કપડાં રંગના ડાઘાવાળાં હોય અને ગમે નહિ એવી ગંધ મારતાં હોય. તે સવારથી રાત સુધી ઊભો ઉભો સીસું ઓગાળતો હોય, ત્રાંબાને સાંધણ કરતો હોય, ટચૂકડા ત્રાજવામાં કશુંક જોખતો હોય, બબડાટ કરતો હોય, દાઝી જતી આંગળીઓને ઝટ ઝટ ફૂંક મારતો હોય, લડખડ ચાલતો દીવાલે ટાંગેલાં રેખાંકનો જોવા જતો હોય, અને ચશ્માં લૂછીને એટલે નજીકથી રેખાંકનોનું પરીક્ષણ કરતો હોય કે તેનું પાતળું બાળક જેવું નાક કાગળને લગભગ અડી જાય. ક્યારેક તે ઓરડામાં વચ્ચોવચ અથવા બારી પાસે નિશ્ચલ ઊભો રહી જતો, અને આંખો મીચીને તથા માથું ઊંચું રાખીને જરાય હલચલ કર્યા વગર ચુપચાપ કેટલીય વાર સુધી એમ ને એમ ઊભો રહેતો.

હું આંગણની પેલી પાર એકઢાળિયાને છાપરે ચડીને ખુલ્લી બારી વાટે તેને જોતો રહેતો. મને ટેબલ પર બળતા સ્પિરિટના દીવાની નીલી જ્યોત અને દીવા ઉપર નમેલી તેની ઘેરી કાયા દેખાતી. તે ઘસાયેલી નોટબુકમાં કશુંક લખતો, તેનાં ચશ્માં નીલા બરફના કકડાઓની જેમ ટાઢા ચમકારા મારતાં રહેતાં. એ આદમીની જાદુગરી મને પીડાકારી વશીકરણમાં જકડી લઈને કલાકોના કલાકો સુધી છાપરા ઉપર ગોંધી રાખતી.

ક્યારેક તે બારીના ચોકઠામાં મઢાઈને ઊભો રહેતો, તેના હાથ પીઠ પાછળ હોય અને નજર જાણે મને જોયા વગર સીધી છાપરાને તાકી રહી હોય. એથી મને ખૂબ રીસ ચડતી. પછી તે એકાએક ફરી જઈને ઝડપથી ટેબલ પાસે જતો અને બેવડ વળી જઈને ટેબલ પરના કાગળો તથા વસ્તુઓને બેચેનીથી ફંફોળવા લાગતો.

તે અમીર હોત અને સરસ પોશાક પહેરતો હોત તો મને તેની બીક લાગી હોત. પરંતુ તે ગરીબ હતો. તેના ખમીસનો મેલો અને ચોળાયેલો કૉલર

ચામડાના કોટ નીચેથી જાણે બહાર નીકળી આવતો હતો, પાટલૂનમાં ડાઘા અને થીગડાં હતાં, મોજાં વગરના પગમાં પહેરેલા બૂટ ઘસાઈને બેહાલ બની ગયેલા હતા. ગરીબ લોકોની બાબતમાં જોખમી કે ડરામણું કશું નથી હોતું, જેવી રીતે નાનીમા તેમની દયા ખાતી અને નાના તેમને ઘૃણાની નજરે જોતા તેમાંથી એટલું તો હું સમજી ગયો હતો.

અમારા ઘરમાં "મઝાની વાત" કોઈને ન ગમતો. સૌ તેની ઠેકડી ઉડાડતાં. તેને લશ્કરી આદમીની ખુશમિજાજ બીબી "ખડીના નાકવાળો" કહેતી, પ્યોતરકાકા દવાવાળો અને કીમિયાગર કહેતા, અને નાના "જડીબુટ્ટીવાળો" અને જાદુમંતર કરનારો કહેતા.

"એ શું કરે છે?" મેં નાનીમાને પૂછ્યું, પણ તેણે મને તોછડો જવાબ દીધો:

"તારે પંચાત કરવાની જરૂર નથી. મૂંગા રહેવાનું હોય ત્યારે મૂંગો રહેતાં શીખી લે!"

એક દિવસે હું બહુ હિંમત કરીને તેની બારી પાસે ગયો.

"તમે શું કરો છો?" મેં પૂછ્યું. મારા કુતૂહલને છુપાવવાનું મારે માટે મુશ્કેલ બની રહ્યું હતું.

તે ચોંકી ગયો અને ચશ્માં વાટેથી કેટલીય વાર સુધી મને જોતો રહ્યો. પછી તેણે દાઝેલો અને જખમની નિશાનીઓ વાળો હાથ લાંબો કરીને કહ્યું:

"આવ, અંદર આવી જા."

તેણે મને બારણા વાટેથી નહિ પણ બારી વાટેથી અંદર બોલાવ્યો એ હકીકતથી મારા મનમાં તેનો મોભો સારી પેઠે વધી ગયો. તેણે એક પેટી ઉપર બેસી જઈને મને સામે રાખ્યો, પહેલાં એક તરફ અને પછી બીજી તરફ હલાવ્યો, અને આખરે સવાલ કર્યો:

"તું ક્યાંથી આવી ચડયો?"

સવાલ અજબ તો હતો જ કારણ કે રસોડામાં જમવાના ટેબલ ફરતે રોજ ચાર વાર અમે જોડાજોડ બેસતા.

"અહીં જ રહું છું, મારા નાનાનું ઘર છે," મેં જવાબ આપ્યો.

"અરે, હા," કહીને તે પાછો ચુપકીમાં સરી પડયો અને પોતાની એક આંગળીનું નિરીક્ષણ કરવા લાગ્યો.

મને લાગ્યું કે વાતને વધારે સાફ કરી દેવાનું જરૂરી છે.

"હું કાશીરિન નથી, પેશ્કોવ છું."

"પેશ્કોવ?" તેણે ઉચ્ચારમાં ખોટી જગ્યાએ ભાર મૂકીને નામ દોહરાવ્યું. "મઝાની વાત!"

તે મને બાજુએ હડસેલી દેતો ઊભો થઈને પાછો ટેબલ પાસે ગયો.

"ઠીક, બેસ, પણ અવાજ કરતો નહિ."

હું બેસી ગયો અને કેટલીય વાર સુધી તેને નીરખતો રહ્યો. તે ત્રાંબાના કકડાને ચીપિયામાં પકડીને કાનસ વડે ઘસતો ભૂકી બનાવવા લાગ્યો. સોનેરી ભૂકી જરૂર જેટલી બની ગઈ એટલે તેણે નાનકડી ઢગલી કરીને પછી જાડા પવાલામાં નાખી. પછી એક ડબામાંથી નમક જેવી ધોળી ભૂકી થોડીક કાઢીને ત્રાંબાની ભૂકીમાં ભેળવી દીધી અને તેમાં ઘેરું પ્રવાહી થોડુંક રેડ્યું. મિશ્રણમાં સિસકારા થવા લાગ્યા, ધુમાડો નીકળ્યો, અને આકરી ગંધ આવવા લાગી. ગંધથી મને સખત ઉધરસ આવી ગઈ.

"ગંધ ખરાબ છે ને?" કીમિયાગરે જાણે ફુલાતો હોય એમ સવાલ કર્યો.

"હા!"

"વાહ! એ તો સારું, ભાઈ, બહુ સારું!"

હું સમજી ન શક્યો કે તે કેમ ફુલાતો હતો.

"ખરાબ હોય એને સારું ન ગણાવી શકાય!" હું કડક અવાજે બોલ્યો.

"હેં?" તે આંખો મટમટાવતો બોલી ઊઠ્યો. "જો, સાંભળ, એ વાત હંમેશાં સાચી નથી હોતી, ભાઈ! પાંચીકાની રમત ગમે છે?"

"કોડીએ પણ રમાય ને?"

"હા, કોડીએ પણ રમાય."

"ચોક્કસ, બહુ ગમે છે."

"ધાતુ ગાળીને કોડીમાં ભરી દઉં તો ગમે? સરસ મઝાની વજનદાર બની જાય!"

"ગમે."

"તો કોડી લઈ આવ."

તે ફરી મારી નજીક આવ્યો. તેના હાથમાં ધુમાડા કાઢતું પવાલું હતું.

"જો, કોડી ભરી દઉં તો તારે વાયદો કરવો પડશે કે પછી ક્યારેય અહીંયાં નહિ આવે," તેણે એક આંખે મારી સામે જોતાં કહ્યું.

એથી મને બહુ માઠું લાગ્યું.

"આમેય હવે નથી આવવાનો ક્યારેય!" હું વળતો જવાબ દઈને બગીચામાં ચાલ્યો ગયો.

ત્યાં નાના સફરજનનાં ઝાડનાં મૂળિયાં નજીક ખાતર નાખતા હતા. શરદના દિવસો હતા અને પાંદડાં ક્યારનાં ખરવા લાગ્યાં હતાં.

"લે, રાઝબેરીના છોડવા કાતરીને સરખા કરી દે," નાનાએ મારા હાથમાં મોટી કાતર પકડાવતાં કહ્યું.

"'મઝાની વાત' શું બનાવે છે?" મેં પૂછ્યું.

"ખાલી ગરબડગોટાળા કરે છે," તેમણે ખીજે ભરાઈને જવાબ આપ્યો. "ઓરડો બરબાદ કરી નાખે છે, ભોંયપટ બાળી નાખ્યો છે, અને દીવાલની સજાવટના કાગળમાં ડાઘા પાડી દીધા છે, એક જગ્યાએ તો થોડોક ફાડી પણ નાખ્યો છે. એને ઓરડો ખાલી કરવાનું કહી દેવું પડશે."

"બરાબર છે," મેં રાઝબેરીના છોડની સૂકી ડાળ કાતરતાં ટાપસી પૂરી. પરંતુ મને તો વધારે પડતી ઉતાવળ હતી.

સાંજે વરસાદ આવતો હોય અને નાના બહાર ગયા હોય તો નાનીમા રસોડામાં મોજીલી મહેફિલ જમાવતી. તે બધા ભાડૂતોને બોલાવતી, ગાડીવાળાને, ઑર્ડરલીને, અને ખુશાલ જુવાન ઓરતને પણ. ફૂર્તિલી પેત્રોવ્ના ઘણી વાર આવતી. અને "મઝાની વાત" હંમેશાં ભઠ્ઠી નજીક ખૂણામાં નજરે પડતો, મૂંગો અને નિશ્ચલ બેઠો રહેતો. બહેરો ને મૂંગો સ્ત્યોપા પત્તાં કાઢીને તાતાર વાલેઈની જોડે રમત શરૂ કરી દેતો. વાલેઈ સ્ત્યોપાના પહોળા નાક ઉપર ટપલી મારીને કહેતો:

"શયતાન ક્યાંનો!"

પ્યોતરકાકા મોટી ધોળી રોટી અને રાઝબેરીના મુરબ્બાની બરણી લાવતા, રોટીની ચીરીઓ કાપીને ઉપર મુરબ્બાનો જાડો થર લગાવી દેતા, અને પંજામાં ગોઠવીને લંબાવેલા હાથે મહેમાનોની સામે ધરતા.

"મહેરબાની કરીને જેમ જોઈએ તેમ લેતા જાઓ," તે જરાક નમીને કહેતા. કોઈ રોટીની ચીરી લઈ લે એટલે તે ઘેરા વાનનો પંજો તપાસી જોતા અને મુરબ્બાનાં ટીપાં ચોંટેલાં હોય તો ચાટી જતા.

પેત્રોવ્ના ચેરીની મદિરા લાવતી અને ખુશાલ જુવાન ઓરત સૂકો મેવો તથા મીઠાઈ લાવતી. મિજબાની શરૂ થઈ જતી. નાનીમાને એવી રીતે મોજ કરવા કરાવવાનું ગમતું.

હું "મઝાની વાત"ના ઓરડામાં ગયેલો અને તેણે મને ત્યાં ફરી ન જવા લાંચ આપવાની વાત કરેલી ત્યાર પછી થોડા વખતે નાનીમાની એવી મહેફિલ થઈ. શરદનો કંટાળાજનક વરસાદ નિરંતર વરસતો હતો, પવન ફૂંકાતો હતો, ઝાડવાં નિસાસા નાખતાં હતાં અને ડાળીઓ વડે ઘરની દીવાલોને ખોતરતાં હતાં. રસોડામાં હૂંફ અને મોજનું વાતાવરણ ફેલાયેલું હતું. લોકો એકબીજાની નજીક ખેંચાઈ ગયા હતા અને કોણ જાણે કેમ પણ ખાસ ખુશમિજાજમાં અને શાંત

હતા. નાનીમા હંમેશ કરતાં વધારે ઉદારતાથી કહાણીઓ સંભળાવી રહી હતી.

તે ભટ્ઠી ઉપર ચડીને કોરે બેઠી હતી. તેણે પગ પગથિયા ઉપર ટેકવી રાખ્યા હતા અને કાયા નીચે માણસો તરફ નમાવી રાખી હતી. ટિનની નાનકડી બત્તીનું અજવાળું માણસોના ચહેરા ઉપર પડતું હતું. તેને જોશ ચડ્યું હોય ત્યારે તે હંમેશાં ભટ્ઠી ઉપર ચડીને ઊંચે બેસતી.

"મને તો ઊંચે બેસીને વાત કરું તો જ ફાવે, કોણ જાણે કેમ પણ નીચે જોઈને વાત કરવાનું વધારે સહેલું લાગે છે," તે ખુલાસો કરતી.

હું નીચલા પગથિયા ઉપર તેના પગ પાસે અને "મઝાની વાત"ના માથાથી જરાક ઊંચે બેઠો હતો. નાનીમાએ લડવૈયા ઈવાનની અને સંન્યાસી મીરોનની વાર્તાઓ કહી સંભળાવી. માપસર બોલાતા મઝાના સુરીલા બોલનું વહેણ વહેવા લાગ્યું:

એક હતો આદમી, ગોર્ડિયન એનું નામ,
માણસ પાપિયો ને ભૂંડાં એનાં કામ.
મન મેલું ને દિલ પથ્થર જેવું,
નામ દયાનું એને કદી ન લેવું.
સાચનો દુશ્મન, ફાંકો મનમાં,
જાણે છછુંદર, કાળા દરમાં.
કરે નફરત સૌને જેને,
એમાં કડવો બેહદ એને,
શાંતિનો દૂત, પ્રેમનો પૂજારી, મીરોન જોગી,
સત્યને વરેલો, નેક અલબેલો, મીરોન જોગી.
બોલાવ્યો ગોર્ડિયને જંગનો સરદાર,
લડવૈયો બહાદુર, ઈવાન વફાદાર.
"સાબદો થઈને, રવાના થઈ જા,
દે મીરોન બુઢ્ઢાને, તલવારનો ઘા."
વાઢી નાખ ડોકરાને, કાપી નાખ ઘમંડીને,
માથું એનું ઉડાવી દે, બીક નેવે મૂકીને.
ધોળી દાઢી પકડીને, ઉપાડી લેજે,
કરવા મોજ કૂતરાંને, ફગાવી દેજે.
ઈવાન તાબેદાર, ડગલાં ભરે,
અફસોસ ઘણેરો, મનમાં ધરે.

"નથી મરજી મારી, ફરમાન બીજાનું,
કરવું મારે કામ, ધારેલું ખુદાનું."
છુપાવી તલવાર પાટિયાં તળે,
વિનયથી નમતો, જોગી કને.
"સલામ, જઈફ બાબા, કેમ છે?
હશે મહેર ખુદાની, કેમ છે?"
જાણકાર બાબાના, હોઠ મલકે,
વેણમાં એનાં, ડહાપણ છલકે.
"કેમ કરે તું છળ, મને સમજાય ના,
ઈસુ ઉગારનારો, જાણે બધું જગમાં.
ભલાઈ ને બૂરાઈ, એને હસ્તક સારી,
બેશક જાણે જાણે, મેલી મુરાદ તારી.

દિલમાં ઈવાન કેરા, છલકે શરમનું પૂર,
માલિકના કોપની બીકે, ગુમાવે વદનનું નૂર.
કરી મ્યાનથી અળગી, ચમકતી તલવાર,
વીંઝી હામથી હવામાં, કાતિલ એની ધાર.
"દેખાડવી નહોતી આ શમશેર તને,
હતો રાખવો અજાણ, જો મુજથી બને.
પણ જોઈ લીધી તેં, માથું હવે નમાવી દે,
બંદગી છેલ્લી ખુદાની, હોંશે તું કરી લે!
કરે દયાળુ ભલું સૌનું, ભેગું મારું ને તારું,
પછી વાઢું મસ્તક ધોળું, એવું કામ મારું."
જઈફ બાબા, માથું નમાવે,
તરુને છાંયે, શિર ઝુકાવે.
ડાળીઓ લીલી, આપે આશીશ, નીચી નમીને,
જઈફ બાબા આપે શીખ હળવે હસીને.
"ઈવાન, કર તું વિચાર, વાર બહુ લાગે,
કરું જો બંદગી ખુદાની, ભલા સૌના કાજે.
ઢીલ રહેવા દે, કર ખતમ જિંદગી મારી,
પડી જા રસ્તે, કરીને પૂરી ફરજ તારી."

ઈવાન સંકોડે ભવાં, કોપે ભરાઈને,
આપે જવાબ વળતો, છાતી ફુલાવીને:
"ના, કીધું એક વાર, એમ જ થાય,
ભલે બંદગીમાં તારી, વીતી સૈકો જાય."
કરે ફકીર બંદગી, એમાં રાત પડી,
કરે ફકીર બંદગી, વળી સવાર પડી,
કરે ફકીર બંદગી, વળી સાંજ આવી,
ઉનાળો ગયો વીતી, રૂડી વસંત આવી.
વહાણાં વરસોનાં વાયાં, ફકીર બંદગી કરે,
વધીને બનેલા વિશાળ, તરુવરને છાંયે.
સૂર બંદગીના આકાશે રેલાતા જાય,
ચોમેર વન મઝાનાં ઊગતાં જાય.
આજ સુધી એમ, મીરોન બેઠો વનમાં,
વીનવે ખુદાને, થાકે નહિ તનમાં,
નાનાંમોટાં લોક સૌની, વહારે ચડજે,
હસીને કુંવારી માતા, પ્યાર કરજે.
લડવૈયો ઈવાન ઊભો ત્યાં ખબરદાર,
થઈ સડીને ધૂળ, મ્યાન અને તલવાર,
બારીક બખતર ને હથિયાર, કાટી ગયાં,
રૂડા એના સાજ ને શણગાર, ફાટી ગયા.
તાપમાં શેકાય—તોયે ના શેકાય,
જીવડાં એને ખાય—તોયે ના ખાય,
વરુ અડે ના, ભાલુ અડે ના,
હિમનાં તોફાન કે ઠાર અડે ના,
લાચાર બિચારો, ના તસુભર હઠી શકે,
ના બોલી શકે, ના હાથ ઊંચો કરી શકે.
મળી સજા એને, સમજી લો સૌ આજ,
સાંભળ્યો એણે, કો મેલા મનનો સાદ,
ગુલામી બીજાની કરી, દાબીને દિલનો અવાજ.
વહેતું ઝરણું જેમ ભેટે સાગરને,
બંદગી ફકીરની, તેમ પહોંચે ખુદાને,
કાજે આપણ સૌ પાપીઓના ભલાને.

છેક વાર્તાની શરૂઆતમાં જ મારા ધ્યાનમાં આવી ગયેલું કે "મઝાની વાત" બહુ અકળાઈ ગયો છે. તે અજબ રીતે આંચકા મારીને હાથ હલાવતો હતો, વારે વારે ચશ્માં કાઢી નાખતો હતો અને પાછાં આંખે લગાવી દેતો હતો, વાર્તાના વહેણમાં તાલ આપતો હોય એમ હલાવતો હતો, માથું ડોલાવતો હતો, આંખે આંગળીઓ દાબતો હતો, કપાળ અને ગાલ ઉપર વહેતો પસ્સેવો લૂછતો હતો. કોઈ હલે અથવા ઉધરસ ખાય અથવા ભોંયપટ પર પગ ઘસે તો તે તરત અધીરાઈથી સિસકારો કરીને ચુપ રહેવાનો ઈશારો કરતો.

નાનીમાએ વાર્તા પૂરી કરી એટલે તે શોર કરતો ઊભો થઈ ગયો, હાથ હલાવવા લાગ્યો, અને કૂંડાળામાં ચાલતો બબડવા લાગ્યો:

"અદ્‌ભુત વાર્તા છે! ચોક્કસ લખી લેવી જોઈએ! કેટલી સચ્ચાઈ છે એમાં..."

મને સાફ દેખાતું હતું કે તે રડી રહ્યો છે, તેની આંખોમાં આંસુ છલકાઈ ગયાં હતાં અને ગાલ ઉપર થઈને વહેતાં હતાં. બહુ વિચિત્ર અને હૃદયસ્પર્શી દેખાવ હતો. તે રમૂજી રીતે નાનકડા કૂદકા મારતો રસોડામાં દોડતો હતો, ચશ્માં આંખે લગાવવાની કોશિશ કરતો હતો પરંતુ દાંડીઓ કાનની પાછળ ભરાવી નહોતો શકતો. પ્યોતરકાકા હસી પડયા પરંતુ બીજાં સૌ અકળામણમાં ચુપ બેસી રહ્યાં.

"તો ભલે, લખી લે," નાનીમા ઝટ બોલી ઊઠી. "એમાં પાપ ન થાય. મને તો એવી બીજીયે ઘણી વાર્તાઓ આવડે છે."

"ના, ના! આ જ વાર્તા. અસલ રૂસી વાર્તા છે!" આદમી ઉત્તેજિત થઈ જતો બોલી ઊઠયો. એકાએક તે રસોડાની વચ્ચોવચ ઊભો રહી ગયો અને જોરદાર અવાજે બોલવા લાગ્યો. તે ડાબા હાથમાં ચશ્માં પકડી રાખીને જમણો હાથ હલાવતો હતો, ઉશ્કેરાટમાં અને લંબાણથી બોલતો હતો, અને શબ્દો ઉપર ભાર મૂકવા અવાજ ઊંચો કરી દેતો હતો તથા પગ પછાડતો હતો.

"પોતાના અંતરાત્માની કામગીરી બીજા કોઈને સોંપી દેવામાં ખોટું થાય!" તે વારંવાર દોહરાવતો હતો.

અચાનક તેનો અવાજ ભાંગી ગયો, આસપાસના ચહેરાઓ ઉપર નજર નાખીને તે ચુપચાપ અને કસૂરવાર હોય એવી રીતે માથું ઢાળી દઈને ચાલ્યો ગયો. સૌ માણસો હળવું હસતાં બેચેનીમાં એકબીજાની સામે જોવા લાગ્યાં. નાનીમાએ ભઠ્ઠી ઉપર આઘે પડછાયામાં સરકી જતાં ઊંડો નિસાસો નાખ્યો.

"એને શું થઈ ગયું? કોઈ બાબતનો ગુસ્સો આવી ગયો કે શું?" પેત્રોવ્નાએ રાતા જાડા હોઠ ઉપર હાથ ફેરવતાં પૂછ્યું.

"ના," પ્યોતરકાકાએ જવાબ આપ્યો. "એની રીત જ એવી છે."

નાનીમા ભઠ્ઠી ઉપરથી નીચે ઊતરી ગઈ અને સમોવાર ગોઠવવા લાગી.

"ભદ્રલોક બધા એવા જ હોય, તરંગી!" પ્યોતરકાકાએ શાંત અવાજે ઉમેર્યું.

"વાંઢા રહેવાથી એવું જ થાય," વાલેઈએ ટકોર કરી.

સૌ હસી પડયાં. પ્યોતરકાકા બોલ્યા: "એને રોતો જોયો ને? લાડવાની ટેવ પડી ગઈ હોય તો જારનો રોટલો ગળામાં વાગે!"

રસોડામાં મઝા ઓસરી ગઈ. ગમગીન કંટાળો મારા દિલને ડંખવા લાગ્યો. "મઝાની વાત"નું વર્તન જોઈને હું બહુ હેરતમાં પડી ગયો હતો, મને તેની દયા આવતી હતી. તેની આંસુ છલકાતી આંખોની યાદ મારા મનમાંથી ખસતી નહોતી.

તેણે રાત ઘરની બહાર જ ગાળી નાખી, બીજે દિવસે જમવાનું પતી ગયા પછી ઘેર પાછો આવ્યો. તે સાવ શાંત હતો, ઢીલો પડી ગયો હતો, અને ભારે અકળામણ તથા ગૂંચવાડામાં અટવાઈ ગયો હોય એમ લાગતું હતું.

"મેં કાલે બહુ ધમાલ કરી," તેણે કસૂરવાર નાના છોકરાની જેમ નાનીમાને કહ્યું. "તમે ગુસ્સે થયાં છો?"

"ગુસ્સે શું કામ થાઉં?"

"મેં એવો બબડાટ કર્યો એટલે."

"તમે કોઈની લાગણી નથી દુભાવી."

નાનીમા જાણે તેનાથી બીતી હોય એમ મને લાગ્યું. તે "મઝાની વાત"ની સામે નહોતી જોતી અને પોતાના સ્વભાવથી વધારે પડતા ધીમા અવાજે બોલતી હતી.

તે નાનીમાની પાસે ગયો અને સાવ સીધીસાદી રીતે બોલ્યો:

"જુઓ, મને ભયંકર એકલતા લાગે છે. દુનિયામાં મારું કોઈ નથી. અને માણસ કાયમ મૂંગો રહેતો હોય તો પછી ક્યારેક એવી ઘડી આવે જ કે જ્યારે એના મનમાં ઘોળાતું બધું બહાર ફૂટી નીકળે. પછી તો એ પથ્થરોને અને ઝાડવાંને પણ વાત કરવા તૈયાર થઈ જાય..."

"તમે લગન કરી લો તો..." નાનીમાએ તેનાથી આઘે ખસતાં કહ્યું.

"ઓહ!" તે હાથ હલાવતો બોલી ઊઠયો અને ભવાં ચડાવીને બહાર ચાલ્યો ગયો.

નાનીમા ભવાં સંકોડતી તેને જતો જોઈ રહી, પછી બજરનો સડાકો લઈને મારા તરફ ફરી.

"એની પાસે જતો નહિ," તેણે કડક અવાજે કહ્યું, "કોને ખબર કેવો છે!"

પરંતુ હું વળી તેની તરફ ખેંચાયો.

"મને ભયંકર એકલતા લાગે છે" એ શબ્દો બોલતી વેળા તેના ચહેરામાં આવેલું પરિવર્તન મારા ધ્યાનમાં આવી ગયું હતું. એ શબ્દોમાં કશુંક મારી સમજણમાં ઊતરે એવું હતું અને મારા હૈયાને સ્પર્શી ગયું હતું. હું તેને ગોતવા ગયો.

મેં તેના ઓરડાની બારી વાટે અંદર નજર નાખી, ઓરડો ખાલી હતો. અંદર વિચિત્ર અને નકામી વસ્તુઓ, માલિકના જેવી જ વિચિત્ર અને નકામી વસ્તુઓ, વેરવિખેર પડી હતી. હું બગીચામાં ગયો. તે ખાડામાં બળેલી વળી ઉપર કોકડું વળીને બેઠો હતો, તેની કોણીઓ ગોઠણ ઉપર ટેકવેલી હતી અને હાથ ગરદન પાછળ ભીડેલા હતા. વળીની ઉપર માટી છવાયેલી હતી અને તેનો એક છેડો નેતર અને બીજા છોડવાઓથી ઊંચે ક્યાંક અધ્ધર ભરાઈ ગયેલો હતો. ત્યાં બેસવામાં દેખીતી રીતે જ અગવડ લાગે એવું હતું. એ હકીકતને કારણે હું તેની તરફ વધારે ખેંચાયો.

તે ઘુવડ જેવી અણદેખતી આંખો વડે નજર મારી પાર ક્યાંક તાકીને થોડી વાર એમ બેસી રહ્યો, પણ પછી તેણે એકાએક ખીજની છાયાવાળા અવાજે સવાલ કર્યો:

"મારું કામ છે?"

"ના."

"તો પછી શું છે?"

"ખાસ કંઈ નહિ."

તેણે ચશ્માં આંખેથી ઉતારીને રૂમાલ વડે લૂછ્યાં. રૂમાલમાં કાળા અને લાલ ડાઘા હતા.

"આવ, અહીં આવીને બેસ!"

હું તેની પાસે બેસી ગયો એટલે તેણે મને હાથ વીંટાળીને જોરથી દબાવ્યો.

"બેસી રહે! આપણે બેસી રહીશું, મૂંગા મૂંગા, ઠીક ને? આમ... તું હઠીલો લાગે છે, ખરું ને?"

"હા."

"મઝાની વાત!"

અમે કેટલીય વાર સુધી અબોલ બેઠા રહ્યા. જાણે શરમાળ અને શાંત સંધ્યા હતી, પાનખરના છેલ્લા દિવસોની એવી ગમગીન સંધ્યા હતી કે જ્યારે ફૂલ

હર પળે ફિક્કાં પડીને કરમાઈ જતાં હોય, ધરતીમાંથી ઉનાળાની મઝેદાર સોડમ ખતમ થઈ ગઈ હોય અને ભેજની ટાઢી ગંધ નીકળવા લાગી હોય, હવા અજબ રીતે પારદર્શક બની ગઈ હોય, અને કાગડા ગુલાબી ગગનમાં ધસારા કરીને મનમાં પીડાકારી વિચારો પેદા કરતા હોય. ચોમેર એવી ચુપકી અને નીરવતા છવાયેલી હતી કે જરાક સરખોયે અવાજ થાય, પંખીની પાંખ ફફડે અથવા પાંદડું ખરી પડે, તોયે એવો પડઘો ગુંજી ઊઠે કે ચોંકી જવાય અને નજર આસપાસ ફરવા લાગે, પરંતુ પળ વારમાં વળી પાછા અફાટ નીરવતામાં ડૂબી જઈએ.

એવી ઘડીઓમાં આવતા વિચારો વિશેષે નિર્મળ તથા હળવા હોય પરંતુ કરોળિયાની જાળ જેવા બારીક અને પારદર્શક હોય, શબ્દોમાં બંધાય નહિ. તેઓ ખરતા તારાઓની જેમ ઝબકારા કરીને વિલીન થઈ જાય, દિલમાં ગમગીનીના ડામ લગાવી દે, અથવા દિલને પંપાળે, બેચેન બનાવી દે, ઊછળતું કરી દે, અને તેની કાયમી રેખાઓ સ્પષ્ટ અંકિત કરી દે. એવી ઘડીઓમાં ચારિત્ર્યનું ઘડતર થતું હોય છે.

મારા સંગાથીની હૂંફાળી કાયાને લપાઈને હું તેની જોડે સફરજનનાં વૃક્ષોની ડાળીઓની કાળી જાળીની આરપાર રાતા આકાશમાં નજર ફેરવવા લાગ્યો તો લિનેટ પંખીઓ ઊડતાં હતાં, ગોલ્ડફીંચ પંખીઓ રસબસ બીજની તલાશમાં સૂકાં સલગમની ટોચે ચાંચ મારતાં હતાં, રાતી કિનારીઓવાળાં વાંકાંચૂંકાં નીલાં વાદળો ખેતરોની આરપાર સરકતાં હતાં, વાદળોની નીચે કાગડા કબ્રસ્તાનમાં પોતાના માળાઓ તરફ જઈ રહ્યા હતા. એ બધું મઝાનું લાગતું હતું, હું ટેવાયેલો નહોતો એટલા બધા પ્રમાણમાં આત્મીય અને સમજાય એવું લાગતું હતું.

મારો સંગાથી ક્યારેક ઊંડો નિસાસો નાખીને કહેતો:

"કેમ ભાઈ, સરસ છે, નહિ? વાહ! પણ ભેજ તો નથી ને? તને ટાઢ નથી વાતી ને?"

આકાશમાં અંધકાર ફેલાઈ ગયો અને બધું રાતમાં વિલીન થઈ ગયું ત્યારે તેણે કહ્યું:

"ઠીક, આજે આટલું બસ, ચાલ..."

અમે બગીચાને ઝાંપે પહોંચ્યા ત્યારે તે ઊભો રહી ગયો અને બોલ્યો:

"તારી નાનીમા બહુ મઝાની છે. અરે! કેવી દુનિયા છે!"

પછી તેણે આંખો મીચી દીધી અને હોઠ મલકાવીને સાવ ધીમા પણ સાફ અવાજે શબ્દો દોહરાવ્યા:

મળી સજા એને, સમજી લો સૌ આજ,
સાંભળ્યો એણે, કો મેલા મનનો સાદ,
ગુલામી બીજાની કરી, દાબીને દિલનો અવાજ...

"યાદ રાખજે, ભાઈ," તેણે મને અગળ ધકેલતાં શિખામણ આપી. "લખતાં આવડે છે?"

"ના."

"શીખી લે. અને શીખી લીધા પછી તારી નાનીમા સંભળાવે એ બધું લખી લેજે, બહુ જરૂરી છે, ભાઈ..."

ત્યાર પછી અમે મિત્રો બની ગયા. એ દિવસથી મને જ્યારે મન થાય ત્યારે હું "મઝાની વાત"ને મળવા જતો. હું ચીંથરાં ભરેલી પેટી ઉપર બેસતો અને તેને સીસું ઓગાળતો અથવા ત્રાંબું તપાવતો કશી ખલેલ વગર જોતો રહેતો. ધાતુ એકદમ તપી જાય એટલે તે શોભીતા હાથાવાળી હથોડી વડે નાનકડી એરણ ઉપર ટીપીને રકાબીઓ બનાવતો, અને તેમને રેતિયા કાગળ વડે તેમ જ જુદી જુદી જાતની કાનસો વડે ઘસતો. એક કાનસ તો વાળ જેવી બારીક હતી. તે બધું ત્રાંબાના નાજુક ત્રાજવામાં જોખી જોતો. માટીનાં સફેદ વાસણોમાં તરેહવાર પ્રવાહીઓની મેળવણી કરીને ઓરડામાં આકરો ધુમાડો ભરી દેતો. તે જાડા પુસ્તકમાં નજર ફેરવીને ભવાં સંકોડતો, કશુંક બબડતો, અને રાતા હોઠ કરડતો અથવા હળવો નિસાસો નાખીને ગાતો:

"અરે, ગુલાબ સારોનનું..."

"શું બનાવો છો?"

"એક વસ્તુ, ભાઈ..."

"કઈ વસ્તુ?"

"જો, તું સમજે એવી રીતે સમજાવતાં જ મને નહિ આવડે..."

"નાના તો કહેતા હતા કે તમે ઘણું કરીને નકલી પૈસા બનાવતા હશો."

"નાના? હં... એ તો બધો લવારો. ભાઈ, પૈસા બહુ ફિકર કરવાને લાયક વસ્તુ નથી."

"પૈસા વગર રોટી ખરીદી શકાય?"

"ના, ભાઈ, રોટી પૈસા વગર તો ન ખરીદી શકાય, માનવું પડે..."

"જોયું ને? અને માંસ..."

"માંસ પણ નહિ."

તે હળવું હસી પડયો. તેની હસવાની રીત મને ગમી ગઈ. પછી હું જાણે કૂતરાનું બચ્ચું હોઉં એમ તેણે મારા કાન પાછળ હાથ ઘસ્યો.

"તારી જોડે દલીલમાં જીતું એમ નથી, ભાઈ," તેણે કહ્યું. "તું મને દરેક વેળા બરાબરનો દબાવી દે છે. એટલે આપણે હવે વાત જ નહિ કરીએ."

તે ક્યારેક કામ બંધ કરીને બારી પાસે અવતો અને મારી જોડાજોડ બેસી જતો. અમે સફરજનનાં ઝાડવાંનાં ખરતાં પાંદડાં અથવા છાપરા ઉપર તથા આંગણમાં ટપટપ વરસતો વરસાદ નીરખતા રહેતા. આંગણમાં બધે નકામા છોડવેલા ઊગી નીકળ્યા હતા. "મઝાની વાત" બોલતો ઓછું પણ તેની વાતો હંમેશાં મુદ્દાસર લાગતી. ઘણી વાર તે કોઈ વસ્તુ મને બતાવવા કોણી મારીને મારું ધ્યાન દોરતો અને પછી આંખ મિચકારીને તથા નજર ફેંકીને એ વસ્તુ તરફ ઈશારો કરતો.

મને અમારા આંગણમાં કશું ખાસ નજરે નહોતું પડતું, પરંતુ હું જે કંઈ જોતો તે બધું કોણીના એવા ઈશારાથી અને ક્યારેક બોલાતા તેના શબ્દોથી અજબ મહત્ત્વ ધારણ કરી લેતું અને મારી યાદમાં અંકિત થઈ જતું. કોઈ બિલાડી દોડતી આંગણ પાર કરી ગઈ. ખાબોચિયામાં પોતાનું પ્રતિબિંબ જોવા ઊભી રહી ગઈ, અને જાણે પ્રતિબિંબને ફટકો મારવા માગતી હોય એમ તેણે પંજો ઊંચો કર્યો. "મઝાની વાત" હળવા અવાજે બોલ્યો:

"બિલાડાં બહુ મગરૂર અને વહેમીલાં હોય છે."

રાતો-સોનેરી કૂકડો મામાઈ ઊડીને વાડ ઉપર ચડી ગયો, પાંખો ફફડાવવા લાગ્યો, સમતુલા ગુમાવી દેતાં પડતો પડતો રહી ગયો, ગુસ્સે થઈ ગયો, અને ગરદન લંબાવીને ખીજમાં કૂક કૂક કરવા લાગ્યો.

"મોભાદાર છે, સરદાર છે, પણ એને ઝાઝી અક્કલ નથી."

કઢંગો વાલેઈ કીચડમાં ઘરડા ઘોડાની જેમ માર્ગ કરતો હતો, પહોળો ફૂલેલો ચહેરો ઊંચો કરીને આકાશમાં નજર નાખતો હતો, શરદના ફિક્કા સૂર્યનાં કિરણો તેની છાતી ઉપર પડતાં હતાં અને કોટનાં પિત્તળનાં બટનને ચળકાવી દેતાં હતાં. તાતાર ઊભો રહી ગયો અને વાંકી આંગળીઓ બટન ઉપર ફેરવવા લાગ્યો.

"જાણે કેમ છાતીએ ચાંદ લટકાવેલો હોય!"

થોડા વખતમાં મને ખ્યાલ આવી ગયો કે "મઝાની વાત" તરફની મારી લાગણી બહુ ઊંડી થઈ ગઈ છે. મારી તમામ ખુશીઓ અને ગમગીનીઓમાં તેણે અગત્યનું સ્થાન ધારણ કરી લીધું. તેનો સ્વભાવ ચુપ રહેવાનો હતો, પરંતુ

મારા મનમાં ઘોળાતી વાત હું કહી દેતો હોઉં ત્યારે તે મને કદી અટકાવતો નહિ. એથી ઊલટું, નાના મને હંમેશાં અધવચ્ચે ટપારતા:

"હવે લવારો બંધ કર, વાતોડિયા!"

નાનીમાના મનમાં પોતાના જ વિચારો એટલા બધા ઘોળાતા રહેતા કે બીજા કોઈના વિચારો તેના ધ્યાનમાં જ ન આવતા.

પરંતુ "મઝાની વાત" મારું કહેવાનું ધ્યાનથી સાંભળતો બને ઘણી વાર હસીને બોલતો:

"પણ એ તો ખરું નથી, ભાઈ, તેં જોડી કાઢ્યું છે!"

તે હંમેશાં સમુચિત અને વેળાસરની ટકોરો કરતો, જાણે કેમ સમજતો હોય કે મારા દિલમાં અને મનમાં શું ચાલી રહ્યું છે, શબ્દો મારા હોઠેથી નીકળે તે પહેલાં જ કળી જતો હોય કે તેમાં ખોટું અને નકામું શું છે, અને કળી લઈને હેતથી બોલાતા ત્રણ સાફ શબ્દો વડે તેને ઉડાવી દેતો હોય:

"તું ખોટું બોલે છે, ભાઈ."

ક્યારેક હું ઇરાદાપૂર્વક તેની જાદુઈ શક્તિઓની કસોટી કરતો અને વાતો જોડી કાઢીને હકીકતો તરીકે રજૂ કરતો. પરંતુ તે માત્ર એક જ મિનિટ સાંભળતો રહીને અનિવાર્ય રીતે માથું ધુણાવતો અને કહેતો:

"તું ખોટું બોલે છે, ભાઈ."

"તમને કેવી રીતે ખબર પડી?"

"અરે, મને ખબર પડી જાય છે!"

નાનીમા સેન્નાયા ચોકમાં પંપમાંથી પાણી ભરવા જાય ત્યારે મને ઘણી વાર ભેગો લઈ જતી. એક વાર અમે જોયું કે શહેરના પાંચ માણસો કોઈ ગામડિયાને મારતા હતા. તેને ભોંયે પટકીને કૂતરાંની જેમ તેની ઉપર તૂટી પડ્યા હતા. નાનીમાએ કાવડમાંથી બાલટીઓ કાઢી નાખીને લાકડી છૂટી કરી લીધી અને તેને વીંઝીને શહેરવાસીઓની તરફ ધસી જતાં ઘાંટો પાડીને મને કહ્યું:

"ભાગી જા!"

પરંતુ હું ગભરાઈ ગયો હતો અને તેની પાછળ પાછળ દોડ્યો. મેં દુશ્મનોની ઉપર પથરા ફેંકવાનું શરૂ કરી દીધું અને નાનીમા બહાદુરીથી તેમને લાકડી ઘોંકવા અને માથે તથા ખભા ઉપર ફટકારવા લાગી. બીજા લોકો પણ ધાંધલમાં ભળી ગયા અને શહેરવાસીઓને નસાડી મૂકવામાં આવ્યા. ગામડિયાનો એકદમ પીંખાઈ ગયેલો ચહેરો નાનીમા ધોવા લાગી. આદમી ચિરાઈ ગયેલા નસકોરા ઉપર ગંદી આંગળીઓ દબાવતો હતો, ઉધરસ ખાતો હતો, અને રાગડા તાણતો હતો. તેની આંગળીઓ વચ્ચેથી ધસી આવતું લોહી નાનીમાના મોં તથા છાતી ઉપર

પડતું હતું. એ દૃશ્ય યાદ આવતાં મને આજે છૂણ કંપારી છૂટે છે. નાનીમા પણ રાગડા તાણતી હતી અને પગથી માથા સુધી ધ્રૂજતી હતી.

હું ઘેર પહોંચતાં જ "મઝાની વાત" પાસે દોડી ગયો અને તેને બનાવ વિશે બધું કહેવા લાગ્યો. તે કામ બંધ કરીને મારી સામે ઊભો રહી ગયો. તેણે હાથમાં પકડેલી લાંબી કાનસ તલવારની જેમ ઊંચી કરેલી હતી. તેણે ચશ્માં નીચેથી કરડી નજર એકધારી મારી ઉપર ઠેરવી રાખી અને પછી વચમાં બોલી ઊઠતાં અસાધારણ ભાર મૂકીને કહ્યું:

"સરસ! બરાબર એમ જ બનેલું! બહુ સરસ!"

હું જોયેલા બનાવથી એટલો બધો ઉત્તેજિત થઈ ગયેલો કે તેણે શું કહ્યું તેના કશા ખ્યાલ વગર જ આગળ બોલતો રહ્યો, પરંતુ તે મારી કાયા ફરતે હાથ વીંટાળીને ઓરડામાં આંટા મારવા લાગ્યો.

"બસ, હવે રહેવા દે," તેણે શિખામણ આપતાં કહ્યું. "તારે કહેવાનું હતું એટલું બધુંયે તેં કહી દીધું છે, સમજ્યો ને? બસ!"

હું બોલતો બંધ થઈ ગયો. પહેલાં તો મને માઠું લાગ્યું, પરંતુ પછી મને સમજાણ પડી કે તેણે મને બરાબર વખતસર અટકાવી દીધો હતો, હકીકતમાં મેં આખી વાત કહી દીધી હતી. એવો ખ્યાલ આવતાં હું હેરતમાં ગરકાવ થઈ ગયો.

"એવી બાબતો મનમાં ઘોળાવા ન દેવી," તેણે કહ્યું. "ભૂલી જવાની કોશિશ કર!"

તે ક્યારેક મને સાવ અણધારી જ એવી વાતો કહી દેતો કે જે મને આખી જિંદગી યાદ રહી છે. એક વાર મેં તેને મારા દુશ્મન ક્લ્યૂશ્નિકોવની વાત કરી. નોવાયા માર્ગના લડાઈખોર છોકરાઓમાંનો એક ક્લ્યૂશ્નિકોવ મને હરાવી નહોતો શકતો અને હુંયે તેને હરાવી નહોતો શકતો. "મઝાની વાત" મારી પરેશાનીની કથની સાંભળતો રહ્યો અને પછી બોલ્યો:

"આમાં તો ઢંગધડો નથી જરાય! એવી તાકાત બિલકુલ તાકાત ગણાય જ નહિ! ખરી તાકાત તો હાથપગ હલાવવાના વેગમાં હોય છે, જેમ વેગ વધારે એમ તાકાત વધારે, સમજ્યો ને?"

બીજે રવિવારે મેં મુક્કા વધારે વેગે ઝીંકવાની રીત અજમાવી જોઈ અને ક્લ્યૂશ્નિકોવને સહેલાઈથી ધૂળ ચાટતો કરી દીધો. એથી "મઝાની વાત"ના શબ્દોનું મૂલ્ય મારી નજરમાં અગાઉ કરતાં ઘણું વધી ગયું.

"તારે શીખી લેવાનું છે કે દરેક વસ્તુને બરાબર કેવી રીતે પકડી લેવી, સમજ્યો ને? અને એ કામ બહુ મુશ્કેલ છે, વસ્તુને બરાબર પકડી લેવાનું."

તેની વાતનો મતલબ મને સમજાયો નહિ, પરંતુ એ અને એવા બીજા શબ્દો મને યાદ રહી જતા, એ કારણે યાદ રહી જતા કે શબ્દોના સાદા રૂપમાં કશુંક ખીજ ચડે એવું ભેદી સમાયેલું રહેતું. પથરો કે રોટીનો કકડો કે પ્યાલો કે હથોડો બરાબર પકડી લેવામાં મુશ્કેલ શું હોય?

અમારા ઘરમાં "મઝાની વાત" તરફનો અણગમો રોજરોજ વધતો ગયો. ખુશાલ જુવાન બાઈનો મિલનસાર બિલાડો પણ જેવી રીતે બીજા લોકોના ગોઠણ પર ચડી જતો એવી રીતે તેના ગોઠણ પર ન ચડતો અને તેના હેતાળ સાદના જવાબમાં નજીક ન આવતો. હું એ કારણસર બિલાડાને મારતો અને તેના કાન ખેંચતો, "મઝાની વાત"થી ન ડરવાનું તેને સમજાવવાની કોશિશ કરતી વેળા લગભગ રડી પડતો.

"મઝાની વાત" મને સમજાવીને કહેતો:

"મારાં કપડાંમાંથી ઍસિડની ગંધ આવે છે એટલે બિલાડો મારી નજીક નથી આવતો."

પરંતુ મને ખબર હતી કે નાનીમા સમેત બીજાં સૌ જુદું જ કારણ બતાવતાં. તેમને "મઝાની વાત" ઉપર ખાર જેવું હતું, અને મને એવું વલણ ખોટું લાગતું, એથી દુખ થતું.

"તું કાયમ એની ભેગો કેમ રહે છે?" નાનીમાએ ખીજમાં સવાલ કર્યો. "ધ્યાન રાખજે, નહિતર તને કોણ જાણે શું શું શીખવી દેશે!"

"હું "મઝાની વાત" પાસે ગયેલો એવી ખબર રાતા માથાવાળા અને ખિસકોલી જેવા નાનાને પડે ત્યારે દરેક વેળા તે મને નિર્દયતાથી મારતા. હું "મઝાની વાત"ને સ્વાભાવિક રીતે જ ન કહેતો કે તેને મળવાની મને મનાઈ કરી દેવામાં આવી છે, પરંતુ હું નિખાલસતાથી તેને જણાવી દેતો કે ઘરનાં બધાં માણસો તેને વિશે શું ધારે છે.

"નાનીમાને તમારી બીક લાગે છે, એનું કહેવું છે કે તમે જાદુમંતર કરો છો. નાના પણ એમ જ ધારે છે, કહે છે કે તમે ભગવાનના દુશ્મન છો અને તમારી જોડે કોઈ જાતનો સંબંધ રાખવામાં લોકો માટે જોખમ છે..."

જાણે માખી ઉડાડતો હોય એમ તેણે માથાને આંચકો માર્યો. તેના ફિક્કા ચહેરામાં રતાશ આણી દેતો મલકાટ જોઈને મારું દિલ સંકોડાઈ ગયું અને મને તમ્મર આવી ગયાં.

"એ બધું તો સાફ દેખાય છે, ભાઈ," તે શાંત અવાજે બોલ્યો. "બહુ ખરાબ, ખરું ને? હેં?"

"હા."

"બહુ ખરાબ, ભાઈ,"

આખરે એ લોકોએ તેને કાઢી મૂક્યો.

એક દિવસે સવારે નાસ્તો પતી ગયા પછી મેં જઈને જોયું તો તે ભોંયપટ પર બેસીને પોતાની ચીજવસ્તુઓ પેટીમાં ભરતો હતો અને સારોનના ગુલાબનું ગીત ધીમા અવાજે ગણગણતો હતો.

"ઠીક ત્યારે, ભાઈ, આવજે! હું તો જાઉં છું!"

"કેમ?"

તે જવાબ આપતાં પહેલાં થોડી વાર મને એકીટસે તાકતો રહ્યો.

"ખબર નથી? આ ઓરડાની જરૂર પડી છે, તારી મા સારુ."

"કોણે કીધું?"

"તારા નાનાએ."

"ખોટું બોલે છે."

તેણે મને નજીક ખેંચી લીધો, અને હું તેને અડીને બેસી ગયો ત્યારે શાંત અવાજે કહ્યું:

"ગુસ્સે થતો નહિ! મને લાગ્યું કે તને ખબર છે પણ તું કંઈ બોલતો નથી, ભાઈ, અને એ વાત મને ગમી નહિ."

કોણ જાણે કેમ પણ મને માઠું લાગ્યું અને ચીડ ચડી.

"સાંભળ, યાદ છે, મેં તને મારી પાસે ન આવવાનું કહેલું?" તે મોં મલકાવતો અને જાણે હોઠ જ ફફડાવતો હોય એમ સાવ ધીમા અવાજે બોલ્યો.

મેં માથું હલાવીને હા પાડી.

"એ વખતે તને માઠું લાગેલું, નહિ?"

"હા."

"મારો ઈરાદો તને માઠું લગાડવાનો નહોતો, પણ મને ખબર હતી કે તું મારી જોડે હળવામળવાનું શરૂ કરી દઈશ તો એ લોકો તને ધખવાના, નહિ? એમ જ થયેલું ને? હવે તું સમજ્યો ને કે મેં એમ કેમ કહેલું?"

તે જાણે મારી જ ઉંમરનો હોય એવી રીતે બોલતો હતો, અને તેનાં વેણ સાંભળીને મને મનમાં બહુ સુખની લાગણી થઈ. તેણે કહેલી વાત હું જાણે લાંબા વખતથી જાણતો હોઉં એમ મને લાગ્યું. અને મેં એમ જ કહ્યું:

"મને તો બહુ પહેલેથી જ એની ખબર હતી."

"સરસ. ઠીક ત્યારે, વાત એમ છે, ભાઈ! ભલે, એમ જ, પારેવડા..."

મને દિલમાં અસહ્ય પીડા થઈ.

"તમે કેમ કોઈને ગમતા નથી?"

તેણે મને જોરથી દબાવ્યો અને આંખો ઝડપથી મટમટાવતાં જવાબ આપ્યો:

"કેમ કે હું એ લોકોના જેવો નથી, સમજ્યો ને? આખો મુદ્દો એ જ છે. હું એ લોકોના જેવો નથી!"

મેં તેની બાંય ખેંચી. મને સમજાતું જ નહોતું કે શું કહેવું.

"ગુસ્સે થતો નહિ," તેણે કહ્યું, અને પછી મારા કાનમાં હોઠ ફફડાવ્યા, "અને રડતો પણ નહિ!.."

પરંતુ તેનાં ચશ્માંમાં ઝાંય વળી ગઈ હતી અને નીચેથી આંસુની ધારાઓ ગાલ ઉપર વહેતી હતી.

અમે અમારી ટેવ મુજબ કેટલીય વાર સુધી અબોલ બેઠા રહ્યા. વચમાં ક્યારેક ક્યારેક એકબે શબ્દોની આપલે કરી લેતા.

સાંજે હેતથી સૌની વિદાય લઈને અને મને વહાલથી ભેટીને તે ચાલ્યો ગયો. હું દરવાજામાંથી બહાર સરકી ગયો અને તેને જતો જોઈ રહ્યો. તે ગાડામાં ટોચે બેઠો હતો અને પૈડાં રસ્તે જામી ગયેલા ચીલાઓમાં ખાબકે ત્યારે ડોલંડોલ થઈ જતો હતો. તે રવાના થઈ ગયો કે તરત નાનીમા ગંદો ઓરડો સાફ કરવામાં મશગૂલ થઈ ગઈ. હું જાણીજોઈને એક ખૂણેથી બીજે ખૂણે દોડી જતો તેને આડો આવતો.

"બહાર નીકળ!" તે મારી જોડે અથડાઈ જતી બોલી ઊઠી.

"એને કાઢી કેમ મૂક્યો?"

"નાને મોઢે મોટી વાત!"

"તમે બધાંય મૂરખ છો!" મેં કહ્યું.

તેણે મને ભીના ચીંથરા વડે ઝૂડતાં બરાડો પાડયો:

"તારું ભેજું ખસી ગયું છે, ડાગળી છટકી ગઈ છે!"

"બધાંય મૂરખ છે, એક તમારા સિવાય," મેં ભૂલ સુધારી લીધી, પરંતુ એથી તેની ખીજ ઓછી ન થઈ.

"સારું થયું, ભગવાનની દયા કે ગયો આખર!" નાના વાળુ કરતી વેળા બોલ્યા. "એ નજરે પડે ત્યારે મને જાણે દિલમાં છરી ભોંકાતી હોય એમ લાગતું. એને કાઢી મૂક્યા વગર છૂટકો જ નહોતો."

મેં ખીજમાં ને ખીજમાં ચમચો તોડી નાખ્યો, અને તેની છાજતી સજા મને થઈ.

પોતાના વતનના દેશમાં જ પરાયા જેવા બની રહેતા લોકોની, દેશના બહેતર ઈન્સાનોની, અંતહીન હરોળના પહેલા આદમી જોડેની મારી દોસ્તી એવી રીતે પૂરી થઈ...

# ૯

હું મારા બાળપણની સરખામણી એવા મધપૂડા જોડે કરી શકું કે જેમાં તરેહવાર સામાન્ય અને સાધારણ લોકો જીવન વિશે પોતાના જ્ઞાન અને વિચારોનું મધ ભરી દેતા, જેનાથી જેવી રીતે બને એવી રીતે સૌ મારી હસ્તીને વધારે સમૃદ્ધ બનાવતા. ઘણી વાર મધ મેલું અને કડવું હોય, પરંતુ જ્ઞાન હોવાથી મધ તો હતું જ.

"મઝાની વાત"ની રવાનગી પછી મને પ્યોતરકાકા જોડે દોસ્તી થઈ. તે એટલી બાબતમાં નાનાને મળતા આવતા હતા કે પાતળા અને એકદમ સ્વચ્છ અને કરડા હતા, પરંતુ તેમની ઊંચાઈ ઓછી હતી અને કદ પણ સરખામણીમાં નાનું હતું. તેમને જોઈને મને એવા નાના છોકરાનો ખ્યાલ આવી જતો કે જેણે ખાલી ગમ્મતને ખાતર બુઢ્ઢા આદમીનાં કપડાં પહેરી લીધાં હોય. તેમનો ચહેરો ચામડાની બારીક પટ્ટીઓ વડે ગૂંથેલા પાંજરા જેવા હતો, તેમાંથી બે નાનકડાં પંખી જેવી તેમની ખુશખુશાલ આંખો ટમટમતી રહેતી. તેમના ધોળા વાળ વાંકડિયા હતા અને દાઢી ગૂંછળિયાળી હતી. તે હોકલી પીતા, તેમાંથી વાળના જેવા જ રંગનો ધુમાડો નીકળતો અને તેમની આસપાસ ધુમાડાનાં કૂંડાળાં રચાઈ જતાં. તેમની વિલક્ષણ વાણીનાં પણ એવી જ રીતે કૂંડાળાં રચાતાં. તે ગૂંજન જેવા અવાજે બોલતા, અવાજ માયાળુ લાગતો, પરંતુ જાણે લોકોની ઠેકડી ઉડાડતા હોય એવી છાપ મારા મનમાં હંમેશાં પડતી.

"મારી માલિકણ ઠકરાણીનું નામ તાત્યાન હતું અને એના બાપનું નામ આલેક્સેઈ હતું. શરૂઆતમાં એણે કીધું કે 'તારે લુહારનું કામ કરવાનું છે.' પણ પછી થોડા વખતમાં હુકમ છોડયો કે 'તારે માળીને મદદ કરવાની છે!' એમાં મને તો જરાય વાંધો નહોતો, પણ કહેવાય છે ને કે આ કરો ને પેલું કરો એમાં તો કામ વણસી જાય! એમાં મેળ બેઠો નહિ એટલે એણે કીધું કે 'પેત્રૂશકા, માછલાં પકડવામાં હાથ અજમાવી જો!' મને તો વાંધો હતો જ નહિ એટલે મેં માછલાં પકડવાનું શરૂ કરી દીધું, પણ એમાં જરાક મન લાગ્યું ત્યાં તો માછલાંને સલામ, મને ગાડાવાળાનું કામ કરવા શહેરમાં મોકલી દીધો. એટલે હું ગાડાવાળો બની ગયો, અને કોણ જાણે કેવાં બીજાં કામ કર્યાં હોત, પણ એ જ વખતે ખેતગુલામોને છૂટા કરી દેવાનો કાયદો થયો અને હું મારી ઘોડી ભેગો જ રહી ગયો. એ દિવસથી આજની ઘડી સુધી ઠકરાણીને બદલે ઘોડીને પગલે પગલે ચાલતો રહું છું."

ઘોડી ઘરડી અને ધોળી હતી, અને નશામાં ચકચૂર કોઈ રંગારાએ કેટલાય

રંગવાળી પીંછી એની ઉપર ફેરવવાનું શરૂ કરીને પછી કામ પૂરું ન કર્યું હોય એવી દેખાતી હતી. તેના પગ જાણે બધાય સાંધા ઢીલા પડી ગયા હોય એવા હતા, પડળ બાઝી ગયેલી આંખોવાળું માથું ગરદનેથી ગમગીન રીતે લટકી રહ્યું હતું, તંગ સ્નાયુઓ અને ઢીલી ખાલ વડે ગરદન માથાને કાયા સાથે માંડ માંડ જોડી રાખતી હતી. પ્યોતરકાકા ઘોડીની જોડે એકદમ આદરભર્યું વર્તન રાખતા, તેને તાનકા કહીને બોલાવતા અને કદી મારતા નહિ.

"તેં જનાવરનું આવું ખ્રિસ્તી નામ કેમ પાડ્યું?" એક વાર નાનાએ તેને પૂછ્યું.

"વસીલી વસીલ્યેવિચ જેવું નથી, બિલકુલ નહિ," તેણે જવાબ દીધો. "તાનકા કંઈ ખ્રિસ્તી નામ નથી, ખ્રિસ્તી નામ તો તાત્યાના હોય."

પ્યોતરકારા પાછા ભણેલા પણ હતા અને ધર્મકથાઓ બરાબર જાણતા. તે અને નાના હંમેશાં દલીલો કરતા રહેતા કે બધાય સંતોમાં સૌથી વધારે સંત જેવો કોણ ગણાય. બાઈબલમાં આવતા પાપીઓની બાબતમાં તેઓ એકમેકને આંટી દે એવા કડક ચુકાદા આપી દેતા, અને આબ્સાલોમને બીજા સૌથી વધારે વખોડી કાઢતા. ક્યારેક તેઓ વિશુદ્ધ વ્યાકરણની દલીલો કરવા લાગતા. નાના કહેતા "ઘાતકીપણું", "ગેરકાનૂનીપણું", "મૂરખપણું", અને પ્યોતરકાકા દલીલ કરતા કે "ઘાતકીવેડા", "ગેરકાનૂનીવેડા", અને "મૂરખવેડા" કહેવાય.

"તારી એક રીત છે ને મારી બીજી!" નાનાનું મોં લાલચોળ થઈ જતું અને તે બરાડા પાડતા. "કૂવામાં પડે તારા 'વેડા'!"

પરંતુ પ્યોતરકાકા જરાય બેચેની વગર બેઠા રહેતા, હોકલીના ધુમાડાનાં કૂંડાળાં તેમના માથા નજીક રચાતાં રહેતાં.

"અને તમારું 'પણું' કઈ રીતે બહેતર છે?" તે સૂર લંબાવીને ખારથી બોલતા. "ભગવાનની નજરમાં જરાય બહેતર નથી. ભગવાન તમારી પ્રાર્થનાઓ સાંભળતી વેળા વિચારમાં પડી જતો હશે કે 'પ્રાર્થના છે તો બહુ લાંબી પણ કોડીનીયે કિંમતની નથી!'"

"આલેક્સેઈ, તું અહીંથી જતો રહે!" નાના બરાડો પાડીને મને કહેતા. તેમની લીલી આંખો ઝબકારા મારવા લાગતી.

પ્યોતરકાકાને વ્યવસ્થા અને સાફસફાઈ બહુ ગમતી. આંગણમાંથી નીકળે ત્યારે સાંઠીકડાં અને હાડકાં અને છોડિયાંને પાટુ મારીને આઘાં ખસેડી દેતા અને નાખુશીમાં બબડતા:

"કશા કામનું નહિ આ બધું, ખાલી આડું આવે."

તે બહુ બોલકા હતા અને જાણે ભલા તથા ખુશાલ હોય એવી છાપ પેદા કરતા. પરંતુ ક્યારેક ક્યારેક તેમની આંખોમાં પડળ બાઝી જતાં અને જાણે મડદાની જેમ તાકતી હોય એવી લાગતી. તે કોઈ અંધારા ખૂણામાં ઉદાસ અને ભત્રીજાની જેમ મૂંગા બેઠેલા અનેક વાર નજરે પડતા.

"પ્યોતરકાકા, શું થયું?"

"જતો રહે," તે બોદા અને કરડા અવાજે જવાબ દેતા.

અમારા લત્તાના એક મકાનમાં કોઈ અમીર રહેવા આવેલો. તેને કપાળમાં ગાંઠ હતી અને બહુ વિચિત્ર ટેવ હતી. તે તહેવારના દિવસે બારી પાસે બેસીને કૂતરાં, બિલાડાં, મરઘાં, કાગડા, અને કોઈ રાહદારી ન ગમે તો તેને પણ તાકીને બંદૂકના ધડાકા કરતો રહેતો. એક વાર તેની બંદૂકમાંથી છૂટેલા છરા "મઝાની વાત"ને વાગ્યા. ચામડાનો કોટ વીંધાયો નહિ અને થોડાક છરા તેના ખીસામાં ભરાઈ ગયા. મને યાદ છે કે "મઝાની વાત" છરા ખીસામાંથી હાથમાં લઈને તપાસવા લાગ્યો હતો. નાનાએ તેને ફરિયાદ નોંધાવવાની સલાહ આપી પરંતુ તેણે છરા રસોડાના ખૂણામાં ફગાવી દેતાં કહ્યું:

"એવી તકલીફને લાયક નથી!"

બીજી એક વાર નિશાનબાજની બંદૂકમાંથી છૂટેલા છરા નાનાને પગમાં વાગ્યા. નાનાને ઝાળ ચડી ગઈ. તેમણે ફરિયાદ નોંધાવી અને સાક્ષીઓ ભેગા કરવાનું શરૂ કરી દીધું. પરંતુ પેલો અમીર એકાએક ગાયબ થઈ ગયો.

રસ્તે બંદૂકનો ધડાકો સંભળાય ત્યારે પ્યોતરકાકા પહોળી કિનારવાળી અને ઝાંખી પડી ગયેલી રવિવારી ટોપી ઝટપટ માથે મૂકીને દરવાજામાંથી બહાર ધસી જતા, બહાર પગથી પર પહોંચી જાય એટલે હાથને કોટના છેડાઓની પાછળ કૂકડાની દુમની જેમ ગોઠવી દેતા, પેટ ફુલાવી દેતા, અને નિશાનબાજની બારી પાસેથી ભારેખમ ડગલે પસાર થતા. પહેલા આંટામાં કંઈ ન બને તો બીજો અને પછી ત્રીજો આંટો મારતા. અમારા ઘરનાં બધાં માણસો તમાશો જોવા દરવાજે ભેગાં થઈ જતાં. લશ્કરી આદમી અને તેની ઊજળા વાળવાળી પત્ની બારીએથી ડોકાઈને નજર નાખતાં. બેતલેંગના ઘરનાં માણસો પણ આંગણમાં એકઠાં થઈ જતાં. ખાલી ઓવ્સ્યાન્નીકોવનું રાખોડી મકાન જેમનું તેમ ચેતના વગરનું રહેતું.

ક્યારેક પ્યોતરકાકાની બધી મહેનત એળે જતી, શિકારી એવા શિકારને ધ્યાનમાં લેવા લાયક ગણવાનો ઇનકાર કરી દેતો. પરંતુ ક્યારેક બેનાળી બંદૂક ગરજી ઊઠતી:

"ધૂમધડામ! ધૂમધડામ!"

પ્યોતરકાકા ડગલાંનો વેગ જરાય વધાર્યા વગર અમારી પાસે આવતા અને ભારે સંતોષની લાગણીથી જાહેર કરતા:

"છરા કોટના છેડાઓમાં વાગ્યા છે."

એક દિવસ તેને છરા ગરદન અને ખભામાં વાગ્યા.

"એવા જંગલીને જાણીજોઈને કેમ ચડાવે છે?" નાનીમાએ બારીક છરા સોય વડે કાઢી નાખતાં સવાલ કર્યો. "ક્યારેક તારી આંખો વીંધી નાખશે!"

"ના રે ના, આકુલીના ઈવાનોવ્ના!" પ્યોતરકાકાએ જવાબ આપ્યો. તેમના અવાજમાં ફિટકાર વરતાતો હતો. "એને નિશાન લેતાં આવડતું જ નથી!"

"તો શું એને રાજી કરવો છે તારે?"

"રાજી? હું તો અમીરને ચીડવવા આમ કરું છું!"

છરા હાથમાં લઈને તપાસી જોતાં તેમણે ઉમેર્યું:

"નિશાન લેતાં આવડતું જ નથી. ઠકરાણી તાત્યાન આલેક્સેયેવ્નાની શાદી થયેલી એક વાર, થોડા વખતની શાદી, એ તો નોકર બદલાવે એમ ધણી બદલાવતી, તો એક વાર એની શાદી થયેલી, મામોન્ત ઈલ્યીચ નામે લશ્કરી આદમી હતો. એ હતો ખરો નિશાનબાજ! ભોળિયા ઈગ્નાશ્કાને આઘો ઊભો રાખે, સમજો કે લગભગ ચાળીસ ડગલાં આઘો, પછી એના પટ્ટામાં બાટલી એવી રીતે બાંધે કે બે પગ વચ્ચે લટકતી રહે, ઈગ્નાશ્કા પગ પહોળા કરીને ઊભો રહે અને ભોળિયો તો હતો જ તે એમ દાંત કાઢે. પછી મામોન્ત ઈલ્યીચ નિશાન તાકે, અને ધડામધૂમ! ગોળી બરાબર બાટલીને જ વાગે. ખાલી એક વાર ઈગ્નાશ્કાને બગાઈ કે બીજું કોઈ જીવડું કરડ્યું હશે તે છોકરો હલી ગયો, ગોળી ગોઠણમાં વાગી, સીધી હાડકામાં ઊતરી ગઈ. તરત ડાકટરને બોલાવ્યો અને આંખના પલકારામાં પગ કાપી નાખ્યો, એમ જ! પગને દાટી દીધો પછી..."

"અને ભોળિયાનું શું થયું?"

"કંઈ નહિ, થવાનું શું હતું! ભોળા માણસને હાથપગની જરૂર ન હોય, ભોળપણના આધારે જ જિંદગી ચાલે એની. ભોળાને સૌ મદદ કરે, એવાં માણસો કોઈનું કંઈ બગાડે નહિ, કહેવાય છે ને કે અક્કલ વગરના આદમીથી કોઈને માઠું લાગે જ નહિ..."

વાત સાંભળીને નાનીમાને કશી નવાઈ ન લાગી, એને તો એવી કોડીબંધ વાતોની ખબર હતી, પણ હું તો જાણે થથરી ગયો.

"અમીર કોઈ માણસને જાનથી મારી નાખે?"

"કેમ નહિ? મારી નાખે, ચોક્કસ. ક્યારેક તો અમીરો એકબીજાને મારી નાખતા હોય છે. એક વાર કોઈ ભાલાવાળો તાત્યાન આલેક્સેયેવ્નાને મળવા આવેલો. એને મામોન્ત જોડે કજિયો થઈ ગયો. બેઉ જણ પિસ્તોલ હાથમાં ઉપાડી લઈને બાગમાં ગયા અને ત્યાં તળાવ નજીક કેડીએ ભાલાવાળાએ મામોન્તને ઠેકાણે પાડી દીધો, ધડામધૂમ! ગોળી સીધી કલેજાને વીંધીને આરપાર નીકળી ગઈ. પછી મામોન્ત કબ્રસ્તાનમાં ગયો અને ભાલાવાળો કોકેસસ ચાલ્યો ગયો, કિસ્સો એમ ખતમ થઈ ગયો! જોયું ને? એ લોકો ખુદ પોતાને જ મારી નાખે. ખેડૂતો અને એવા માણસોની તો વાત જ રહેવા દેવાની! મરજી પડે એટલાને મારી નાખે! ખાસ કરીને તો આજકાલ, હવે અમીરોની માલિકીના નથી રહ્યા એટલે. અગાઉ જરાક ધ્યાન રાખતા, આખર તો ખેડૂત અમીરની માલિકીની ચીજ જેવો જ હતો ને!"

"એ વખતેય બહુ ઝાઝી ફિકર નહોતા કરતા," નાનીમા બોલી.

"ખરું કહ્યું," પ્યોતરકાકાએ વાત માની લીધી, "માલિકીની ચીજ તો ખરી, પણ સાવ સસ્તી."

તે મારી જોડે હંમેશાં હેતાળ વર્તન કરતા, વાત કરતી વેળા મોટેરાંની સરખામણીમાં મને વધારે માયામમતા દાખવતા, નજર નીચે ઢાળી દીધા વગર બોલતા, પરંતુ તેમની બાબતમાં કશુંક મને ન ગમતું. તે પોતાને ભાવતો મુરબ્બો અમને ખવડાવે ત્યારે મારી રોટીમાં બીજાના કરતાં જાડો થર લગાવી દેતા, શહેરમાં જાય ત્યારે મારે માટે તીખાંમીઠાં બિસ્કિટ અને શિંગ લઈ આવતા, અને મારી જોડે હંમેશાં શાંતિથી અને ઠાવકાઈથી વાત કરતા.

"બોલ, મોટો થઈને શું કરવાનો છે, ભલા ભાઈ? સિપાહી બનવું છે કે કારકુન?"

"સિપાહી."

"સરસ. ફાવશે. આજકાલ સિપાહી બનવાનું બહુ અઘરું નથી. પાદરીઓનું કામ પણ આસાન, ખાલી ભટકતા રહેવું અને સાદ પાડીને ભગવાનના ગુણ ગાતા રહેવું, બસ, પતી ગયું. પાદરી થવાનું તો સિપાહી થવા કરતાંયે સહેલું. પણ સૌથી સહેલું કામ તો માછલાં પકડવાનું, કંઈ શીખવાની જરૂર જ નહિ, ખાલી ટેવ પાડી લેવી પડે, બસ."

માછલાં ગલ ફરતે કેવી રીતે ચકરાવા લે, અને અમુક માછલાં આંકડીમાં ભરાઈ જાય ત્યારે કેવા ધમપછાડા કરે, તેની રમૂજી નકલ તે કરી બતાવતા.

"તને નાના મારે ત્યારે બહુ ખીજ ચડે છે, ખરું ને?" તે દિલાસો દેતા

હોય એમ બોલ્યા. "પણ એવી બાબતમાં ખીજે ભરાવાનું કારણ જરાય નથી, ભલા ભાઈ. તારા ભલા ખાતર જ મારે છે, વળી તને પડતો માર તો છોકરાંના ખેલ જેવો છે! પણ મારી માલિકણ તાત્યાન આલેક્સેયેવ્ના હતી જોવા જેવી, મારવાની બાબતમાં ખરી ઉસ્તાદ! એ કામ માટે ખાસ માણસ રાખેલો, ખ્રિસ્તોફોર નામ હતું, મારવામાં એવો કાબેલ કે પાડોશની જાગીરોના માલિકો ઠકરાણીને ત્યાંથી એને બોલાવતા: 'તાત્યાના આલેક્સેયેવ્ના, મહેરબાની કરીને તમારા ખ્રિસ્તોફોરને મોકલો ને, એકબે જણનાં હાડકાં ખોખરાં કરાવવાં છે.' ઠકરાણી મોકલી દેતી."

તેણે જરાય કડવાશ વગર વિગતવાર વાત કરી કે ઠકરાણી મલમલનો સફેદ પોશાક પહેરીને અને નીલો બારીક રૂમાલ બાંધીને થાંભલાવાળી ઓસરીમાં લાલ આરામખુરશીમાં બેસતી અને ખ્રિસ્તોફોર તેની સામે ખેડૂત પુરુષો અને બાઈઓને કોરડા ફટકારતો.

"આદમી, ખ્રિસ્તોફોર, રિયાઝાનનો હતો, જિપ્સી કે ખોખોલ* જેવો હતો, એને બેય તરફ કાનને અડી જાય એટલી લાંબી મૂછો હતી, પણ મોં આખું ભૂરું ભૂરું લાગતું, ગાલે દાઢી કરતો એટલે. અને કહેવાય નહિ કે ખરેખર અક્કલનો ઓથમીર હતો કે પછી એવો ઢોંગ કરતો, જિંદગીમાં આસાની થઈ જાય એટલા ખાતર. રસોડામાં જઈને ડોલમાં પાણી ભરે, પછી માખી કે વંદો કે જીવડું પકડીને પાણીમાં ડુબાડે, સાંઠીકડા વડે પાણીમાં ઊંડે ધકેલે, કેટલીય વાર સુધી એમ ડુબાડતો જ રહે. અથવા ક્યારેક પોતાનાં જ કપડાંમાંથી જીવાત પકડીને પાણીમાં ડુબાડે..."

એવી વાતો મને બહુ જાણીતી હતી, નાના અને નાનીમા પાસેથી મેં ઘણી વાર સાંભળેલી. થોડાઘણા ફેરફાર હોય ખરા, પરંતુ એક બાબતમાં બધી સરખી, તેમાં ઇન્સાનની પજવણી અને હીણપતનું બયાન હોય. હું એવી વાતોથી કંટાળી ગયો હતો.

"બીજી કોઈ વાત કરો," મેં કહ્યું.

ગાડાવાળો બધી કરચલીઓને હોઠ ફરતે ભેગી કરીને અને પછી ત્યાંથી હઠાવીને આંખો ફરતે ભેગી કરતો તૈયાર થઈ ગયો.

"ભલે, લાલચૂડા. બીજી વાત સાંભળ. અમારે ત્યાં એક બબરચી હતો...

"કોને ત્યાં?"

---

*જૂના જમાનામાં ઉક્રાઈનીઓ માટે રૂસી ભાષામાં વપરાતો હાંસીનો શબ્દ.—સં.

"ઠકરાણી તાત્યાન આલેક્સેયેવ્નાને ત્યાં."

"તમે એને તાત્યાનાને બદલે જાણે મરદ આદમી હોય એમ તાત્યાન કેમ કહો છો? એ શું આદમી હતી?"

"બેશક નહોતી, અમીર બાનુ હતી, પણ બાઈ હોવા છતાં એને મૂછ હતી, નાનકડી કાળી મૂછ. કાળી જર્મન જાતમાં જનમેલી, હબસી જેવી જાત છે. ઠીક, પછી અમારા એ બબરચીએ... બહુ રમૂજી વાત છે..."

રમૂજી વાત એવી નીકળી કે બબરચીએ રાંધવામાં એક ચીજ બગાડી નાખેલી એટલે તેને સજા કરીને આખા તપેલા જેટલી એક જ વારમાં ખવડાવી દેવામાં આવેલી, પરિણામે તે માંદો પડી ગયેલો.

"આને રમૂજી ન કહેવાય," હું ચિડાઈને બોલ્યો.

"તો શાને રમૂજી કહેવાય? ચાલ, બોલ!"

"ખબર નથી."

"તો મૂંગો રહે!"

તેણે ફરી એવી જ નીરસ વાતોની પારાયણ શરૂ કરી દીધી.

ક્યારેક રવિવારે મારા મામાઓના દીકરા મળવા આવતા, મિખાઈલમામાનો ઉદાસ અને આળસુ સાશા, અને યાકોવમામાનો સુઘડ અને જાણકાર સાશા. એક વાર અમે ત્રણેય એકઢાળિયાને છાપરે ચડીને ખાંખાંખોળા કરતા હતા ત્યારે બેતલેંગના ઘરના આંગણમાં કોઈ અમીર આદમી લાકડાંના ખડકલા ઉપર બેઠો બેઠો ગલૂડિયાંને રમાડતો નજરે પડયો. તેણે ફરના અસ્તરવાળો લાંબો લીલો કોટ પહેર્યો હતો પરંતુ તેનું નાનકડું પીળું ટાલિયું માથું ઉઘાડું હતું. મારા ભાઈઓમાંથી એક કહ્યું કે એક ગલૂડિયું તફડાવી લઈએ. અમે તરત તરકીબ ઘડી કાઢી: એ બે જણ બહાર જઈને બેતલેંગના ઘરને દરવાજે વાટ જોતા ઊભા રહે, અને આદમીને ગભરાટમાં નાખી દેવો. એ ગભરાઈને ભાગે કે તરત બેઉ છોકરા આંગણમાં દોડી જઈને એક ગલૂડિયું તફડાવી લાવે.

"પણ એને ગભરાવવો કેવી રીતે?"

"એના માથા ઉપર થૂંકજે," એક ભાઈએ કહ્યું.

માણસના માથા ઉપર થૂંકવામાં શું બહુ મોટું પાપ થઈ જાય? તેની એથી ઘણી વધારે ખરાબ વલે થતી મેં જોઈ અને સાંભળી હતી, એટલે મને સોંપવામાં આવેલું કામ પાર પાડવામાં હું જરાય અચકાયો નહિ.

પરંતુ મારા એ કૃત્યથી ભારે ધમાલ મચી ગઈ. બેતલેંગના ઘરમાંથી પુરુષો અને સ્ત્રીઓનું આખું ધાડું અમારા આંગણમાં ધસી આવ્યું. મોખરે એક દેખાવડો જુવાન અફસર હતો. અને ગુનો કરવામાં આવ્યો ત્યારે મારા ભાઈઓ તો

રસ્તે નિર્દોષ રમત રમતા હતા એટલે માર મારે એકલાએ જ ખાવો પડયો, બેતલેંગ પરિવારના અપમાનને હળવું બનાવવા નાનાએ મને ખૂબ જુસ્સાથી માર માર્યો.

હું ઉઝરડાવાળી અને દુખતી કાયા લઈને રસોડામાં ઓટલી પર પડયો હતો ત્યારે પ્યોતરકાકા મને જોવા આવ્યા. તેમણે મઝાનો પોશાક પહેર્યો હતો અને ખુશમિજાજમાં હતા.

"તેં તો ખરી ચાલાકી કરી દેખાડી, ભાઈ." તે ધીમા અવાજે બોલ્યા. "એવા જ લાગનો હતો, બુઢ્ઢો બકરો! એ લોકોની બધાયની ઉપર થૂ! એના ગંધારા માથા ઉપર ઈંટ મારી હોત તો બહેતર હતું!"

મને લીલા કોટવાળા અમીરનો ગોળ, વાળ વગરનો, બાળક જેવો ચહેરો યાદ હતો. તેણે નાનકડા હાથ વડે પીળી ટાલ લૂછતી વેળા ગલૂડિયાની જેમ ધીમા અને રોતલ અવાજે ચીસ પાડી હતી. એ વખતે તેની એવી હાલત જોઈને મને ભાઈઓ તરફ નફરતની લાગણી થઈ હતી અને મનમાં ભયંકર શરમ આવી હતી. પરંતુ ગાડાવાળાના ગૂંથણકામ જેવા ચહેરા સામે જોતાં હું એ વાત ભૂલી ગયો. નાનાએ મને માર્યો ત્યારે તેમનો ચહેરો જેવી રીતે ફરકી રહ્યો હતો એવી જ ભયાનક અને ધૃણાજનક રીતે ગાડાવાળાનો ચહેરો ફરકી રહ્યો હતો.

"ચાલ્યા જાઓ!" મેં પ્યોતરકાકાને હાથપગ વડે હડસેલતાં રાડ પાડી.

તે હોઠ મલકાવતા અને આંખો મિચકારતા ઓટલી પરથી ઊભા થઈ ગયા.

ત્યાર પછી તેમની જોડે વાત કરવાનું મન મને ક્યારેય ન થતું. હું તેમનાથી અળગો તરી જવા લાગ્યો અને સાથે સાથે જ તેમની ઉપર શંકાભરી નજર રાખવા લાગ્યો, જાણે કેમ મને કશાકની અસ્પષ્ટ ધારણા હોય.

એ બનાવ પછી બીજો એક બનાવ બની ગયો. કેટલાક વખતથી મારા મનમાં ઓવ્સ્યાન્નીકોવના શાંત ઘરની બાબતમાં છૂપી દિલચસ્પી ઘૂમરીઓ ખાતી હતી. મને લાગતું કે એ રાખોડી ઘરમાં કશુંક વાર્તા જેવું ભેદી ચાલતું રહે છે.

બેતલેંગના ઘરમાં હંમેશાં ધમાલ અને ખુશાલી ચાલતી રહેતી. ત્યાં કેટલીય દેખાવડી જુવાન બાઈઓ રહેતી હતી અને વિદ્યાર્થીઓ તથા અફસરો તેમને મળવા આવતા. તેઓ સૌ વાતો કરતાં, હસતાં, ગાતાં, અને રમતગમત કરતાં. મકાનનો દેખાવ પણ ખુશનુમા હતો, બારીઓના કાચ ઝબકારા મારતા રહેતા, આરપાર નજરે પડતા લીલા રોપા જાણે ખાસ ઝગમગાટ કરતા રહેતા. નાનાને એ મકાન ગમતું નહિ.

"ધરમના દુશ્મનો છે! પાખંડીઓ છે!" એ ઘરમાં રહેતાં બધાં માણસોની બાબતમાં તે સામાન્ય રીતે એમ કહેતા, પરંતુ સ્ત્રીઓની બાબતમાં ખાસ ગલીચ

શબ્દ વાપરતા, એક વાર પ્યોતરકાકાએ મને એ શબ્દનો અર્થ કામી ગલીચ રીતે સમજાવ્યો હતો.

પરંતુ ઓવ્સ્યાન્નીકોવનું કરડું અને શાંત મકાન નાનાને સારું લાગતું.

એકમજલી ઊંચું મકાન આંગણની પાર દૂર આવેલું હતું. ખુલ્લા સ્વચ્છ આંગણમાં ઘાસની જાજમ બિછાયેલી રહેતી. વચ્ચોવચ એક કૂવો હતો, તેનું છાપરું બે થાંભલાને ટેકે બાંધેલું હતું. મકાન રસ્તાથી આઘેરું હતું, જાણે છુપાઈને બેઠું હોય એવું લાગતું હતું. આગળના ભાગમાં ત્રણ સાંકડી મહેરાબદાર બારીઓની સજાવટ હતી. જમીનથી ખૂબ ઊંચે આવેલી બારીઓના ધૂંધળા કાચમાં સૂર્યનાં કિરણોથી મેઘધનુષના રંગો ઝગમગી ઊઠતા. જમણી તરફ આવેલા કોઠારમાં પણ મકાનના જેવી જ ત્રણ બારીઓ હતી, પરંતુ એ બારીઓ નકલી હતી, ખાલી ઢાળકામનાં ચોકઠાં જડી દઈને બનાવેલી હતી. ચોકઠાં સફેદ રંગેલાં હતાં. એ આંધળી બારીઓની બાબતમાં કશુંક અણગમતું લાગતું હતું, અને કોઠાર જાણે એ હકીકત ઉપર ભાર મૂકતો હતો કે મકાન છુપાઈને અને કોઈનું ધ્યાન ખેંચ્યા વગર જિંદગી ગુજારવા માગે છે. ખાલી તબેલાઓ અને મોટા દરવાજાવાળા ખાલી કોઠારો સમેત આખી જાયદાદમાંથી જાણે શાંત વેદના અથવા શાંત ગૌરવનો આભાસ પેદા થતો હતો.

કોઈ કોઈ વાર ઊંચો અને દાઢી વગરનો એક ઘરડો આદમી આંગણમાં લંગડાતો ચાલતો નજરે પડતો. તેની સફેદ મૂછોના સીધા ખૂંપરા સોયો જેવા લાગતા. થોભિયાવાળો અને વાંકા નાકવાળો બીજો એક ઘરડો આદમી ક્યારેક ક્યારેક રાખોડી ઘોડાને તબેલામાંથી બહાર લઈ આવતો. સાંકડી છાતીવાળો અને પાતળી ઘૂંટીઓવળો ઘોડો બહાર નીકળે એટલે શરમાળ વૈરાગણની જેમ આસપાસની દરેક વસ્તુ તરફ માથું ઉપરનીચે હલાવતો. લંગડો બુઢ્ઢો તેને જોરશોરથી થપાટ લગાવતો, સીટી વગાડતો, ઊંડો નિસાસો નાખતો, અને પછી પાછો તબેલામાં મોકલી દેતો. મને લાગતું કે બુઢ્ઢાને ઘરમાંથી ભાગી જવાનું મન છે, પરંતુ કશુંક મેલું વશીકરણ તેને જકડી રાખે છે.

લગભગ દરરોજ બપોરથી સાંજ સુધી ત્રણ નાનકડા છોકરા આંગણમાં રમતા રહેતા. તેઓ રાખોડી પાટલૂન અને ખમીસ તથા એવા જ ટોપાનો એકસરખો પોશાક પહેરતા. ગોળ ગોળ મોં અને રાખોડી આંખોવાળા છોકરા પોતે પણ એકબીજાને એટલા બધા મળતા આવતા હતા કે હું તેમને કદ સિવાય બીજી કોઈ રીતે નોખા નહોતો તારવી શકતો.

હું વાડના બાકોરા વાટે તેમને જોતો રહેતો પરંતુ તેમનું ધ્યાન મારી તરફ જતું નહિ એટલે મને નિરાશાની લાગણી થતી. મને અજાણી રમતો તેમને

ખુશાલ અને સદ્ભાવી રીતે રમતા જોવામાં મઝા પડતી. મને તેમનો પોશાક ગમતો અને એકબીજાની કાળજી લેવાની રીત સારી લાગતી. ખાસ કરીને મોટા ભાઈઓ સૌથી નાનકાની, ખડતલ અને રમૂજી નાનકડા બાળકની, બહુ સંભાળ રાખતા. તે પડી જાય ત્યારે લોકો કોઈને પડી જતું જોઈને હસે એવી રીતે હસતા જરૂર, પરંતુ તેમના હાસ્યમાં અધમતા જેવું કશું ન દેખાતું. તેઓ તરત નાના ભાઈને ઊભો થવામાં મદદ કરતા, છોડનાં પાંદડાં અથવા રૂમાલ વડે તેના હાથ અને ગોઠણની ધૂળ ખંખેરી નાખતા.

"સાવ અનાડી છો તું!" વચેટ ભાઈ તોતડાતો બોલી ઊઠતો.

તેઓ ક્યારેય ઝઘડતા નહિ કે એકબીજાને અડપલાં કરતા નહિ. ત્રણેય જોરાવર, ચપળ, અને એકદમ ફૂર્તિલા હતા.

એક દિવસે મેં ઝાડ ઉપર ચડીને સીટી વગાડી. સીટીનો અવાજ સાંભળીને તેઓ રમતા બંધ થઈ ગયા અને એકબીજાની નજીક ખેંચાઈ ગયા. તેઓ નજર મારી ઉપર ઠેરવીને માંહોમાંહે મસલત કરવા લાગ્યા. મને થયું કે હમણાં પથરા ફેંકવાનું શરૂ કરી દેશે, એટલે હું નીચે ઊતર્યો અને ખોઈમાં તથા ખીસાંમાં પથરા ભરીને પાછો ઝાડ પર ચડી ગયો. પરંતુ તેઓ તો આંગણના દૂરના ખૂણામાં વળી રમવામાં મશગૂલ થઈ ગયા હતા અને દેખીતી રીતે જ મને સાવ ભૂલી ગયા હતા. મને અફસોસ થયો, પરંતુ મારે લડાઈ પહેલાં શરૂ નહોતી કરવી. થોડી વારમાં કોઈએ બારીએથી સાદ પાડયો:

"બાળકો, ઘરમાં આવો, ઝટ કરો!"

તેઓ તાબેદારીથી પરંતુ ઉતાવળ વગર ફરી ગયા અને હંસલાંની જેમ કૂચ કરતા ચાલ્યા ગયા.

હું ઘણી વાર વાડ નજીક ઝાડ ઉપર ચડીને એવી આશાએ બેસતો કે તેઓ મને ભેગો રમવા બોલાવે, પરંતુ તેમણે કદી બોલાવ્યો નહિ. મારી કલ્પનાની દુનિયામાં હું ઘણી વાર તેમની રમતોમાં સામેલ થઈ જતો, અને જોશમાં આવી જઈને સાદ પણ પાડી દેતો અને હસી પણ પડતો. એમ બને ત્યારે ત્રણેય છોકરા મારી સામે જોતા અને શાંતિથી માંહોમાંહે વાત કરવા લાગતા. હું અકળાઈને ઝાડ પરથી નીચે સરકી જતો.

એક વાર તેઓ આંધળો પાટો રમવા લાગ્યા. વચેટ ભાઈને આંધળો બનવાનું હતું. તે આંખો આડા હાથ રાખીને, અને આંગળીઓ વાટેથી જોવાની કોશિશ કર્યા વગર, કોઠારના એક ખૂણા પાસે ઊભો રહી ગયો. બીજા બે ભાઈ સંતાઈ જવાની પેરવી કરવા લાગ્યા. કોઠારના છાપરાના લંબાતા છેડા નીચે એક હિમગાડી પડી હતી. સૌથી મોટો છોકરો ઝડપથી તેમાં ભરાઈ ગયો. પરંતુ

સૌથી નાનકો કૂવા ફરતે દોડાદોડી કરતો હતો, તેને સમજાતું જ નહોતું કે ક્યાં છુપાવું.

"એક!" આંધળો બનેલો છોકરો બોલ્યો. "બે..."

નાનકડો છોકરો કૂવાને થાળે ચડીને કિનાર સુધી ગયો અને લટકતી ડોલનું દોરડું પકડીને ખાલી ડોલમાં કૂદી પડયો. ડોલ તરત નીચે સરકીને કૂવામાં અદૃશ્ય થઈ ગઈ, અંદર ભીંતે ભટકાઈને બોદા અવાજ કરતી નીચે ને નીચે જવા લાગી.

દોરડાના ફીંડલાને અવાજ વગર ઝડપથી ઉખેળાતું જોઈને હું બીકમાં જાણે જડ જેવો થઈ ગયો. પરંતુ મને તરત ખ્યાલ આવી ગયો કે અંજામ કેવો આવી શકે, એટલે મેં આંગણમાં કૂદી પડતાં ઘાંટો પાડયો:

"કૂવામાં પડી ગયો!"

વચેટ ભાઈ મારી ભેગો જ કૂવે પહોંચી ગયો. તેણે દોરડું પકડી લીધું. દોરડાના તાણથી તે ઊંચકાઈ ગયો અને તેના હાથ દાઝી ગયા. પરંતુ મેં દોરડું પકડી રાખ્યું. એટલામાં સૌથી મોટો છોકરો દોડતો આવી પહોંચ્યો અને તેણે મને ડોલ પાછી ખેંચવામાં મદદ કરી.

"જરાક ધીરે, ભાઈ," તેણે કહ્યું.

અમે નાનકડા છોકરાને બહાર કાઢીને બચાવી લીધો. તે એકદમ ગભરાઈ ગયો હતો. તેના જમણા હાથની આંગળીઓમાંથી લોહી નીકળતું હતું, ડાબે ગાલે પણ સખત ઉઝરડા પડી ગયા હતા, તે કમ્મર સુધી પાણીમાં તરબોળ થઈ ગયો હતો, તેનો ચહેરો ધોળો પૂણી જેવો થઈ ગયો હતો, તેમ છતાં તે હોઠ મલકાવીને થરથરતો બોલ્યો.

"કેવી રીતે પડી ગયો..."

"તારી અક્કલ ખોવાઈ ગઈ, એવી રીતે!" વચેટ ભાઈ તેને વહાલ કરતો અને તેના મોં ઉપરથી લોહી લૂછતો તોતડાતી જીભે બોલ્યો. સૌથી મોટા ભાઈએ ભવાં સંકોડતાં કહ્યું:

"ચાલો, હવે વાત છુપાવી છુપાવાય એમ નથી, એટલે જઈએ હવે!"

"માર પડશે?" મેં પૂછ્યું.

તેણે માથું હલાવીને હા પાડી અને હાથ લંબાવ્યો.

"તું ભારે ઝડપથી દોડતો આવી ગયો!" તેણે કહ્યું.

વખાણ સાંભળીને હું એટલો બધો લાગણીવશ થઈ ગયો કે મને તેના હાથમાં હાથ મિલાવવાનો ખ્યાલ જ ન આવ્યો, અને એટલામાં તો તે વચેટ ભાઈને કહેવા લાગ્યો હતો:

"ચાલો, નહિતર આને શરદી થઈ જશે. આપણે ખાલી એટલું જ કહી દેશું કે પડી ગયો, કૂવાની વાત કરવાની જરૂર નથી."

"હા," સૌથી નાના છોકરાએ તેને ટેકો આપ્યો. "ખાલી એટલું જ કહેશું કે હું ખાબોચિયામાં પડી ગયેલો."

તેઓ ચાલ્યા ગયા.

બધું એટલી ઝડપથી બની ગયું કે મેં ઉપર નજર નાખી તો જે ડાળી ઉપરથી હું કૂદી પડેલો તે હજી હલી રહી હતી અને તેમાંથી પીળાં પાંદડાં ખરી રહ્યાં હતાં.

ત્યાર પછી લગભગ એક અઠવાડિયું પેલા ભાઈઓ આંગણમાં ન આવ્યા, અને આખરે આવ્યા ત્યારે હંમેશ કરતાં વધારે શોર કરતા હતા. સૌથી મોટા છોકરાએ મને જોતાં જ હેતાળ અવાજે સાદ પાડયો:

"અહીં આવ!"

કોઠારના છાપરાના લંબાતા છેડા નીચે અમે હિમગાડીમાં બેસીને એકબીજાની ઓળખાણ કરાવતા કેટલીય વાર સુધી વાતો કરતા રહ્યા.

"માર પડેલો?" મેં પૂછ્યું.

"હા, માર તો બરાબરનો ખાવો પડયો," સૌથી મોટા છોકરાએ જવાબ આપ્યો.

આ છોકરાઓને પણ મારી જેમ જ માર ખાવો પડતો હોય એ વાત માનવાનું મુશ્કેલ હતું, અને મને તેમાં ગેરઇનસાફ લાગ્યો.

"તું પંખીડાંને કેમ પકડે છે?" નાનકાએ પૂછ્યું.

"મઝાનું ગાય છે એટલે."

"હવે પકડતો નહિ. છૂટાં રહેવા દે અને મનફાવે એમ ઊડવા દે."

"ભલે, હવે નહિ પકડું."

"પણ પહેલાં એક પંખીડું પકડીને મને આપ."

"કેવું જોઈએ?"

"ખુશાલ રહેતું હોય એવું, પાંજરામાં રાખવા."

"મતલબ કે ચૅફીંચ."

"પણ બિલાડી મારી નાખશે," નાનકો બોલ્યો, "વળી બાપુ રાખવા જ નહિ દે."

"એ તો ખરું," સૌથી મોટાએ કહ્યું.

"તમારે મા નથી?"

"ના," સૌથી મોટાએ જવાબ આપ્યો, પણ વચેટ ભાઈએ તોતડાતાં ખુલાસો કર્યો:

"મા તો છે, પણ બીજી છે, અમારી નથી, અમારી તો મરી ગઈ."

"બીજીને સાવકી મા કહેવાય," મેં કહ્યું. સૌથી મોટાએ હકારમાં માથું હલાવ્યું.

"બરાબર છે."

પછી ત્રણેય છોકરા વિચારમાં પડી જતા ચુપ થઈ ગયા.

મને નાનીમાની વાર્તાઓમાંથી જાણવા મળેલું કે સાવકી મા કેવી હોય, એટલે તેમની ચુપકી મારી સમજણમાં ઊતરતી હતી. તેઓ એકબીજાને લપાઈને બેઠા હતા, ત્રણેય એકસરખા, મરઘીનાં બચ્ચાં જેવા. સાચી માની જગ્યા લઈ લેવા હિચકારાં કારસ્તાન કરતી ડાકણ સાવકી માની વાર્તા મને યાદ આવી, અને મેં છોકરાઓને દિલાસો આપવાની કોશિશ કરતાં કહ્યું:

"ફિકર કરતા નહિ, તમારી સાચી મા પાછી આવવાની, ચોક્કસ."

"કેવી રીતે આવે, મરી ગયા પછી? એમ ક્યારેય બનતું જ નથી," સૌથી મોટો છોકરો ખભા હલાવતો બોલી ઊઠયો.

"ક્યારેય બનતું જ નથી? હે ભગવાન! ખાલી મરી ગયેલાં જ નહિ પણ જેના કાપીને સો સો કકડા કરી નાખવામાં આવ્યા હોય એવાં માણસો પણ જીવતું પાણી છાંટવાથી કેટલી બધી વાર સજીવન થઈ ગયાં છે! અને કેટલી બધી વાર મોત ભગવાને મોકલેલું ખરું મોત નહિ પણ ડાકણો અને જાદુગરોનું કારસ્તાન નીકળી પડયું છે!"

હું નાનીમાની વાર્તાઓ જોશમાં કહી સંભળાવવા લાગ્યો, પરંતુ સૌથી મોટો છોકરો પહેલાં હસી પડયો અને પછી ધીમેથી બોલ્યો:

"આ તો બધી અમે સાંભળી છે, ખાલી વાર્તાઓ!"

તેના ભાઈઓ ચુપચાપ સાંભળતા રહ્યા. સૌથી નાના છોકરાનો ચહેરો સંકોડાઈ ગયેલો હતો અને હોઠ દબાઈ ગયેલા હતા. વચેટ ભાઈ એક હાથની કોણી ગોઠણ ઉપર ગોઠવીને અને બીજો હાથ નાનકાની ગરદન ફરતે વીંટાળીને તેને મારી તરફ ખેંચી રહ્યો હતો.

સાંજ પડવા આવી હતી. આકાશમાં નીચે લટકતાં ગુલાબી વાદળાં જાણે છાપરાં ઉપર ગોઠવાઈ ગયેલાં લાગતાં હતાં. ધોળી મૂછોવાળો ઘરડો આદમી આંગણમાં અમારી નજીક આવ્યો. તેણે બદામી રંગનો પાદરીના જેવો લાંબો કોટ પહેર્યો હતો અને માથે જાડી રુંવાટીવાળી ફરની ટોપી મૂકી હતી.

"આ કોણ છે?" તેણે મારી તરફ આંગળી ચીંધીને પૂછ્યું.

સૌથી મોટો છોકરો ઊભો થઈ ગયો અને તેણે માથું હલાવીને મારા નાનાના ઘર તરફ ઈશારો કરતાં કહ્યું:

"ત્યાં રહે છે..."

"કોણે બોલાવ્યો?"

ત્રણેય છોકરા તરત હિમગાડીમાંથી મૂંગા મૂંગા ઊતરી જઈને ઘર તરફ ચાલ્યા ગયા. તેમને જોઈને મને ફરી બીકણ હંસલાં યાદ આવી ગયાં.

બુઢ્ઢો મારો ખભો જોરથી પકડીને મને આંગણમાંથી દરવાજા વાટે બહાર લઈ ગયો. હું દહેશતનો માર્યો રડવા જેવો થઈ ગયો હતો, પરંતુ તે એટલી ઝડપથી ડગલાં ભરતો હતો કે રડવાનો વખત મળે તે પહેલાં જ હું રસ્તે હડસેલાઈ ગયો. બુઢ્ઢો દરવાજે ઊભો રહીને મારી સામે આંગળી હલાવતો બોલ્યો:

"ફરી ક્યારેય મારે ત્યાં આવવાની હિંમત કરતો નહિ!"

"હું તારે ત્યાં આવ્યો જ નહોતો, બુઢ્ઢા શયતાન!" મેં ખીજમાં વળતો જવાબ દીધો.

તેનો લાંબો હાથ વળી મને આંબી ગયો અને તે મને પગથી પર ચલાવતો લઈ જવા લાગ્યો. તે મારા માથા ઉપર હથોડાના ઘાની જેમ એકનો એક સવાલ દોહરાવતો હતો:

"તારા નાના ઘરમાં છે?"

કમનસીબે નાના ઘરમાં જ હતા. તે માથું પાછળ નમાવીને ખોફનાક ઘરડા આદમીની સામે ઊભા રહ્યા. તેમની દાઢી આગળ ધસી આવતી હતી અને તે કોપેકના સિક્કાઓ જેવી ગોળ અને બેનૂર આંખોમાં તાકી રહ્યા હતા.

"એની મા બહારગામ ગઈ છે, હું કામમાં રહું છું, એનું ધ્યાન રાખનારું કોઈ નથી, માફી માગું છું, કર્નલ!" નાના ઉતાવળા બોલી ગયા.

કર્નલ આખા ઘરમાં સંભળાય એવો જોરદાર બરાડો પાડીને ફરી ગયો અને કૂચ કરતો ચાલ્યો ગયો. થોડી વાર પછી મને પ્યોતરકાકાના ગાડામાં ફગાવી દેવામાં આવ્યો.

"કેમ ભાઈ, વળી માર પડયો?" ગાડાવાળો ગાડેથી ઘોડો છોડતો બોલ્યો. "આ વખતે કેમ ઢીબ્યો?"

મેં આખી વાત કહી સંભળાવી એટલે તે ઊકળી ઊઠયો અને દાંત કચકચાવીને ફૂંકારા કરતો વરસી પડયો:

"એવાની જોડે દોસ્તી કરવા કેમ જાય છે? અમીરોની ઓલાદ છે! જોયું ને, એમને ખાતર તારે કેવું વેઠવું પડયું! હવે મળે તો મેથીપાક દેજે, જોવા જેવો!"

તે જાણે પોતાને જ કંઈક કહેતો હોય એમ બબડતો રહ્યો. શરૂઆતમાં તો

જખમોની પીડાને લીધે મને તેના બોલ સારા લાગ્યા. પરંતુ ગૂંથણકામ જેવા તેના ચહેરાને ઘૃણાજનક રીતે ફરકતો જોઈને મને હકીકત યાદ આવી ગઈ કે પેલા છોકરાઓને પણ ચાબખા ખાવા પડયા હશે, અને તેમણે મને કોઈ રીતે માઠું નહોતું લગાડયું.

"એમને મારવાની જરૂર નથી, સારા છોકરા છે, અને તમારી વાતો બધી જૂઠી છે," મેં કહ્યું.

તેણે તરત મારી સામે જોયું અને પછી એકાએક બરાડો પાડયો:

"ઊતરી જા મારા ગાડામાંથી!"

"મૂરખ!" મેં ઠેકડો મારતાં જોરથી સંભળાવી દીધું.

"હું મૂરખ, એમ ને? હું ખોટાબોલો, એમ ને? હમણાં બતાવી દઉં છું..." કહેતો તે આંગણમાં મારી પાછળ દોડવા લાગ્યો પણ મને પકડી ન શક્યો.

નાનીમા રસોડાને ઓટલે આવી. હું તેની પાસે દોડી ગયો. ગાડાવાળો તેને મારે વિશે ફરિયાદ કરવા લાગ્યો:

"આ છોકરો કોઈ રીતે ચેન નથી લેવા દેતો! એની જીભને લગામ જ નથી! હું એનાથી પાંચ ગણો મોટો છું, પણ ગંદી ગાળો ભાંડે છે મને..."

લોકો મોઢા સામે નરદમ ખોટું બોલે ત્યારે મારી બુદ્ધિ બહેર મારી જતી. હું જડ જેવો ઊભો રહ્યો, મને સમજાયું જ નહિ કે શું કહેવું. પરંતુ નાનીમા મક્કમ અવાજે બોલી:

"આમ જો, પ્યોતર, તું સાવ ખોટું બોલે છે, એણે તને ગંદી ગાળો બિલકુલ નથી ભાંડી."

નાનાએ ગાડાવાળાની વાત માની લીધી હોત.

એ દિવસથી મારા અને ગાડાવાળાના સંબંધો અબોલ ખારીલી લડાઈના બની ગયા. તે જાણે અજાણતાં જ થઈ જતું હોય એવો દેખાવ કરીને મને કોણી મારવાના અથવા લગામ ફટકારી દેવાના મોકા ગોતતો રહેતો, તે મારાં પંખીઓને છૂટાં કરી દેતો, એક વાર તેણે બિલાડીને પંખીઓ સામે વહેતી મૂકી દીધી. તે હંમેશાં નાનાને મારે વિશે ફરિયાદ કરતો, વાત વધારીને કહેતો. તેને ઘરડા આદમીના લેબાસમાં મારા જેવા જ છોકરા સિવાય બીજી કોઈ રીતે જોવાનું મારે માટે અશક્ય બની ગયું. બદલામાં હું તેનાં કાથીનાં પગરખાં ઉખેળી નાખતો, ક્યારેક દોરીના વળ ઉખેળી નાખતો એટલે બાંધતી વેળા દોરી તૂટી જતી. એક વાર મેં તેની ટોપીમાં મરીનો ભૂકો ભભરાવી દીધો એટલે તે આખો એક કલાક છીંકો ખાતો રહ્યો. સામાન્ય રીતે, તેને સરખેસરખો બદલો વાળી દેવાની પૂરી

કોશિશ હું કરતો. રવિવારે તે આખો દિવસ મારી ઉપર જાસૂસી કરતો રહેતો. તેણે મને અમીરોની ઓલાદ જોડે ગેરકાયદેસર મુલાકાતના સંજોગોમાં એકથી વધારે વાર પકડી પાડેલો અને બાતમી સીધી નાનાને પહોંચાડી દીધેલી.

મેં છોકરાઓ જોડેની મારી ઓળખાણ ચાલુ રાખી હતી અને તેમાંથી મને વધારે ને વધારે ખુશી સાંપડતી હતી. નાનાના ઘરની દીવાલ અને ઓવ્સ્યાન્નીકોવના ઘરની વાડ વચ્ચે નાનકડા ખૂણામાં એકબે ઝાડવાં હતાં અને ઘણાબધા છોડવા ઊગી નીકળેલા હતા. એ છોડવાઓની પાછળ વાડમાં મેં નાનકડું છીંડું પાડી દીધું હતું. પેલા ભાઈઓ એક એક કરીને અથવા બબ્બેની જોડીમાં ત્યાં આવતા અને શાંતિથી મારી જોડે વાતો કરતા. એક છોકરો હંમેશાં ઊભો રહીને ધ્યાન રાખતો કે કર્નલ અમને પકડી ન પાડે.

તેઓ મને તેમની નીરસ જિંદગીની વાત કરતા. એ સાંભળીને હું બહુ ઉદાસ થઈ જતો. અમે મારાં પંખીઓની અને કેટલાય બાલિશ શોખની વાતો કરતા, પરંતુ મને યાદ છે ત્યાં સુધી તેઓ પોતાના બાપુની કે સાવકી માની વાત ક્યારેય ન કરતા. મોટે ભાગે તો તેઓ મને ખાલી વાર્તાઓ સંભળાવવાનું કહેતા, અને હું નાનીમા પાસેથી સાંભળેલી વાર્તાઓ તેમને ખંતથી કહી સંભળાવતો. ક્યારેક કશુંક ભૂલી જાઉં તો તેમને મારી વાટ જોવાનું કહેતો અને દોડતો જઈને નાનીમાને પૂછી આવતો. નાનીમા ખુશીથી યાદ કરાવી દેતી.

હું તેમને નાનીમાની વાત ઘણી વાર કરતો. એક વાર સૌથી મોટો છોકરો ઊંડો નિસાસા નાખતો બોલ્યો:

“નાનીમાઓ બધી બહુ મઝાની જ હશે એમ લાગે છે, અમારેય મઝાની નાનીમા હતી...”

“એમ હતું,” “અમારે હતું,” “એક વાર”, જેવા શબ્દો તે એટલી બધી વાર અને એવા ગમગીન ભાવે દોહરાવતો કે માત્ર અગિયાર વરસને બદલે જાણે એકસો વરસની જિંદગી જીવી ચૂક્યો હોય એમ લાગતું. મને યાદ છે કે તેને પાતળા હાથ અને લાંબી પાતળી આંગળીઓ હતી. તે પોતે પાતળો અને નાજુક હતો, અને તેની આંખો દેવળમાં દેવચિત્રો સામે બળતી જ્યોતિઓની જેમ ઝગમગતી પણ મૃદુ હતી. મને તેના ભાઈઓ પણ ગમતા. તેમણે મારા દિલમાં હમદર્દી અને તેમને ખાતર કશુંક સારું કરવાની પ્રેરણા જગાવી હતી. પરંતુ મને ત્રણેયમાં સૌથી મોટો ભાઈ વધુ ગમતો.

હું વાતચીતમાં એટલો મશગૂલ થઈ જતો કે મને ખ્યાલ જ ન રહેતો અને ગાડાવાળો પ્યોતરકાકો આવી ચડતો. તે અમને ચોંકાવી દેતો લાંબા સૂરે બોલતો:

"શું?.. વળી?.."

તેને હવે રીસના દોર વધારે ને વધારે વાર આવતા હતા એ વાત મારા ધ્યાનમાં આવી ગઈ હતી. તે કામેથી પાછો આવે ત્યારે તેનો મિજાજ પારખી લેવાની રીત પણ મેં શોધી કાઢી હતી. તે સામાન્ય રીતે દરવાજો જરાય ઉતાવળ કર્યા વગર ઉઘાડતો એટલે મજાગરાં લાંબો ચૂંકારો કરતાં. પરંતુ ગાડાવાળાનો મિજાજ બગડેલો હોય તો મજાગરાં પીડાની રાડ જેવી અણધારી તીણી ચીસ પાડી ઊઠતાં.

તેનો મૂંગો ભત્રીજો શાદી કરવા ગામડે ચાલ્યો ગયો. તબેલાની ઉપર નીચી છતવાળા ઓરડામાં પ્યોતર હવે એકલો રહેતો હતો. ઓરડામાં એક ટચૂકડી બારી હતી અને ડામર, જૂનાં ચામડાં, તમાકુ, તથા પરસેવાની ગંધ સતત આવતી રહેતી. એવી ગંધને લીધે હું તેને મળવા કદી ન જતો. હમણાં હમણાં તે બત્તી ઓલવી નાખ્યા વગર ઊંઘી જતો. એથી નાના બહુ નારાજ થઈ જતા.

"પ્યોતર, ધ્યાન રાખજે, ક્યાંક આખા ઘરને બાળી નાખવાનો!"

"એવું જોખમ બિલકુલ નથી. હું તો રોજ રાતે બત્તી પાણીની કથરોટમાં મૂકી રાખું છું," તે નજર બીજી તરફ ફેરવી લઈને જવાબ દેતો.

તે હવે કાયમ નજર આમતેમ ફેરવતો રહેતો, નાનીમાની મહેફિલોમાં ભાગ ન લેતો, અમને મુરબ્બો ન ખવડાવતો. તેનો ચહેરો સુકાઈ ગયો હતો, કરચલીઓ વધારે ઊંડી થઈ ગઈ હતી, અને તે ચાલે ત્યારે માંદા માણસની જેમ ડોલંડોલ થતો રહેતો.

એક વાર રાતે પડેલું પુષ્કળ હિમ હું અને નાના સવારે પાવડા વડે સાફ કરતા હતા, એટલામાં દરવાજાનો આગળો જાણે ખાસ અવાજ કરતો સરક્યો, એક પોલીસ આંગણમાં દાખલ થયો, દરવાજા તરફ પીઠ રાખીને સામે ઊભો રહ્યો, અને જાડી રાખોડી આંગળી હલાવીને નાનાને નજીક બોલાવવા લાગ્યો. નાના તેની પાસે ગયા એટલે તેણે પોતાનું મોટું નાક તેમના મોંને અડાડી દેતાં કશુંક કહ્યું. નાના ઝટ જવાબ દેતા બોલ્યા:

"અહીંયાં? ક્યારે? હે ભગવાન, યાદ આવે તો..."

એકાએક તે રમૂજી રીતે ચોંકી જતા બોલી ઊઠયા:

"દયાળુ ભગવાન! ખરેખર?"

"ધીમે!" પોલીસે ચેતવણી આપી.

નાનાએ આસપાસ નજર ફેરવી અને મને જોઈને કહ્યું:

"પાવડા લઈને ઘરમાં જતો રહે!"

હું ઘરના ખૂણા આડે છુપાઈને જોવા લાગ્યો. તેઓ તબેલાની ઉપર

ગાડાવાળાના ઓરડામાં ગયા. પોલીસ જમણા હાથમાંથી મોજું કાઢી નાખીને તેને ડાબા હાથ ઉપર ઠપકારવા લાગ્યો.

"સમજી તો ગયો છે, ઘોડાને પડતો મૂકીને છૂ થઈ ગયો છે."

હું દોડતો રસોડામાં ગયો અને મેં જોયેલું તથા સાંભળેલું બધું નાનીમાને જણાવ્યું. તે કણક બાંધતી બાંધતી લોટવાળું માથું ઉપરનીચે હલાવતી રહી.

"કશુંક ચોરી લીધું હશે," તેણે મારી વાત પૂરી સાંભળી લીધા પછી શાંત અવાજે કહ્યું. "તું બહાર જઈને રમ! એમાં તારે શું?"

હું વળી દોડતો આંગણમાં ગયો ત્યારે નાના દરવાજે ઊભા હતા, તેમણે માથેથી ટોપો ઉતારી લીધો હતો, અને તે નજર આસમાનમાં ઠેરવીને ક્રૉસની નિશાની કરતા હતા. તેમના ચહેરામાં ગુસ્સો ઊભરાતો હતો અને દાઢીમૂછના વાળ ખડા થઈ ગયા હતા. તેમનો એક પગ આંચકા મારતો હતો.

"કહ્યું નહિ કે ઘરમાં જતો રહે?" તેમણે બરાડો પાડયો અને પગ પછાડયો.

તે મારી પાછળ પાછળ રસોડામાં આવ્યા.

"માડી, જરાક આવ તો!" તેમણે કહ્યું.

તેઓ બીજા ઓરડામાં જઈને થોડીક વાર ધીમા અવાજે વાત કરતાં રહ્યાં. નાનીમા પાછી આવી ત્યારે તેના ચહેરા ઉપર નજર નાખતાં જ મને ખ્યાલ આવી ગયો કે કશુંક ભયાનક બની ગયું છે.

"શેની ધાક લાગી ગઈ છે?" મેં પૂછ્યું.

"તું મૂંગો રહે!" તે ધીમા અવાજે બોલી.

તે દિવસે બાકીનો વખત ઘરમાં તંગ અને ભયભર્યું વાતાવરણ ફેલાયેલું રહ્યું. નાનીમા અને નાના અરસપરસ છાની નજરો નાખતાં રહ્યાં અને ભયની લાગણી વધારી દેતા ટૂંકા અગમ્ય બોલ એકમેકને કહેતાં રહ્યાં.

"માડી, દેવચિત્રોના બધા દીવા પેટાવી દે!" નાનાએ ગળું ખોંખારીને ફરમાન કર્યું.

તેમણે ભૂખ વગર ઉતાવળમાં, જાણે કોઈ આવવાનું હોય એમ, જમવાનું ઝટપટ પતાવી લીધું. નાના જાણે થાકના ભારથી દબાતા હોય એવા લાગતા હતા. તે ગાલ ફુલાવીને અને ગળું ખોંખારીને બબડવા લાગ્યા:

"શયતાન તો બહુ જોરાવર, માણસથી એનો મુકાબલો કેવી રીતે થાય! આનો જ દાખલો જોવા જેવો છે, દેખાવમાં તો ધર્મીલો ને ભલો આદમી, પણ કરતૂત કેવાં!"

નાનીમાએ નિસાસો નાખ્યો.

શિયાળુ રૂપેરી દિવસ જાણે પૂરો જ ન થવાનો હોય એમ લંબાતો ગયો, અને ઘરના વાતાવરણમાં બેચેની અને ત્રાસ હરઘડી વધતાં ગયાં.

સાંજ પડવા આવી ત્યારે બીજો એક પોલીસ આવ્યો, જાડિયો અને રાતા માથાવાળો. તે રસોડામાં બાંકડા ઉપર બેસી ગયો અને માથું હલાવતો નસકોરાં બોલાવીને જોરથી શ્વાસ લેતો રહ્યો.

"ખબર કેવી રીતે પડી?" નાનીમાએ પૂછ્યું.

થોડીક વાર ચુપ રહીને તે તોછડાઈથી બોલ્યો:

"અમારા લોકોને બધી ખબર પડી જાય, તમારે ફિકર કરવાની જરૂર નથી!"

મને યાદ છે કે હું બારી પાસે બેઠો હતો અને કાચ ઉપર બાઝી ગયેલા ઠારમાં વિજયી સંત જ્યોર્જની છાપ પાડવા એક જૂના સિક્કાને મોંમાં રાખીને ગરમ કરી રહ્યો હતો.

એકાએક બહાર ઓસરીમાંથી ભારે શોર કાને પડયો અને બારણું ધડાક કરતું ઊઘડી ગયું. પેત્રોવ્ના ઉંબરે ઊભી રહીને ઘાંટા પાડતી બોલવા લાગી:

"જઈને જરાક જોઈ આવો કે તમારા આંગણમાં પછવાડે શું પડયું છે!"

પોલીસ નજરે પડતાં જ તે પાછી ઓસરીમાં ભાગી પણ પોલીસે તેનું સ્કર્ટ ઝાલી લેતાં પોતે પણ ગભરાટમાં ઘાંટો પાડયો:

"ઊભી રહે! કોણ છો તું? શું છે ત્યાં?"

બાઈ ગોઠણભેર થઈ જતી રડવા લાગી અને પોતાના બોલ તથા આંસુ ગળી જતી કહેવા લાગી:

"હું તો ગાયને દોહવા ગયેલી ત્યાં નજર પડી. મને થયું: કાશીરિનના આંગણમાં આ લાંબા બૂટ જેવું શું હશે?"

"ખોટું બોલે છે, લબાડ ક્યાંની!" નાના રાતાપીળા થઈ જતા અને પગ પછાડતા ગરજી ઊઠયા. "અમારા આંગણમાં કંઈ દેખાય જ નહિ! વાડ બહુ ઊંચી છે અને એમાં બાકોરાં ક્યાંય નથી! ખોટું બોલે છે! કંઈ નથી ત્યાં!"

"હે ભગવાન!" પેત્રોવ્નાએ એક હાથ નાના તરફ લંબાવીને અને બીજા હાથે પોતાનું માથું પકડીને રાગડો તાણ્યો. "મેં તો સાચી વાત કહી દીધી, પણ આળ મૂકે છે કે ખોટું બોલું છું! હું જતી હતી એટલામાં પગલાં નજરે પડયાં, તમારી વાડ તરફ જતાં હતાં, એક જગ્યાએ હિમ બધું ખૂંદાઈ ગયેલું હતું. મેં ઉપર ચડીને જોયું તો પડયો હતો..."

"કો... કોણ?"

રાડ ભયંકર લાંબી અને કશી જ ગમ ન પડે એવી હતી. પછી એકાએક જાણે અક્કલ બહેર મારી ગઈ હોય એમ સૌ દોડતાં રસોડામાંથી બહાર નીકળીને

આંગણમાં પહોંચી ગયાં. ત્યાં હિમ ભરેલા ખાડામાં ગાડાવાળો પ્યોતરકાકો પડયો હતો, તેની પીઠ બળેલી વળીએ ટેકવેલી હતી અને માથું છાતીએ ઢળી પડેલું હતું. જમણા કાનથી જરાક નીચે મોટો જખમ હતો, રાતા મોં જેવા જખમની નીલી કિનારીઓ દાંતની જેમ બહાર નીકળી આવેલી હતી. મેં ત્રાસી જઈને આંખો મીચી દીધી અને પાંપણો નીચેથી નજર નાખી તો પ્યોતરકાકાની પલાણની છરી ગોઠણ ઉપર પડી હતી, જમણા હાથની કાળી પડી ગયેલી વાંકી આંગળીઓ છરી નજીક હતી અને ડાબો હાથ હિમમાં દટાઈ ગયેલો હતો. તેની પાતળી કાયા તળે હિમ ઓગળી ગયું હતું. ધોળા રૂ જેવા હિમમાં ઊંડું ધરબાઈ ગયેલું કલેવર કાયમ કરતાં વધારે પ્રમાણમાં બાળકના જેવું લાગતું હતું. તેની જમણી તરફ હિમમાં રચાઈ ગયેલી વિચિત્ર રાતી ભાત પંખી જેવી લાગતી હતી, પરંતુ ડાબી તરફ સપાટ પથરાયેલું ડાઘા વગરનું હિમ ચળકારા મારતું હતું. સાવ રાંકની જેમ નમેલું માથું છાતીને ટેકે પડયું હતું, ગૂંછળિયાળી દાઢી ઊંચી થઈ ગયેલી હતી, તેની નીચે પિત્તળનો મોટો ક્રૉસ લોહીની સુકાઈ ગયેલી ધારાઓમાં મઢાઈ ગયેલો હતો. અવાજોના ગરબડગોટાળામાં મને માથામાં ચક્કર આવી ગયાં. પેત્રોવ્ના અણથંભ રાડારાડી કરતી હતી, પોલીસ ઘાંટા પાડીને વાલેઈને ક્યાંક જવા કહી રહ્યો હતો, અને નાના જોરજોરથી બરાડતા હતા:

"પગલાંનું ધ્યાન રાખજો! નિશાન ખૂંદાઈ ન જાય!"

તેમણે એકાએક ભવાં સંકોડીને નજર નીચે ઢાળી દેતાં જોરદાર અને સત્તાવાહી અવાજે પોલીસને કહ્યું:

"બૂમબરાડા બધા નકામા છે, હવાલદાર! આ તો ભગવાનનું કામ, ભગવાનનો ચુકાદો, અને તમે માલ વગરની ધમાલમાં પડયા છો! અરે! કેવા લોકો!"

સૌ ચુપ થઈ ગયાં, નિસાસા નાખવા લાગ્યાં, અને મરેલા આદમી ઉપર નજર ઠેરવીને ક્રૉસની નિશાની કરવા લાગ્યાં.

પેત્રોવ્નાના ઘર તરફથી વાડ ઓળંગીને માણસો દોડતાં, પડતાં આખડતાં, પણ અવાજ કર્યા વગર, આંગણ પાર કરતાં આવવા લાગ્યાં. નાના આસપાસ નજર ફેરવીને હતાશ અવાજે બોલી ઊઠયા:

"પાડોશીઓ, રાઝબેરીના છોડવા બધાય પીંખી નાખો છો! શરમ નથી આવતી?"

નાનીમા મને હાથ પકડીને ઘરમાં લઈ ગઈ.

"એણે શું કર્યું?" મેં પૂછ્યું.

"તેં જોયું નહિ?" તેણે રોતલ અવાજે જવાબ દીધો.

પૂરી સાંજ અને છેક મોડી રાત સુધી અજાણ્યાં માણસો રસોડામાં અને જોડેના ઓરડામાં ટોળે વળતાં રહ્યાં અને બૂમબરાડા કરતાં રહ્યાં. પોલીસવાળા હુકમો આપતા હતા અને પાદરી જેવો દેખાતો એક આદમી નોંધ કરતો વારે વારે બતક જેવા અવાજે પૂછતો હતો:

"શું? શું?"

નાનીમા સૌને ચા આપતી હતી. રસોડામાં ટેબલ પાસે બેઠેલો ગોળમટોળ, મૂછોવાળો, અને શીળીના ડાઘાવાળો આદમી તીણા અવાજે બોલ્યો:

"એના સાચા નામની કોઈને ખબર નથી. બસ એટલી જ ખબર છે કે યેલાત્માથી આવેલો. અને પેલો મૂંગો ને બહેરો તમારાથી કે મારાથી જરાય વધારે બહેરો નથી. એણે જ આખી વાત કહી દીધી. ત્રીજા આદમીએ પણ બાતમી આપી, લાગે છે કે ત્રીજો જણ હતો. કેટલાય વખતથી દેવળોનો માલ લૂંટતા, ખાસ મોટો ધંધો એ જ હતો..."

"હે ભગવાન!" પેત્રોવ્ના બોલી ઊઠી. તે પરસેવે ભીંજાઈ ગયેલી હતી અને તેનું મોં લાલ થઈ ગયેલું હતું.

હું ભઠ્ઠીની ઉપર લાંબો થઈને પડયો પડયો નીચે જોતો હતો, બધાં માણસો ઠીંગણાં અને જાડિયાં અને કદરૂપાં દેખાતાં હતાં...

## ૧૦

શનિવારે સવારે હું બહુ વહેલો બુલફીંચ પંખીઓને પકડવા પેત્રોવ્નાના બગીચામાં ગયો. કેટલોક વખત વીતી ગયો પરંતુ લાલ છાતીવાળા મગરૂર જીવ મારા ફાંસલામાં સપડાયા નહિ. પોતાના રૂપનાં ગુમાની પંખીઓ હિમના રૂપેરી પડ ઉપર ભારેખમ અદાથી કદમ માંડતાં, અથવા ઊડીને ઝાડીમાં પહોંચી જતાં, હિમ છવાયેલી ડાળીઓ પર બેસીને હીંચોળા લેતાં, હિમની ભૂકીના નીલા ચમકારાઓમાં ઝળકતાં રંગબેરંગી ફૂલો જેવાં લાગતાં. એ બધું એટલું મનોહર હતું કે શિકારમાં નિરાશાની લાગણી મારા મનમાં પેદા થાય જ નહિ. સામાન્ય રીતે હું બહુ અધીરો શિકારી નહોતો, મને હંમેશાં પરિણામ કરતાં પ્રક્રિયામાં વધારે ખુશી મળતી. મને પંખીઓની જિંદગીનું નિરીક્ષણ કરવામાં અને તેને વિશે મનન કરવામાં બેહદ દિલચસ્પ હતી.

હિમ છવાયેલા ખેતરને છેડે એકલા બેસીને શિયાળાના દિવસની સ્ફટિક સમી નીરવતામાં પંખીઓનો કલરવ માણતા હોઈએ, અને બહુ દૂરના અંતરે ક્યાંક જતી ત્રણ ઘોડાની ગાડીની, રશિયાના શિયાળાની ગમગીન લાવરી

જેવી ગાડીની, ઘંટડીઓનો રણકાર સાંભળતા હોઈએ, ત્યારે બહુ મઝાનું લાગે...

હું ઠારમાં ઠરીને ઠીકરું થઈ ગયો અને મારા કાન થીજી રહ્યા હાય એમ મને લાગ્યું ત્યારે ફાંસલા અને પાંજરાં ભેગાં કરીને હું વાડ ઉપર ચડયો અને નાનાના બગીચામાં ઊતરીને ઘર તરફ જવા લાગ્યો. દરવાજો ઉઘાડો હતો અને કોઈ કદાવર ગામડિયો મોટી બંધ હિમગાડીને જોડેલા ત્રણ ઘોડાઓને દોરીને બહાર રસ્તે લઈ જતો હતો. ઘોડાઓનાં કલેવરોમાંથી વરાળના ગોટા નીકળતા હતા, ગામડિયો મોજમાં સીટી વગાડતો હતો. મારા હૈયાના ધબકારા જાણે બંધ થઈ ગયા.

"કોણ આવ્યું છે?" મેં પૂછ્યું.

તેણે ફરી જઈને હાથ નીચેથી મારી તરફ નજર નાખી અને ઠેકડો મારીને ગાડીમાં ચડી બેસતાં કહ્યું:

"પાદરી."

એમ હોય તો મને લાગતુંવળગતું કશું નહોતું. પાદરી તો ઘણું કરીને કોઈ ભાડૂતની પાસે આવ્યો હોય.

"અરે મારાં મરઘડાં, થાઓ વહેતાં!" ગામડિયાએ ઘોડાઓને ચાબુક અડાડતાં હાકલ કરી. ઘોડાઓએ તરત ફાળ ફરીને ઘંટડીઓના રણકાર હવામાં ગુંજતા કરી દીધા. હું તેમને જતા જોઈ રહ્યો અને પછી દરવાજો બંધ કરીને ઘરમાં ગયો. રસોડામાં દાખલ થયો ત્યારે મને બાજુના ઓરડામાંથી મારી માનો ઊંડો અવાજ કાને પડયો:

"તો હવે શું કરવું છે? મને મારી નાખવી, એમ ને?"

હું પાંજરાં હેઠે પડતાં મૂકી દેતો કોટ ઉતાર્યા વગર જ ઓસરીમાં દોડી ગયો અને નાના જોડે ભટકાઈ ગયો. તેમણે મારો ખભો પકડી લીધો, ઝનૂની નજરે મારી સામે જોયું, અને જાણે મુશ્કેલીથી કશુંક ગળી જતા હોય એમ અદ્ધર શ્વાસે કહ્યું:

"તારી મા આવી છે, જા એની પાસે! ઊભો રહે!.."

તેમણે મને એટલા જોરથી હલાવ્યો કે હું પડતો પડતો માંડ રહી ગયો. પછી તેમણે મને બારણા તરફ હડસેલી દીધો. "જા!.. જા!.."

હું બારણે ફાંફાં મારવા લાગ્યો અને થીજેલી થરથરતી આંગળીઓ વડે માંડ આગળો ઊંચો કરી શક્યો. આખરે બારણું ખોલી નાખીને હું ઉંબરે જ અવાક ઊભો રહી ગયો.

"આવી ગયો!" મા બોલી. "હે ભગવાન, કેવડો મોટો થઈ ગયો છે!

મને ઓળખી નહિ? કેવાં કપડાં પહેરાવ્યાં છે! એના કાન થીજી ગયા છે! મા, થોડીક બતકની ચરબી દે તો, ઝટ કર..."

ઓરડાની વચ્ચોવચ ઊભી રહીને તે મારાં કપડાં ઉતારવા લાગી અને મને દડાની જેમ આમથી તેમ ફેરવવા લાગી. તેની મોટી કાયા પુરુષના જામા જેટલા પહોળા મુલાયમ રાતા ગરમ ડ્રેસમાં ઢંકાયેલી હતી, તેમાં મોટાં કાળાં બટન ત્રાંસી રેખામાં ખભેથી લઈને કમ્મર સુધી અને પછી છેક ઘેર સુધી ટાંકેલાં હતાં. એવો ડ્રેસ મેં અગાઉ ક્યારેય નહોતો જોયો.

તેનો ચહેરો જાણે નાનો થઈ ગયો હોય અને ફિક્કો પડી ગયો હોય, આંખો વધારે મોટી અને વધારે ઊંડી બની ગઈ હોય, અને વાળ વધારે સોનેરી થઈ ગયા હોય એમ લાગતું હતું. મારાં કપડાં ઉતારી નાખીને તેણે બાજુએ ફગાવી દીધાં, રાતા હોઠના ખૂણા તુચ્છકારમાં દબાવ્યા, અને પછી તે હાકેમ જેવા અવાજે બોલી:

"મૂંગો કેમ છો? ખુશી થઈ? છી! કેવું મેલું ખમીસ..."

પછી તેણે મારા કાન ઉપર ચરબી ઘસી. મને પીડા તો થઈ, પરંતુ તેનો બદલો તેની કાયામાંથી છૂટતી તાજગી બક્ષતી મઝેદાર સુવાસથી વળી ગયો. મેં નજીક સરકીને તેની આંખોમાં ઊંડે ઊંડે નજર નાખી, પરંતુ ઉત્તેજનાને લીધે હું એક શબ્દ પણ બોલી ન શક્યો. તેના બોલની પાછળથી મને નાનીમાની ધીમા અવાજે થતી ફરિયાદ કાને પડી:

"આપમતીલો છે, જરાય હાથમાં નથી રહ્યો, હવે તો નાનાથીયે નથી બીતો! અરે, વાર્યા, વાર્યા..."

"રોદણાં રોવાનું મૂકી દે, મા! બધાંય સારાં વાનાં થશે!"

માની સામે આસપાસનું બધું નાનું અને જૂનું અને બેનૂર લાગતું હતું. મને પોતાને જાણે નાના જેટલો ઘરડો હોઉં એવી લાગણી થઈ. તે મને ગોઠણ વચ્ચે સખત દબાવીને મારા માથામાં હૂંફાળો ભારે હાથ ફેરવવા લાગી.

"વાળ વધી ગયા છે, કપાવવા પડશે," તેણે કહ્યું, "અને નિશાળમાં દાખલ કરવાનો વખત આવી ગયો. ભણવું છે ને?"

"ભણી લીધું."

"ઘણું વધારે શીખવાનું બાકી છે. પણ કેવો ખડતલ છો તું, હેં?" તે મને વહાલ કરતી મોકળા મને હેતભર્યું હસી પડી.

નાના અંદર આવ્યા, તમતમી ઊઠેલા, ધૂંધવાતા, આંખો લાલચોળ. માએ હાથ હલાવીને મને આઘો હડસેલી દીધો અને ઊંચા અવાજે સવાલ કર્યો:

"તો બોલો, બાપુ, મારે શું કરવાનું છે? જતી રહું?"

નાના બારી પાસે ઊભા રહીને મૂંગા મૂંગા નખ વડે બરફ ખોતરવા લાગ્યા. વાતાવરણ એટલું બધું તંગ બની ગયું કે મારાં આંખકાન જાણે વધી રહ્યાં હોય, વધીને મારી આખી હસ્તીને આવરી લેતાં હોય, અને ચીસ પાડવાના આવેગને લીધે મારી છાતી જાણે હમણાં ફાટી જવાની હોય, એમ મને લાગ્યું.

"આલેક્સેઈ, તું અહીંથી જતો રહે!" નાના બોદા અવાજે બોલ્યા.

"કેમ?" માએ વળી મને નજીક ખેંચી લેતાં સવાલ કર્યો.

"ક્યાંય જવાનું નથી! હું મનાઈ કરું છું..."

મા ઊભી થઈ ગઈ અને સૂર્યાસ્તની વેળાના ઝાંખા વાદળની જેમ ઓરડામાં ઊડતી સરકવા લાગી.

"બાપુ, સાંભળો..." તે નાનાની પાછળ ઊભી રહી જતી બોલી.

"ચુપ!" તેમણે બરાડો પાડયો.

"મારી સામે આમ બરાડા પાડવાનું નહિ ચાલે!" મા શાંત અવાજે બોલી.

"વાર્વારા!" નાનીમા સોફા પરથી ઊભી થઈ ગઈ અને ચેતવણીમાં આંગળી હલાવતી બોલી ઊઠી. નાના ઢીલા થઈને ખુરશીમાં ફસકી પડયા અને મનોમન બબડવા લાગ્યા:

"આ શું? આ શું, હેં? હું આખર કોણ છું? આને શું કહેવું?

એકાએક તે જખમી જનાવરની જેમ ગરજી ઊઠયા:

"તેં મારા નામને બટ્ટો લગાડી દીધો, એમ જ કર્યું છે તેં, વાર્કા!"

"તું જતો રહે," નાનીમાએ મને કહ્યું. એકદમ દુખી દિલ લઈને હું રસોડામાં ગયો અને ભઠ્ઠી ઉપર ચડી ગયો. બીજા ઓરડામાંથી આવતા અવાજ મને ત્યાં સંભળાતા હતા. સૌ ઘડીક ઉશ્કેરાટમાં જોરજોરથી વાતો કરવા લાગતાં અને ઘડીક ચુપ થઈ જતાં, જાણે કેમ નીંદરમાં પડી ગયાં હોય. માને બચ્ચું આવ્યું હતું અને તેને કોઈની પાસે મૂકીને તે અહીંયાં આવી હતી. વાતો તેને વિશે થઈ રહી હતી. પરંતુ કળવું અશક્ય હતું કે નાના કેમ ગુસ્સે થઈ ગયેલા, માએ તેમની પરવાનગી વગર બચ્ચાને જન્મ દીધો એટલે કે તે બચ્ચાને ભેગું નહોતી લઈ આવી એટલે.

આખરે નાના રસોડામાં આવ્યા, ગુસ્સામાં રાતાપીળા, બેહાલ, થાકેલા. તેમની પાછળ આવતી નાનીમા કપડાના છેડા વડે ગાલ પરથી આંસુ લૂછી રહી હતી. નાના બાંકડા ઉપર ફસકી પડયા, હાથ ટેકવીને બેસી ગયા, અને ઘેરા થઈ ગયેલા હોઠ કરડવા લાગ્યા. તેમનો ચહેરો ફરકી રહ્યો હતો. નાનીમા તેમની સામે ગોઠણભેર બેસી ગઈ.

"એને માફ કરી દો, બાપા, ઈસુને ખાતર માફ કરી દો! આથી બહેતર

હિમગાડીઓ પણ ભાંગી ગઈ છે! આખર તો અમીરઉમરાવોમાં અને વેપારીઓમાં પણ આવું નથી બનતું શું? જરાક જુઓ તો ખરા, કેવી બાઈ છે! એને માફ કરી દો, બાપા, આપણામાંથી કોઈ ખોડખામી વગરનું નથી..."

નાનાએ પીઠ દીવાલે ટેકવી દીધી અને નાનીમાની આંખોમાં નજર પરોવીને રડતલ અવાજે કહ્યું:

"અરે, હા, જરૂર! કેમ નહિ? તું તો સૌને માફ કરી દેવાની! તું તો બધું માફ કરી દેવાની! હા, વળી! અરે, કેવા લોકો..."

પછી તે નાનીમાની તરફ નમી ગયા અને તેને ખભો પકડીને હલાવવા લાગ્યા.

"પણ ભગવાનનું શું?" તે હોઠ ફફડાવતા ઝડપથી બોલવા લાગ્યા. "એ તો કોઈને માફ નથી કરતો ને? અહીંયાં આપણી કબરમાં જવાની વેળા નજીક આવી ગઈ છે, અને કેવી સજા મળે છે... આપણા આખરી દિવસો છે પણ જરાય ચેન નથી, જરાય ખુશી નથી, અને એવી આશાય મુદ્દલ નથી. આપણે ભિખારાં થઈને મરવાનાં, મારા બોલ યાદ રાખજે, ભિખારાં થઈને!"

નાનીમા તેમના હાથ પોતાના હાથમાં લઈ લેતી અડોઅડ બેસી ગઈ અને હળવું હસતી બોલી:

"એમાં શું? ભિખારી બનવામાં આટલી બધી બીક કેમ લાગે છે? તો આપણે ભિખારાં થઈ જવાનાં, ભલે! તમે ઘરમાં બેઠા રહેજો અને હું તામડી લઈને ફેરા કરીશ. મને કોઈ ના નહિ પાડે, આપણે ભૂખ્યાં નહિ રહેવું પડે! એવી બધી ફિકર પડતી મૂકી દો!"

તેમણે અચાનક છીંકોટો કર્યો, માથું બકરાની જેમ ફેરવ્યું, અને નાનીમાને ગરદન ફરતે હાથ વીંટાળીને સખત દબાવતાં વહાલ કર્યું. નાનકડી અને ભાંગી પડેલી કાયાવાળા નાના પછી બબડવા લાગ્યા:

"મૂરખ! ભગવાનની વહાલી મૂરખ! મારું પોતાનું કહેવાય એવી તો તું એક જ બચી છો! તું તો બધું ખોઈ દેવા તૈયાર છો, ભોળી છો ને! જરાક યાદ કર, આપણે બચ્ચાંને ખાતર કેવી મહેનત કરી છે, મેં એમને ખાતર કેવાં કેવાં પાપ કર્યાં છે! અને હવે જિંદગીનો છેડો આવ્યો છે ત્યારે હાથમાં કંઈ નહિ, જરાક જેટલુંયે નહિ..."

એ ઘડીએ મારાથી વધુ સહેવાયું નહિ. હું ઠેકડો મારીને ભઠ્ઠી ઉપરથી ઊતરી જતો તેમની પાસે દોડી ગયો. મારા મોં ઉપર આંસુની ધારાઓ વહેતી હતી. હું ખુશીના ઊભરામાં ડૂસકાં ભરતો હતો, મારી મા આવી હતી, નાના અને નાનીમા ભેગાં બેસીને વાત કરતાં હતાં, મેં અગાઉ કદી નહોતું જોયું એવા

વહાલથી વાત કરતાં હતાં, તેમના સંતાપમાં મને ભાગ લેવા દેતાં હતાં, બેઉ મને ભેટતાં હતાં, હેત કરતાં હતાં, આંસુના ધોધમાં નવડાવતાં હતાં.

"અરે, તું, નાનકો મવાલી ક્યાંનો, તું પણ અહીંયાં જ છો!" નાના મારા કાનમાં હોઠ ફફડાવતા બોલ્યા. "તારી મા આવી ગઈ એટલે હવે મારી જરૂર નહિ પડે, તારા નાનાની, બુઢ્ઢા શયતાનની, જરૂર નહિ પડે, ખરું ને? અને તારી નાનીમાનીયે જરૂર નહિ પડે, બુઢ્ઢી ડોકરીને તો ખાલી એટલું જ આવડે છે કે તને કેમ બગાડવો. અરે, કેવા લોકો..."

હાથ હલાવીને અમને ખસી જવાનો ઈશારો કરતા તે ઊભા થઈ ગયા.

"સૌ અમને પડતાં મૂકીને જતાં રહે છે, સૌ છટકી જવાની કોશિશ કરે છે, દરેક પોતાની ફિકર કરે છે... ભલે, બોલાવ એને!" તેમણે ખીજમાં કહ્યું. "ઝટ કર!.."

નાનીમા રસોડામાંથી બહાર ગઈ, અને નાના દેવચિત્રોના ખૂણામાં જઈને માથું નમાવતા બબડવા લાગ્યા:

"દયાળુ ભગવાન! જો તો ખરો, જરાક વિચાર કર!"

તે જોરથી ધડાધડ છાતી કૂટવા લાગ્યા. મને એ ગમ્યું નહિ, અને સામાન્ય રીતે મને ભગવાન જોડે વાત કરવાની તેમની રીત પસંદ નહોતી, હંમેશાં બહુ બડાઈ હાંકતા.

મા અંદર દાખલ થઈ. તેના રાતા ડ્રેસની ખુશાલી આખા રસોડામાં ભરાઈ ગઈ. તે બાંકડા ઉપર નાના અને નાનીમાની વચ્ચે બેસી ગઈ. તેના ડ્રેસની લાંબી બાંયો માબાપના ખભા ઉપર ફેલાઈ ગઈ. મા હળવા અને ગંભીર અવાજે બોલવા લાગી, નાના અને નાનીમા વચમાં કશી દખલ કર્યા વગર ચુપચાપ સાંભળતાં રહ્યાં. માની બાજુમાં બેઉ એટલાં નાનકડાં દેખાતાં હતાં કે બે બચ્ચાં ભેગી તેમની મા બેઠી હોય એમ લાગતું હતું.

લાગણીના ઊભરાના થાકમાં હું ભઠ્ઠી ઉપર જ ઘસઘસાટ ઊંઘી ગયો.

સાંજે બેઉ ઘરડાં માણસ સારામાં સારાં કપડાં પહેરીને દેવળમાં પ્રાર્થના કરવા ગયાં. નાનીમાએ ગેલમાં નાના સામે મિચકારો કર્યો. નાના ઉસ્તાદ કારીગરના પોશાકમાં અને ફરના કોટમાં સોહામણા લાગતા હતા.

નાનીમાએ મારી માને કોણી મારતાં કહ્યું:

"જો તો ખરી, તારા બાપુ કેવા મઝાના નાનકડા બકરા જેવા લાગે છે!"

મા ખુશીના રંગમાં હસી પડી.

હું અને મા ઓરડામાં એકલાં રહી ગયાં ત્યારે તેણે સોફા પર બેસી જતાં

એક પગ વાળીને કાયા નીચે દબાવી દીધો, અને સોફામાં પોતાની નજીક હળવી થપાટ મારતાં મને પાસે બોલાવ્યો.

"આવ, અહીં બેસી જા! તો હાલત કેવી છે? બહુ સારી નહિ, ખરું ને?"

કેવી હતી? મને ખબર નહોતી.

"નાના મારે છે?"

"હવે બહુ નથી મારતા."

"ખરેખર? ઠીક, તને ગમે તે વાત કર."

મને નાનાની વાત કરવાનું જરાય મન નહોતું, એટલે હું કહેવા લાગ્યો કે આ ઓરડામાં બહુ મઝાનો આદમી રહેતો હતો, પણ એ કોઈને ગમતો નહિ, અને આખરે નાનાએ તેને કાઢી મૂક્યો. એ વાતમાં માને દેખીતી રીતે જ મઝા ન પડી. તેણે કહ્યું:

"બીજી કશીક વાત કર!"

મેં ત્રણ નાના છોકરાની અને કર્નલે મને તેના આંગણમાંથી તગેડી મૂકેલો એની વાત કરી.

"કેવો ખરાબ આદમી!" તે મને વહાલમાં જોરથી દબાવતી બોલી.

પછી તે ચુપ થઈ ગઈ અને સંકોડેલી આંખો વડે ભોંયપટને તાકતી માથું ધુણાવવા લાગી.

"નાના તારી ઉપર ગુસ્સે કેમ થયા છે?" મેં પૂછ્યું.

"વાંક મારો જ છે."

"તું બચ્ચાને લઈને આવી હોત તો સારું હતું..."

તે ચોંકી ગઈ, ભવાં સંકોડીને હોઠ કરડવા લાગી, પછી ખડખડાટ હસી પડતી ફરી મને દબાવીને વહાલ કરવા લાગી.

"અરે, તું! ખરો ખેપાની છો! પણ આ બાબતમાં ફરી એક શબ્દ પણ બોલવાનો નથી, સમજ્યો ને? એક શબ્દ પણ નહિ, અને એનો ખ્યાલ પણ મનમાં લાવવાનો નથી!"

તે કેટલીક વાર સુધી સમજાય નહિ એવા શબ્દો શાંત અને કડક અવાજે બોલતી રહી, પછી ઊભી થઈ ગઈ અને હડપચીએ આંગળીઓ ઠપઠપાવતી તથા ભરાવદાર ભવાં ફરકાવતી ભોંયપટ પર આંટા મારવા લાગી.

ટેબલ પર મીણબત્તી બળતી અને ઓગળતી હતી. તેનું પ્રતિબિંબ આયનામાં પડતું હતું. ભોંયપટ પર મેલા પડછાયા સરકતા હતા. ખૂણામાં દેવચિત્રનો દીવો બળતો હતો. હિમ છવાયેલી બારી ચાંદનીમાં રૂપેરી લાગતી

હતી. મા જાણે ખાલી દીવાલો અને છતમાં કશુંક ગોતતી હોય એમ નજર ફેરવતી હતી.

"સૂવા ક્યારે જવાનો?"

"થોડીક વાર પછી."

"ઠીક છે, બપોર પછી જરાક વાર ઊંઘી ગયેલો," તેણે નિસાસો નાખતાં યાદ કર્યું.

"તને જતી રહેવાનું મન થાય છે ને?"

"ક્યાં?" તેના જવાબમાં અચરજની છાંટ હતી. પછી તે મારું માથું ઊંચું કરીને કેટલીય વાર સુધી મારી આંખોમાં તાકતી રહી. હું આંસુ ખાળી ન શક્યો.

"કેમ રડે છે?"

"ગરદન દુખે છે."

પરંતુ મારું દિલ વધારે દુખતું હતું. હું સમજી ગયો કે તે આ ઘરમાં રહી નહિ શકે, ચોક્કસ જતી રહેવાની.

"એક દિવસ બરાબર તારા બાપુ જેવો દેખાવાનો," તે ગાલીચાને પગ વડે આઘો ખસેડતી બોલી. "નાનીમાએ એમની વાત કરેલી તને?"

"હા."

"એને મક્સીમ બહુ ગમતા, બહુ જ. અને મક્સીમને પણ એ ગમતી..."

"ખબર છે."

માએ મીણબત્તી તરફ નજર નાખી, અને પછી ભવાં સંકોડી દઈને તેને ઓલવી નાખતી તે બોલી:

"હવે બહેતર લાગે છે!"

મીણબત્તી ઓલવાઈ જતાં ઓરડામાં વધારે તાજગી અને ચોખ્ખાઈ લાગી. ભોંયપટ પર મેલા પડછાયાઓની જગ્યા નીલી ચાંદનીની પટ્ટીઓએ લઈ લીધી. બારીના કાચમાં સોનેરી પરાવર્તનો ચળકારા મારતાં હતાં.

"અહીં આવતાં પહેલાં ક્યાં રહેતી હતી?"

જાણે લાંબા વખતથી ભુલાઈ ગયેલું કશુંક યાદ કરતી હોય એમ તેણે કેટલાંય શહેરોનાં નામ લીધાં. દરમિયાનમાં તે ઓરડામાં બાજની જેમ ગોળ ચકરાવા લેતી રહી.

"આવો ડ્રેસ ક્યાંથી મળ્યો?"

"મેં પોતે જ બનાવ્યો છે. હું બધું જાતે જ કરી લઉં છું."

તેને બીજાં સૌથી બહુ નિરાળી જોઈને મનમાં ખુશી થતી હતી, પરંતુ તે બહુ ઓછું બોલતી એટલે મને અફસોસ થતો હતો. હું સવાલ ન પૂછું તો તે કશું બોલતી જ નહિ.

તે વળી પાછી સોફા પર મારી બાજુમાં બેસી ગઈ. ઘરડાં માણસો મીણ અને ધૂપની વાસ લઈને પાછાં આવ્યાં ત્યાં સુધી અમે એકબીજાને જોરથી વળગીને એમ જ બેઠાં રહ્યાં. નાના અને નાનીમાના ગંભીર ચહેરા સ્વસ્થ અને હેતાળ લાગતા હતા.

અમે વાળુ તહેવારની જેમ વિધિસર કર્યું. સૌ ઓછું અને સાવચેતીથી બોલતાં હતાં, જાણે કેમ હળવી નીંદરમાં પડેલું કોઈ જાગી જાય એવી બીક લાગતી હોય.

થોડા વખતમાં માએ મને બિનધાર્મિક "સામાન્ય" શિક્ષણ આપવાનું સ્ફૂર્તિથી શરૂ કરી દીધું. તેણે મને થોડાંક પુસ્તકો ખરીદી આપ્યાં. તેમાંથી એક ચોપડીનું નામ 'રૂસી ભાષા પ્રવેશ' હતું. એ ચોપડીમાંથી મેં રીતસરની અક્ષરમાળા થોડાક જ વખતમાં શીખી લીધી. પરંતુ પછી તરત મા મને કવિતાઓ મોઢે કરાવવા લાગી, અને અમારી પરસ્પર રિબામણી શરૂ થઈ ગઈ.

મારે શીખવી પડેલી પહેલી કવિતા આવી હતી:

> આવે ના છેડો રસ્તાનો, વાંકોચૂકો જાય,
> ખેતરો ને મકાનો, અનેકાનેક દેખાય,
> પાવડા કે કોદાળી થકી, નથી એ બનેલો,
> ખરીઓએ અપરંપાર, એને છે ઘડેલો.

એ કવિતાનો પાઠ કરતી વેળા હું હંમેશાં "છેડો"ને બદલે "મેડો", "મકાનો"ને બદલે "ટકાનો", અને "ઘડેલો" ને બદલે "ચડેલો" બોલતો.

"પણ જરાક વિચાર તો કર," મા વાંધો ઉઠાવતી, "રસ્તાનો 'મેડો' ક્યાંથી હોય, મૂરખ જેવી વાત છે ને? 'છેડો' બોલવાનું છે તારે!"

હું સમજતો, પણ તોયે "મેડો" જ બોલતો અને અકળાઈ જતો.

મા ખિજાઈ જતી અને મને વારંવાર હઠીલો અને અક્કલનો ઓથમીર કહેતી. એવા આક્ષેપો સાંભળવા બહુ કડવા લાગતા. કાળમુખી લીટીઓને બરાબર યાદ રાખવાની પૂરી કોશિશ હું કરતો. મનમાં બોલું ત્યારે જરાય ભૂલ ન થતી, પરંતુ મોટેથી બોલું ત્યારે અચૂક શબ્દો ભેળસેળ થઈ જતા. એ ઠગારી લીટીઓ તરફ મને નફરત થઈ ગઈ, અને હું ખારમાં તેમને ગૂંચવી નાખવા લાગ્યો. હું સરખા ઉચ્ચારના શબ્દોની આખી હારમાળા ઘડી કાઢતો. જેમ શબ્દોમાંથી અર્થ ઓછો નીકળે તેમ મને વધારે ખુશી થતી.

પરંતુ એવી ગમ્મત મને બહુ મોંઘી પડી ગઈ. એક દિવસ ભણવાનું સરસ

રીતે પતી ગયું ત્યાર પછી માએ મને પેલી કવિતા બોલી જવાનું કહ્યું, અને હું અનાયાસે જ બોલવા લાગ્યો:

ચાલે ના મેડો રસ્તાનો પાંખોટૂંકો થાય,
વેતરો કે ટકાનો બટેટા બેક રેડાય...

કેવો છબરડો વળી રહ્યો છે તેનું ભાન બહુ મોડું થયું. મા ટેબલ પર હાથ રાખીને ઊભી થઈ, અને એક એક શબ્દ અલગ અલગ બોલીને તેણે મને પૂછ્યું:

"આ વળી શું?"

"ખબર નથી," મેં જવાબ દીધો. હું એકદમ ડઘાઈ ગયો હતો.

"ના, ખબર છે! કહી દે!"

"એમ જ."

"એમ જ એટલે કેમ?"

"ગમ્મતમાં."

"ખૂણામાં જા!"

"કેમ?"

"ખૂણામાં!" તેણે શાંત પરંતુ ધમકીભર્યા અવાજે દોહરાવ્યું.

"કયા ખૂણામાં?"

તેણે કશો જવાબ દીધા વગર મારી સામે એવી રીતે જોયું કે હું શું કરું છું અને તે મારી પાસે શું કરાવવા માગે છે તેનો ખ્યાલ મને બિલકુલ રહ્યો જ નહિ. દેવચિત્રોના ખૂણામાં ગોળ ટેબલ હતું. તેની ઉપર પડેલી ફૂલદાનીમાં મીઠી સુગંધવાળાં સૂકાં ફૂલ અને તરણાં ગોઠવેલાં હતાં. બીજા ખૂણામાં સંદૂક પડી હતી અને તેની ઉપર જાજમ બિછાવેલી હતી. ત્રીજા ખૂણામાં ખાટલો હતો, અને ચોથે ખૂણે બારણું હતું.

"મને તો સમજાતું જ નથી તેં મને શું કરવાનું કહ્યું," હું સમજવાની સખત મહેનત કરતો બોલ્યો.

તે ખુરશીમાં ફસકી પડી અને મૂંગી મૂંગી ભવાં પર તથા ગાલે હાથ ઘસવા લાગી.

"નાના તને ખૂણામાં ઊભો નહોતા રાખતા?"

"ક્યારે?"

"ક્યારેય," તેણે અધીરાઈથી બરાડો પાડયો અને બે વાર ટેબલ પર હાથ પછાડયા.

"ના. યાદ નથી આવતું."

"તને ખબર નથી કે ખૂણામાં ઊભો રાખવો એટલે સજા કરવી?"

"ના. એમાં સજા કેમ થાય?"

"હે ભગવાન!" તે નિસાસો નાખતી બોલી. "અહીં આવ!"

"પણ તું મારી સામે બરાડા કેમ પાડે છે?" હું નજીક જતો બોલ્યો.

"તું કવિતામાં જાણીજોઈને ગોટાળા કેમ કરે છે?"

મને આવડયું એવી રીતે મેં સમજાવ્યું કે આંખો મીચીને યાદ કરું ત્યારે કવિતા જરાય ભૂલ વગર યાદ આવી જાય છે, પણ મોટેથી બોલું ત્યારે જુદા જ શબ્દો નીકળે છે.

"તું એ બધું જોડી તો નથી કાઢતો ને?"

મેં જવાબ દીધો કે ના, પરંતુ તરત પોતે જ ગડમથલમાં પડી ગયો કે જોડી કાઢું છે કે નહિ. પછી એકાએક મેં આખી કવિતા જરાય ભૂલ કર્યા વગર ધીરે ધીરે બોલી સંભળાવી. એથી હું પોતે હેરતમાં ગરકાવ થઈ ગયો.

મને લાગ્યું કે મારું મોં રાતું થઈ ગયું છે અને મારા કાનમાં બળતરા ઊપડી છે. હું માની સામે ઊભો ઊભો શરમમાં ડૂબી ગયો, અને મેં મારાં આંસુની આરપાર નજર નાખી તો તેનો ચહેરો નિરાશાથી ઘેરો પડી ગયો, હોઠ દબાઈ ગયા, ભવાં નીચે સરકી ગયાં.

"આનો મતલબ?" તે અજબ અવાજે બોલી. "લાગે છે કે તું ખરેખર બધું મનમાં જોડી કાઢે છે!"

"ખબર નથી. ઈરાદો જરાય નહોતો..."

"તારી જોડે કામ લેવાનું બહુ મુશ્કેલ છે," તે માથું નમાવી દેતી બોલી. "જતો રહે!"

તે મને વધારે ને વધારે કવિતાઓ મોઢે કરી લેવાનું કહેતી, પણ મારું મન તેમને યાદ રાખવાની ના પાડી દેતું. લયબદ્ધ પંક્તિઓને વિકૃત બનાવી દેવાની, શબ્દો બદલાવી નાખવાની, અદમ્ય તાલાવેલી વધારે જોર પકડતી ગઈ, વધારે ઝેરીલી બનતી ગઈ. અને તેમાં મને કશી મુશ્કેલી ન પડતી. ઢગલાબંધ અળખામણા શબ્દો મારા મનમાં ધૂમરીઓ ખાતા રહેતા અને મૂળ શબ્દોની જગ્યાએ ઝડપથી ગોઠવાઈ જતા. ઘણી વાર તો મારી ગમે એટલી કોશિશો છતાં આખેઆખી લીટીઓ મને મારા મનની નજરમાં દેખાતી જ નહિ. એક કરુણ કવિતાએ, લાગે છે કે પ્રિન્સ વ્યાઝેમ્સ્કીની હતી, મને ખાસ હેરાન કરેલો.

વહેલાં સવારે નીકળીને, મોડી રાત લગી ભટકતાં,

વિધવાઓ ને બાળ અનાથ, વળી લોક ઘરડાં કકળતાં,
બટકું રોટીનું માગે, બારી નીચે ઊભાં રહીને.

હું ત્રીજી લીટી હંમેશાં છોડી દેતો:

સાદ ગમગીન પાડે, ભૂખના દુખે રાંક બનીને.

ખીજે બળતી માએ જઈને મારાં પરાક્રમોની વાત નાનાને કરી.

"વાયડાઈ કરે છે," તે ગુસ્સામાં બોલ્યા, "એને બધુંય યાદ રહે છે, પ્રાર્થનાઓ મારા કરતાં બહેતર આવડે છે. એની યાદદાસ્ત પથ્થર જેવી છે, એક વાર એમાં કંઈક કોતરાઈ જાય એટલે કાયમનું થઈ જાય. મેથીપાક અજમાવી જો!"

નાનીમાએ તેમની વાતને ટેકો આપ્યો:

"વાર્તાઓ ને ગીતો બરાબર યાદ રાખે છે, અને ગીતો એટલે કવિતાઓ જેવાં જ."

એ બધું ખરું હતું, અને હું માનતો કે વાંક મારો જ છે, પરંતુ કવિતા મોઢે કરવાનું શરૂ કરું કે તરત શબ્દો વાંદાઓના ઝુંડની જેમ સરકતા આવીને ગોઠવાઈ જતા:

રાતે ને સવારે, દરવાજે અમારે,
અપંગોનાં અનાથોનાં, ટોળાં આવે,
રોતાં ઊભાં રહીને, ભીખ રોટીની માગે,
દેવા પેત્રોવ્નાને, દોટ મૂકીને ભાગે,
વેચે એને ગાયો સારુ,
પછી જાય પીવા દારૂ.

રાતે નાનીમાની જોડે સૂતો સૂતો હું પુસ્તકોમાંથી યાદ રહી ગયેલું અને મેં પોતે જોડી કાઢેલું બધું તેને કહી સંભળાવતો. તે ક્યારેક હસી પડતી, પરંતુ મોટે ભાગે તો ઠપકો આપતી:

"જો, સાંભળ, તને આવડે છે, ફાવટ છે! પણ ભિખારીઓની ઠેકડી ન ઉડાડાય! ઈસુ ભિખારી હતા, અને બધાય સંત પણ ભિખારીઓ જ હતા..."

હું જવાબમાં બબડતો:

ભિખારાં મને, ના ગમે,
નાના એમ જ, ના ગમે.
એનું મારે કરવું શું?
દે ભગવાન માફી તું!
રોજની વાત, પીટે નાના,
જેવાંતેવાં કાઢી બહાનાં.

"તારી જીભડીનાં મૂળિયાં સુકાઈ જાય રે! કેવો પાપિયો છો તું!" નાનીમા બોલી ઊઠી. "નાના સાંભળી જાય તો?"

"ભલે સાંભળી જાય!"

"તારી બિચારી માને કાયમ પજવે છે શું કરવા? આમેય એને કાંઈ કઠણાઈ ઓછી નથી, અને તું પાછો વધારતો જાય છે," નાનીમા હેતાળ અવાજે મને સમજાવતી.

"એને કઠણાઈ કેમ છે?"

"જીભડી ઝાલી રાખતાં શીખી લે! તને સમજણ ન પડે એમાં..."

"મને ખબર છે કે નાના..."

"કીધું ને કે જીભડી ઝાલી રાખ!"

હું એટલો બધો દુખી હતો કે લગભગ હતાશાની અણીએ પહોંચી ગયેલો, પરંતુ કોણ જાણે કેમ એ વાત છુપાવી રાખવા માગતો હતો. એટલે હું ઉદ્ધત અને બેકાબૂ બની ગયો. મા ભણાવવાનું વધારતી ગઈ, અને મારે માટે એ વધારે મુશ્કેલ બનતું ગયું. મને ગણિતમાં કોઈ જાતની મુશ્કેલી ન પડતી, પરંતુ લખવાનું મારાથી બનતું નહિ અને વ્યાકરણ તો મને જરાય ન સમજાતું. મને સૌથી વધારે ત્રાસ દેનારી બાબત તો એવી જાણકારીની હતી કે મા નાનાના ઘરમાં બેહદ દુખી છે. તે દરરોજ વધારે ને વધારે ગમગીન બની રહી હતી, દરેક વસ્તુને જાણે પરાઈ નજરે જોતી રહેતી, કલાકો સુધી બારી પાસે બેસીને બગીચામાં નજર તાકી રાખતી, જાણે કરમાતી જતી હોય એવી લાગતી. તે આવી પછી થોડાક દિવસ ફૂર્તિલી અને ચેતનમય રહી હતી, પરંતુ હવે તેની આંખો નીચે કાળાં કૂંડાળાં થઈ ગયાં હતાં, અને તે પોતાના દેખાવની કાળજી નહોતી રાખતી, તે આખો દિવસ વાળ ઓળ્યા વગર અને ચોળાયેલાં કપડાં પહેરીને તથા કબજાનાં બટન ખુલ્લાં રાખીને ઘરમાં ફરતી રહેતી. એવી હાલતમાં તે દેખાવડી ન લાગતી, એથી મારું દિલ દુભાતું, તેણે તો હંમેશાં સુઘડ અને સ્વચ્છ અને સુંદર, આખી દુનિયામાં સૌથી સુંદર ઇનસાન, બની રહેવું જોઈએ.

મને ભણાવતી વેળા તે નજર મારી પાર દીવાલે અથવા બારીની બહાર ઠેરવી રાખતી, સવાલો થાકેલા અવાજે પૂછતી, અને જવાબો સાંભળવાનું સાવ ભૂલી જતી. તે બહુ ચિડિયલ બની ગઈ હતી અને મને વારે વારે ધખતી. એથી પણ મારી લાગણીઓ દુભાતી. મા તો વાર્તાની માની જેમ બીજા લોકો કરતાં વધારે ઈનસાફી હોવી જોઈએ.

એક દિવસે મેં તેને કહ્યું:

"તને અમારી ભેગું સારું નથી લાગતું, ખરું ને?"

"તારું કામ કર," તેણે ખિજાઈને મને ધધડાવી નાખ્યો.

વળી મારા ધ્યાનમાં આવ્યું કે નાના કશુંક કરવાની તૈયારીમાં પડયા હતા અને એથી નાનીમા અને માને દહેશત લાગી ગઈ હતી. નાના ઘણી વાર મા જોડે ઓરડામાં પુરાઈ રહેતા અને ભરવાડ નિકાનોરની લાકડાની ખોફનાક સિસોટીની જેમ ચીસો પાડતા. એક વાર એવી ધમાલ ચાલતી હતી ત્યારે માએ આખા ઘરમાં સંભળાય એટલા જોરથી બરાડો પાડયો:

"એમ કદી નહિ બને, કદી નહિ!"

તેણે બહાર નીકળીને બારણું ધડાક બંધ કરી દીધું અને નાના ઘુરકાટ કરતા રહ્યા.

એ બનાવ સાંજે બનેલો. નાનીમા રસોડામાં બેઠી બેઠી નાના માટે ખમીસ સીવતી હતી અને હોઠ ફફડાવીને કશુંક બબડતી હતી. બારણાનો ધડાકો સાંભળીને તેણે કાન સરવા કરી દીધા, અને પછી તે બોલી ઊઠી:

"હે ભગવાન! ભાડૂતો પાસે ગઈ છે!"

એકાએક નાના રસોડામાં ધસી આવ્યા અને તેમણે નાનીમાને માથામાં મુક્કો ઝીંકી દીધો. એથી ઝણઝણી ગયેલા હાથને પંપાળતા તે ફૂંફાડા મારતા બરાડવા લાગ્યા:

"જીભડાને બાંધી રાખતાં ક્યારે શીખવાની? ચુડેલ ક્યાંની!"

"તમે મૂરખ છો મૂરખ," નાનીમા વાળ સરખા કરતી શાંત અવાજે બોલી. "તમને લાગે છે કે મારી જીભ બંધાવી દેવાની તાકાત છે તમારામાં, ખરું ને? ખાતરી રાખજો કે તમારાં કારસ્તાનની કંઈ ખબર પડે તો તરત એને કહી દેવાની, હંમેશાં..."

નાના તેની ઉપર તૂટી પડયા અને માથામાં ધડાધડ મારવા લાગ્યા. નાનીમા જરાય સામનો કર્યા વગર બોલતી રહી:

"ભલે, મારો, મૂરખ છો! વધારે જોરથી, હજી વધારે!"

હું ભઠ્ઠી ઉપર ચડીને બેઠો હતો ત્યાંથી તકિયા અને ધાબળા અને પગરખાં

નાનાની ઉપર ફેંકવા લાગ્યો, પરંતુ તેમને ઝનૂનની હાલતમાં ખબર જ ન પડી. નાનીમા પડી ગઈ, નાના તેને માથામાં લાતો મારતા મારતા પોતે જ લથડીને પડી ગયા, ધક્કો લાગવાથી પાણીની ડોલ ગબડી ગઈ. નાના એકદમ ઊભા થઈ ગયા અને થૂંકવા તથા છીંકોટા કરવા લાગ્યા, પછી આગ વરસાવતી નજર આસપાસ ફેરવીને દોડતા રસોડામાંથી બહાર નીકળી ગયા અને ધડધડાટ ઉપરના ઓરડામાં ચાલ્યા ગયા. નાનીમા ઊંહકારો કરીને ઊભી થઈ અને ગૂંચવાઈ ગયેલા વાળ બાંકડા પર બેસીને સરખા કરવા લાગી. હું ભઠ્ઠી ઉપરથી ઠેકડો મારીને નીચે ઊતર્યો.

"આ તકિયા ને બીજી ચીજો ઉપાડીને પાછી ઉપર ગોઠવી દે," તેણે ખીજમાં કહ્યું. "સૂઝ્યું તે કેવું, તકિયા ફેંકવાનું! આ શું તારા કામની વાત હતી? વળી કાળમુખા બુઢ્ઢાનુંયે ભેજું ખસી ગયું, મૂરખ ક્યાંનો!"

એકાએક તેણે હળવી ચીસ પાડી, ભવાં સંકોડયાં, અને મને પાસે બોલાવ્યો.

"અહીં જરાક જો તો," તેણે માથું નમાવતાં કહ્યું. "શું છે તે બહુ દૂખે છે?"

મેં તેના ભારે વાળ ઊંચા કરીને જોયું તો એક પિન ખોપરીમાં ખૂંતી ગયેલી હતી. મેં તેને ખેંચી કાઢી એટલામાં બીજી એવી જ રીતે ખૂંતેલી નજરે પડી. મારી આખી કાયા ઢીલી પડી ગઈ.

"માને બોલાવું, મને તો બીક લાગે છે," મેં કહ્યું.

"શું કહ્યું? 'માને બોલાવું!'" નાનીમા હાથ હલાવતી તડૂકી. "ભગવાનની દયા કે એણે કંઈ જોયું નથી ને સાંભળ્યું નથી, અને તારે એને બોલાવવી છે! જતો રહે અહીંથી!"

ગૂંથણ કારીગરની કાબેલ આંગળીઓ કાળા ભારે વાળમાં ફેરવતી તે માથામાં ખૂંતેલી પિનો ગોતવા લાગી. મેં બની એટલી હિંમત કરીને બીજી બે પિન ખેંચી કાઢવામાં તેને મદદ કરી.

"દુખે છે?"

"ખાસ નહિ. કાલે હમામમાં ગરમાવો કરીને બધી પીડા ધોઈ નાખીશ. પણ તારે માને કહેવાનું નથી કે મને નાનાએ મારી છે, ડાહ્યો દીકરો મારો!" તેણે હેતાળ અવાજે મને પટાવતાં કહ્યું. "આમેય એકબીજાની ઉપર ભયંકર ખીજે ભરાયેલાં છે. નહિ કહે ને?"

"ના."

"યાદ રાખજે કે કહેવાનું નથી! ચાલ, આપણે અહીંયાં બધું સરખું કરી લઈએ! મારા મોં ઉપરથી કંઈ દેખાય છે? નહિ ને? ઠીક, થવાનું હતું એ થઈ ગયું, હવે અહીંયાં બધું સમુંનમું જ છે."

તે ભોંયપટ લૂછીને સાફ કરવા લાગી. મેં ખરા દિલે કહ્યું:

"તમે સંત જેવાં છો, તમને મારે ને પીડે, પણ તમે કશું ધ્યાનમાં જ નથી લેતાં."

"કેવો લવારો! સંત! સંતને ગોતી કાઢવાનું ઠેકાણું તો બહુ મઝાનું છે આ!"

તે હાથપગને ટેકે સરકતી બબડતી રહી, હું ઉંબરે બેઠો બેઠો વિચાર કરવા લાગ્યો કે નાનાના કરતૂતનો બદલો કેવી રીતે લેવો.

તેમણે મારી હાજરીમાં પહેલી જ વાર નાનીમાની ઉપર એવો જુલમ ગુજાર્યો હતો. સાંજના આછા અજવાળામાં મને તેમનો રાતો ચહેરો અને તેની ફરતે ઊડતા રાતા વાળ નજર સામે દેખાતા હોય એમ લાગ્યું. મારા દિલમાં ખીજની બળતરા ઊપડી હતી, અને બરાબર લાયક બદલો લેવાની તરકીબ ઘડી કાઢવાની અશક્તિ મને ડંખતી હતી.

બે દિવસ પછી હું તેમના ઓરડામાં ગયો ત્યારે તે ભોંયપટ પર બેઠા બેઠા સામે ઉઘાડી પેટીમાંથી કાગળો તપાસી રહ્યા હતા. બાજુમાં ખુરશી પર તેમનું માનીતું સંતોનું કેલેન્ડર પડ્યું હતું. વજનદાર રાખોડી કાગળનાં બાર પાનાંમાં મહિનાના દિવસોનાં ચોરસ ખાનાં હતાં અને ખાનાંની અંદર સંતોનાં ચિત્રો છાપેલાં હતાં. નાના કેલેન્ડરને મહામોલું ગણતા અને મારી ઉપર બહુ ખુશ થઈ ગયા હોય એવા વિરલ પ્રસંગોએ જ મને જોવા આપતા. અને હું એ દેખાવડાં નાનકડાં રાખોડી ચિત્રોને હંમેશાં અજબ લાગણીથી નીરખતો રહેતો. મને તેમાંથી કેટલાક સંતોના જીવનની જાણકારી હતી—કિરિક અને ઉલીતા, શહીદ વાર્વારા, પાન્તેલેઈમોન, અને બીજા પણ ઘણા. મને ભગવાનના ભક્ત આલેક્સેઈની કરુણ જિંદગીની અને તેને વિશેની અદ્‌ભુત કવિતાઓ ખાસ ગમતી. નાનીમા ઘણી વાર એ કવિતાઓ ઊંડી લાગણીથી મને સંભળાવતી. એ સેંકડો સંતોને નીરખતાં મનમાં એક જાતનો શાંત દિલાસો મળતો કે જગતમાં શહીદોની કતાર સદા ચાલુ રહી છે.

પરંતુ હવે મેં કેલેન્ડરને કાપીને કકડા કરી નાખવાનો ફેંસલો કરી લીધો. નાના ગરુડોની છાપ ઉપસાવેલો નીલો કાગળ વાંચવા બારી પાસે ગયા ત્યારે હું કેલેન્ડરનાં કેટલાંય પાનાં ઉપાડી લઈને ઝડપથી નીચે દોડી ગયો, નાનીમાના ટેબલમાંથી કાતર લઈને ભઠ્ઠી ઉપર ચડી ગયો, અને સંતોનાં માથાં કાપી નાખવા લાગ્યો. એક આખી હારના સંતોનાં માથાં કાપી નાખ્યા પછી મને દયા આવી ગઈ, એટલે હું પાનામાં ખાનાંનું વિભાજન કરતી લીટીએ લીટીએ કાપવા લાગ્યો. બીજી લીટીએ પાનું પૂરું કપાઈ જાય તે પહેલાં નાના ઉંબરે નજરે પડ્યા.

"કૅલેન્ડર લેવાની છૂટ કોણે આપી તને?" તેમણે સવાલ કર્યો.

એકાએક તેમની નજર નીચે વેરાયેલી નાનકડી ચોરસ કાપલીઓ ઉપર પડી. તેમણે થોડીક કાપલીઓ ઉપાડી લીધી, નજર ઠેરવીને જોઈ, પડતી મૂકીને બીજી થોડીક ઉપાડી લીધી, અને શું થઈ રહ્યું છે તેની સમજણ પડતાં તેમનાં જડબાં ભિડાઈ ગયાં, દાઢી ફરકવા લાગી, અને શ્વાસ એટલા જોરથી ચાલવા લાગ્યો કે કાપલીઓ હવામાં ઊડતી થઈ ગઈ.

"આ શું કર્યું?" આખરે તે મારો પગ પકડીને મને ભઠ્ઠી ઉપરથી ફંગોળતા બરાડી ઊઠયા. હું હવામાં ગુલાંટ ખાઈ ગયો પણ નાનીમાએ મને અદ્ધરથી પકડી લીધો.

"મારી નાખીશ!" નાના મને અને નાનીમાને મુક્કા ઝીંકતા ચીસ પાડી ઊઠયા.

એકાએક મા આવી પહોંચી. હું ખૂણામાં લપાઈ ગયો અને મા આડી ઊભી રહી ગઈ.

"કેમ ધાંધલ મચાવી છે?" માએ નાનાના ફટકાઓથી બચતાં ઘાંટો પાડયો. "સાન ઠેકાણે રાખો!"

"હું તો મરી ગયો!.." નાનાએ બારી પાસે બાંકડા ઉપર ફસકી પડતાં ઠૂઠવો મૂક્યો. "તમે બધાંય મારી સામે છો, બધાંય!"

"આવી ધાંધલ કરો છો ને પાછા શરમાતા નથી! શરમ આવવી જોઈએ!" મા ધીમા અવાજે બોલી.

નાના બરાડા પાડવા અને બાંકડાને લાતો મારવા લાગ્યા. તેમની આંખો સખત મીચેલી હતી અને દાઢી હાસ્યજનક રીતે છત તરફ તકાયેલી હતી. મને લાગ્યું કે માની હાજરીમાં એવી ધાંધલ કરવાની તેમને ખરેખર શરમ આવતી હતી અને એટલે જ તેમણે આંખો મીચી દીધી હતી.

"આ કાપલીઓ હું કાપડ ઉપર ચોંટાડી દઈશ, કૅલેન્ડર અગાઉ કરતાં બહેતર અને વધારે મજબૂત બની જશે," મા કૅલેન્ડરનાં પાનાં સરખાં કરતી બોલી. "જુઓ તો ખરા, બધાંય પાનાં સાવ ચોળાઈ ને ઘસાઈ ગયાં છે, ફાટી રહ્યાં છે!"

તે મને ભણાવતી વેળા હું સમજું નહિ ત્યારે જેવા અવાજે બોલતી એવા જ અવાજે બોલી. નાના એકાએક ઊભા થઈ ગયા, અને તેમણે ભારેખમ અદાથી ખમીસ તથા જાકીટ સરખાં કરીને અને ગળું ખોંખારીને કહ્યું:

"આજે જ ચોંટાડી દેજે, બાકીનાં પાનાં પહોંચાડી દઈશ તને!"

તે બારણા નજીક ગયા પરંતુ ફરીને ઉંબરે ઊભા રહી ગયા.

"આનાં હાડકાં ખોખરાં કરવાની જરૂર છે!" તેમણે વાંકી આંગળી મારી સામે હલાવતાં કહ્યું.

"હા, છે," માએ વાત માની લીધી. પછી મારી ઉપર નમીને તેણે પૂછ્યું: "આમ કેમ કર્યું?"

"જાણીજોઈને. ફરી ક્યારેય નાનીમાને મારશે તો એમની દાઢી કાપી નાખીશ!"

નાનીમા ફાટી ગયેલો કબજો કાઢતી હતી. તેણે માથું ધુણાવ્યું.

"જીભડી ઝાલી રાખવાની હતી, વાયદો કરેલો એમ!" તે ધૃણાના ભાવે થૂંકતી બોલી. "એને સોજો ચડી જાય, એટલે પછી હલે જ નહિ!"

મા તેની સામે નજર નાખીને મારી તરફ ફરી.

"ક્યારે મારેલાં નાનીમાને?" તેણે પૂછ્યું.

"જરાક લાજ હવે, વાર્વારા, છોકરાને એવું પૂછે છે! તારે કંઈ લાગતુંવળગતું નથી એમાં!"

"અરે, માડી મારી, મીઠી મીઠી..."મા તેને હેતથી ભેટી પડતી બોલી ઊઠી.

"રહેવા દે હવે, જોઈ લીધી તારી મા! ચાલ, છોડ મને..."

બેઉ ચુપચાપ થોડીક વાર એકમેકને જોતી રહી, અને પછી છૂટી પડી ગઈ. નાના બહાર ઓસરીમાં આંટા મારતા હતા તેનો અવાજ કાને પડતો હતો.

મા આવી એ દિવસથી જ તેને લશ્કરી આદમીની ખુશાલ પત્ની જોડે દોસ્તી થઈ ગઈ હતી અને તે લગભગ દરરોજ સાંજે એ બાઈને મળવા જતી. ત્યાં તેને બેતલેંગના ઘરના લોકો મળતા, દેખાવડી જુવાન છોકરીઓ અને બહાદુર અફસરોની મુલાકાત થતી. નાનાને એ ગમતું નહિ. તે વાળુ કરતી વેળા ઘણી વાર એ દિશામાં ચમચો હલાવતા બબડાટ કરતા:

"વળી મહેફિલ, કાળમુખાં ક્યાંનાં! હવે આખી રાત ઊંઘવા નહિ દે!"

થોડા વખત પછી તેમણે ભાડૂતોને ઘર ખાલી કરવાનું કહી દીધું. ભાડૂતો ચાલ્યા ગયા એટલે તેમણે બે ગાડાં ભરીને કઢંગું રાચરચીલું ક્યાંકથી લાવીને ખાલી જગ્યામાં ભરી દીધું અને બારણે તાળું મારી દીધું.

"હવે ભાડૂતો નથી રાખવા, હું પોતે જ મહેમાનોને બોલાવવાનો છું."

અને રવિવારે મહેમાનો આવવા લાગ્યા. તેમાં નાનીમાની બહેન માત્ર્યોના ઈવાનોવ્ના સામેલ હતી. શોર મચાવવાની ટેવવાળી અને મોટા નાકવાળી બાઈ રેશમનો પટ્ટીદાર ડ્રેસ પહેરીને અને માથે સોનેરી રૂમાલ બાંધીને આવી હતી. તે કપડાં ધોવાનો કારોબાર કરતી હતી. તેની ભેગા તેના બે દીકરા આવ્યા

હતા. મોજીલો અને ખુશમિજાજ વસીલી ડિઝાઈન બનાવવાનું કામ કરતો. તેના વાળ લાંબા હતા, અને તેણે રાખોડી રંગનાં કપડાં પહેર્યાં હતાં. તેના ભાઈ વિક્તરનું માથું ઘોડા જેવું હતું અને ચહેરાની ચામડીમાં રાતા ડાઘા પડી ગયેલા હતા. તે મોટા બૂટ ઓસરીમાં ઉતારતી વેળા રંગલાની જેમ લલકારતો હતો:

"આંદ્રેઈ-બાપુ, આંદ્રેઈ-બાપુ..."

એથી મને અચરજ થયું અને બીક લાગી.

યાકોવમામા ગિટાર લઈને આવ્યા. તેમની ભેગો આવેલો શાંત અને ટાલિયો એક આંખવાળો ઘડિયાળી લાંબા કાળા કોટમાં પાદરી જેવો લાગતો હતો. તે માથું એક તરફ નમાવીને અને સફાચટ દાઢી કરેલા ચહેરાની ફાડિયાંવાળી હડપચીએ આંગળી ટેકવીને મલકાતો મલકાતો ખૂણામાં બેસી રહેતો. તેનો વાન ઘેરો હતો અને તેની એક આંખ સૌને ખાસ એકાગ્રતાથી તાકી રહેતી. તે બહુ ઓછું બોલતો અને એકના એક શબ્દો વારંવાર દોહરાવતો રહેતો:

"તકલીફ લેવાની જરૂર નથી, બધું એકસરખું જ છે..."

મેં તેને પહેલી વાર જોયો ત્યારે અચાનક જ મને લાંબા વખત પહેલાંની એક વાત યાદ આવી ગઈ. એ વખતે અમે હજી નોવાયા માર્ગે રહેતાં હતાં. રસ્તેથી જાણે અમંગળના અણસારા દેતો નગારાંનો અવાજ કાને પડેલો, ઊંચું કાળું ગાડું જેલ તરફથી નીકળીને શહેરના ચોક તરફ જતું નજરે પડેલું, ગાડા ફરતે સિપાહીઓનો ઘેરો હતો અને લોકોની ઠઠ હતી. ગાડામાં ગોઠવેલા બાંકડા પર એક આદમી બેઠો હતો, તેને માથે ગોળ ટોપી અને હાથમાં બેડીઓ હતી. તેની કાયા હલે ત્યારે બેડીઓ રણકવા લાગતી. તેના ગળામાં કાળું પાટિયું લટકતું હતું. પાટિયામાં મોટા સફેદ અક્ષરો વડે કશુંક લખેલું હતું. આદમી જાણે લખાણ વાંચતો હોય એમ તેનું માથું નીચે નમેલું હતું...

"મારો દીકરો," માએ ઘડિયાળીને મારી ઓળખાણ કરાવતાં કહ્યું, પરંતુ હું બીને મારા હાથ પીઠ પાછળ રાખી દેતો આઘો સરકી ગયો.

"તકલીફ લેવાની જરૂર નથી," તે મોઢું ખોફનાક રીતે જમણા કાન સુધી લંબાવી દેતો બોલ્યો. પછી તેણે મને પટ્ટો પકડી લઈને પોતાની તરફ ખેંચી લીધો અને બાહોશીથી વેગે હાથ હલાવીને ચક્કર ચક્કર ફેરવી દીધો.

"સરસ, છોકરો ખડતલ છે," તેણે મને છૂટો મૂકી દેતાં વખાણ કર્યાં.

હું ચામડાની આરામખુરશીમાં ગોઠવાઈ ગયો. ખુરશી એવડી મોટી હતી કે સૂવું હોય તો સૂઈ જવાય. નાના હંમેશાં શેખી મારતા કે એ ખુરશી એક જમાનામાં પ્રિન્સ ગ્રુઝીન્સ્કીની માલિકીની હતી. હું ખૂણામાં બેઠો બેઠો જોતો

રહેતો કે મોટેરાંને ખુશાલ બનવાની કોશિશમાં કેટલી બધી મહેનત કરવી પડતી, અને ઘડિયાળી કેવી અજબ તથા શંકીલી રીતે ચહેરાના ભાવ બદલાવતો રહેતો. તેનો ચહેરો સૂકલો અને ચીકણો હતો, જાણે ઓગળતો અને તરતો હોય એવો હતો. તે મોં મલકાવે ત્યારે જાડા હોઠ જમણી તરફ સરકતા અને ટચૂકડું નાક દાળમાં વડી જેવું લાગતું. તેના લાંબા અને બહાર ધસી આવતા કાન પણ હલતા, ઘડીક એક આંખના ભવા ભેગા ઊંચા થતા તો ઘડીક ગાલનાં હાડકાં તરફ સરકી આવતા, અને મને લાગતું કે તેને મન થાય તો વાળીને નાકની ઉપર હાથની જેમ ગોઠવી શકે. ક્યારેક તે નિસાસો નાખીને દસ્તા જેવી ગોળ ઘેરી નાનકડી જીભ બહાર કાઢતો અને તેને ચક્કર ચક્કર ફેરવીને જાડા ચીકણા હોઠ ભીના કરતો. એથી મને રમૂજ કરતાં નવાઈ વધારે થતી અને હું મારી નજર તેની સામેથી હઠાવી ન શકતો.

મહેમાનો ચામાં રમ ભેળવીને પીતા. રમમાંથી બળેલી ડુંગળી જેવી ગંધ આવતી. તેઓ નાનીમાનાં સોનેરી કે લીલાં કે ડામર જેવાં કાળાં કેફી પીણાં પણ પીતા. તેઓ દૂધની લહેજતદાર વાનગીઓ અને સૂકો મેવો નાખેલી મધની વાનગીઓ ખાતા. તેઓ ફૂલતા અને પરસેવો કાઢતા અને નાનીમાનાં વખાણ કરતા. પેટ ભરાઈ જાય એટલે તેઓ રાતાં અને ફૂલેલાં મોઢાં લઈને ખુરશીઓમાં આરામથી બેસતા અને યાકોવમામાને ગિટાર વગાડવાનું કહેતા.

યાકોવમામા ગિટાર ઉપર નમીને તાર ઝણઝણાવતા અને ગમે નહિ એવા અવાજે ગાતા:

ગુજારી જિંદગી, જેવી બની એવી,
કરી શહેરભરમાં, ધમાલ કેવી!
આવી ઉમરાવજાદી, કઝાનની,
વિગતવાર છે બધી, વાત કરી...

મને ગીત બહુ ગમગીન લાગ્યું, અને નાનીમાએ કહ્યું:

"યાકોવ, બીજું કંઈક ગા, ખરેખર ગીત લાગે એવું! મોત્ર્યા, યાદ છે ને કેવાં ગીત ગાતા?"

"હવે તો ગીતોની રીત ને ઢબ બદલાઈ ગઈ, બહેન મારી!" કપડાં ધોવાનો કારોબાર કરતી બાઈ જાણે મોભાની અદામાં હલીને રેશમી ડ્રેસનો સરસર અવાજ કરતી બોલી.

નાનીમા જાણે ક્યાંક બહુ દૂર બેઠી હોય એમ તેને અરધી મીચેલી આંખો

વાટે તાકીને મામા ગમગીન સૂર રેલાવતા રહ્યા અને અજુગતા બોલનાં ગીત ગાતા રહ્યા.

નાના ઘડિયાળીની જોડે કશીક ખાનગી ગુફ્તેગો કરતા હતા અને આંગળીઓ વડે કંઈક બતાવતા હતા. ઘડિયાળીએ ભવું ઊંચું કરીને માની દિશામાં નજર નાખી અને માથું હલાવ્યું. તેના પ્રવાહી ચહેરામાં અગમ્ય પરિવર્તન આવી ગયું.

મા હંમેશની જેમ સેર્ગેયેવ પરિવાર ભેગી બેઠી હતી અને વસીલી જોડે શાંત અને ગંભીર અવાજે વાત કરતી હતી.

"હં... વિચાર કરવો પડે," વસીલી નિસાસો નાખતો બોલ્યો.

વિક્તરે રાતુંમાતું મોં મલકાવ્યું, પગ આઘાપાછા કર્યા, અને અચાનક તીણા અવાજે ગાવાનું શરૂ કરી દીધું:

"આંદ્રેઈ-બાપુ, આંદ્રેઈ-બાપુ..."

સૌએ બોલવાનું બંધ કરીને તેની તરફ નજર નાખી.

"થીયાટરમાંથી શીખી લાવ્યો છે," તેની માએ છાતી ફુલાવીને ખુલાસો કર્યો, "થીયાટરમાં એમ ગાય..."

એવા મેળાવડા બે કે ત્રણ વાર સાંજે થયા અને અસહ્ય કંટાળાને કારણે યાદગાર બની ગયા. પછી એક વાર રવિવારે સવારની મોડી પ્રાર્થના પછી બપોરની વેળાએ ઘડિયાળી આવી ચડયો. હું માના ઓરડામાં બેઠો બેઠો મોતી ભરેલું જૂનું ગૂંથણ ઉખેળવામાં તેને મદદ કરતો હતો, એટલામાં અચાનક જ બારણું ફટાક ઊઘડી ગયું અને નાનીમાનું ભયભીત મોં ખાલી હોઠ ફફડાવવા પૂરતું દેખાઈને ગાયબ થઈ ગયું:

"વાર્યા, પેલો આવ્યો છે!"

મા જરાય ચોંકી નહિ, જરાય હલી નહિ. જરાક વાર પછી બારણું ફરી ખૂલ્યું અને નાનાએ ગંભીર અવાજે કહ્યું:

"વાર્વારા, સરખાં કપડાં પહેરી લે અને ચાલ!"

"ક્યાં?" મા તેમની સામે નજર નાખ્યા વગર અને ઊભી થયા વગર બોલી.

"ચાલ હવે, અને ભગવાન તારું ભલું કરે! દલીલબાજી નથી કરવાની! ઠરીઠામ આદમી છે, પોતાના કામમાં ઉસ્તાદ છે, અને આલેક્સેઈને મઝાનો બાપ મળી રહેશે..."

નાના અસાધારણ ભારેખમ અદાથી બોલ્યા અને સાથળ ઉપર હાથ ઠપકારવા લાગ્યા. તેમની કોણીઓ ફરકતી હતી, જાણે કેમ હાથ આગળ લાંબા થવા માગતા હોય અને નાના મહેનત કરીને તેમને નીચે લટકતા રાખતા હોય.

"મેં તમને ક્યારનું કહી દીધું છે કે એમ બનવાનું નથી," મા શાંત અવાજે બોલી.

નાના આંધળા માણસની જેમ હાથ આગળ લંબાવીને મોટાં ડગલાં ભરતા તેની પાસે ગયા.

"ચાલ, નહિતર ઢસડીને લઈ જવી પડશે, વાળ પકડીને!" તેમણે ગુસ્સામાં આખે શરીરે ધ્રૂજતાં ઘોઘરા અવાજે બરાડો પાડ્યો.

"ઢસડીને લઈ જવાના, એમ ને?" મા ઊભી થઈ જતી બોલી. તેનો ચહેરો ધોળો પડી ગયો હતો અને આંખો ખોફનાક રીતે સાંકડી થઈ ગઈ હતી. તે ઉપરનાં કપડાં ઝડપથી કાઢી નાખવા લાગી. આખરે ખાલી ચોળી અને ઘાઘરો બાકી રહ્યાં ત્યારે તેણે નાનાને કહ્યું:

"ભલે, ઢસડો હવે!"

નાનાએ દાંત કચકચાવ્યા અને મુક્કો હલાવ્યો.

"વાર્વારા, કપડાં પહેરી લે પાછાં!"

મા તેમને આઘા હડસેલીને બારણા તરફ ગઈ.

"કેમ, ચાલો છો ને?" તેણે ઘાંટો પાડ્યો.

"ઘરમાંથી કાઢી મૂકીશ!" નાનાએ ફૂંફાડો માર્યો.

"એથી હું ડરી જાઉં એમ નથી. ચાલો!"

તેણે બારણું ખોલી નાખ્યું. પરંતુ નાના તેના ઘાઘરાનો ઘેર પકડી લઈને તેની સામે ગોઠણભેર થઈ ગયા.

"તારો અંજામ બહુ બૂરો આવશે, વાર્વારા, ચુડેલ! મારા નામ ઉપર બટ્ટો ન લગાડ! માડી! માડી!" તેમણે રાગડો તાણ્યો.

નાનીમા માનો માર્ગ ક્યારનો રોકી દઈને તેને મરઘડાની જેમ પાછી ઓરડામાં ધકેલતી બબડી રહી હતી.

"વાર્યૂશા મારી, મૂરખ, પાછી વળ, લાજ નેવે મૂકી દીધી છે!"

માને પાછી ઓરડામાં લાવીને નાનીમાએ બારણે કડી ભરાવી દીધી. પછી નાના તરફ ફરીને તેણે એક હાથ વડે તેમને ભોંયપટ પરથી ઊભા કર્યા અને બીજો હાથ તેમની સામે ખોફનાક રીતે હલાવ્યો.

"અરે... બુઢ્ઢા શયતાન! અક્કલના ઓથમીર!"

તેણે નાનાને ચીંથરાંના ઢીંગલાની જેમ સોફા પર બેસાડી દીધા. નાનાનું માથું ડોલતું હતું અને મોં ઉઘાડું હતું.

"તું કપડાં પહેરી લે!" તેણે ઘાંટો પાડીને માને કહ્યું.

"હું પેલાની પાસે નથી જવાની, સાંભળી લીધું છે ને?" મા કપડાં ઉપાડી લેતી બોલી.

નાનીમાએ મને સોફા પરથી ઊભો કરી દીધો.

"જા, કળશામાં પાણી લઈ આવ, ઝટ કર!"

તે સાવ ધીમેથી પરંતુ શાંત ભાવે અને હાકેમની અદાથી બોલી. હું ઓસરીમાં દોડી ગયો. ત્યાં મને પગલાંનો અવાજ સંભળાતો હતો. આગળના ઓરડામાં કોઈ આંટા મારતું હતું.

"હું કાલે જતી રહેવાની!" મને માના શબ્દો સંભળાયા.

હું રસોડામાં ગયો અને જાણે સ્વપ્નમાં હોઉં એમ બારી પાસે બેસી ગયો.

નાના જોરજોરથી શ્વાસ લેતા હતા અને ઊંહકારા કરતા હતા, નાનીમા હોઠ ફફડાવતી કશુંક બોલતી હતી, પછી બારણું ધડાક કરતું બંધ થઈ ગયું. આસપાસ બધું શાંત અને ખોફનાક બની ગયું. હું કળશામાં પાણી ભરીને પાછો ઓરડામાં ગયો. ઘરના આગળના ભાગમાં ઘડિયાળી નજરે પડયો. તેનું માથું ઢળી ગયેલું હતું. તે ફરની ટોપી ઉપર હાથ ફેરવતો હતો અને ઘોઘરા અવાજ કરતો હતો. નાનીમા તેની પાછળ પાછળ ચાલતી હતી. તેના હાથ પેટ ઉપર રાખેલા હતા અને તે નમીને કહેતી હતી:

"તમે તો સમજો છો, કોઈને ગમતું ન હોય તો પરાણે ગમાડી ન શકાય!"

ઘડિયાળી લથડતા પગે બારણું પાર કરીને આંગણમાં પહોંચ્યો. નાનીમા ક્રૉસની નિશાની કરતી અને આખે શરીરે ધ્રૂજતી ઊભી રહી. હસતી હતી કે રડતી હતી તેની મને સમજાણ જ ન પડી.

"શું થયું?" મેં તેની પાસે દોડી જતાં પૂછ્યું.

તેણે કળશો આંચકી લેતાં મારા પગ ભીંજવી નાખીને જોરથી કહ્યું:

"પાણી લેવા કેટલે દૂર જવું પડેલું? બારણું બંધ કરી દે!"

તે પાછી માના ઓરડામાં ગઈ અને હું રસોડામાં ગયો. ત્યાંથી મને તેમના ઊંહકારા અને નિસાસા અને બબડાટ સંભળાતા હતા. તેઓ જાણે તાકાતથી વધારે વજન એક જગ્યાએથી બીજી જગ્યાએ ધકેલી રહ્યાં હોય એમ લાગતું હતું.

દિવસ મઝાનો હતો. શિયાળાના સૂરજનાં લાંબાં કિરણો બે બારીઓના ઠારવાળા કાચને પાર કરીને અંદર પહોંચી જતાં હતાં. ટેબલ પર વાળુ પીરસવામાં આવ્યું હતું. જસતની થાળીઓ ચળકારા મારી રહી હતી. બે સુરાહીઓ પડી હતી, એકમાં સોનેરી કવાસ હતો અને બીજીમાં નાનાનો ઘેરો-લીલો અને ખુશબો માટે ખાસ ફૂલ ભેળવેલો વોદકા હતો. બારીના કાચમાં ઠાર ઓગળવાથી પારદર્શક

કૂંડાળું થઈ ગયું હતું. તેમાંથી બહાર જોતાં મને છાપરાં ઉપર ચળકતું હિમ અને વાડના થાંભલા તેમ જ પંખીઘરોની ઉપર રૂપેરી આવરણો નજરે પડયાં. બારીઓનાં ચોકઠાંમાં ટાંગેલાં પાંજરાંમાં તડકાની રેલમછેલ નજરે પડતી હતી અને મારાં કેદી પંખીઓ રમત કરતાં હતાં. પાળેલાં ચેફીંચ પંખીઓ ખુશાલ કલરવ કરતાં હતાં, બુલફીંચ પંખીઓ લવારા કરતાં હતાં, અને ગોલ્ડફીંચ પંખીઓ ગીતના સૂર રેલાવતાં હતાં. પરંતુ મઝાના રૂપેરી દિવસના સંગીત અને ઝગમગાટથી મારા દિલમાં જરાય ખુશી નહોતી થતી. દિવસ જાણે અણખપતો હતો. બધું જ અણખપતું હતું. મેં પંખીઓને છોડી મૂક્યાં હોત, પરંતુ હું પાંજરાં નીચે ઉતારતો હતો એટલામાં નાનીમા ધસમસતી રસોડામાં આવી અને પગ ઉપર થપાટ લગાવતી તથા ચૂલા તરફ દોડતી ઘાંટા પાડીને બોલવા લાગી:

"કાળમુખાં ક્યાંનાં! શયતાન તમને ઉપાડી જાય! અરેરે, કેવી મૂરખ છો તું, આકુલીના!"

તે ચૂલા ઉપરથી કેક ઉતારીને બળેલા પડને આંગળીઓ વડે ઠપકારતી સંતાપમાં થૂંકી.

"સાવ કોલસો! ગરમ કરવાનો નતીજો! છી! ભૂત જેવાં છો, બધાંય! ધડાકામાં ભુક્કા થઈને ઊડી જાઓ બધાં! તું બેઠો બેઠો ડોળા ફાડીને શું જુએ છે, ઘુવડ? તમારાં બધાંયનાં માથાં તરડ પડેલાં માટલાંની જેમ તોડી નાખવાનું મન થાય છે!"

તે રડવા લાગી અને કેકને એક તરફથી બીજી તરફ પલટાવતી બળેલા પડને મોટાં મોટાં આંસુ વડે ભીંજાવવા લાગી.

મા અને નાના રસોડામાં આવ્યાં. નાનીમાએ કેક ટેબલ ઉપર ફગાવી. થાળીઓનો ખણખણાટ થયો.

"જો, તારા પાપે આ શું થઈ ગયું! તને શયતાન ઉપાડી જાય!"

મા હવે શાંત અને ખુશમિજાજ હતી. તે નાનીમાને ભેટી પડી અને ભૂલી જવા પટાવવા લાગી. થાકેલા અને બેહાલ દેખાતા નાનાએ ટેબલ પાસે બેસી જઈને ગળે રૂમાલ બાંધ્યો, સૂજેલી આંખો તડકામાં મટમટાવી, અને બબડવાનું શરૂ કરી દીધું:

"ઠીક હવે, વાંધો નહિ! કેક તો પહેલાંય ખાધી છે! ભગવાન થોડોક કંજૂસ છે, વરસોની ચુકવણી મિનિટોમાં કરે છે, અને પાછો વ્યાજને સાવ ભૂલી જાય છે! બેસ, વાર્યા... ઠીક હવે!"

તેમનું ભેજું જાણે જરાક ખસી ગયું હોય એમ લાગતું હતું. જમતી વેળા

બધો વખત તે ભગવાનની અને પાપી આહાબની અને બાપને વેઠવા પડતાં દુખસંકટની વાતો કરતા રહ્યા. નાનીમા ખીજે ભરાઈને વચમાં બોલી ઊઠી:

"છાનામના ખાઓ હવે! આટલું બધું બોલવાની જરૂર નથી!"

મા હસી પડી. તેની નિર્મળ આંખો ચળકતી હતી.

"કેમ, થોડી વાર પહેલાં બીક લાગેલી કે?" તેણે મને કોણી મારતાં પૂછ્યું.

મને બીક તો બહુ નહોતી લાગી, પરંતુ એ ઘડીએ બેચેની જેવું થયું. મને સમજાતું જ નહોતું કે આખર મામલો શો હતો.

રવિવારે કાયમ બનતું એમ તેઓ કેટલીય વાર સુધી ખાતાં રહ્યાં અને સૌએ ખૂબ ખાધું. માનવું મુશ્કેલ હતું કે અરધા કલાક પહેલાં એ જ માણસો એકબીજાની સામે બરાડા પાડતાં હતાં, લડાઈની અણીએ પહોંચી ગયાં હતાં, ડૂસકાં ભરતાં હતાં, અને ગુસ્સામાં લાલપીળા થઈ ગયાં હતાં. વળી મારાથી મનાતું નહોતું કે તેમણે એ બધું ગંભીરતાથી કર્યું હોય અને રડવાનું તેમને માટે મુશ્કેલ હોય. તેમનાં આંસુ, બરાડા, અને વારંવાર ફાટી નીકળતા તથા બહુ ઝડપથી ઓસરી જતા કજિયાઓથી હું ટેવાઈ ગયો હતો, એથી હવે મને ઓછી ઉત્તેજના થતી, મારા દિલમાં ઓછી અસર પડતી.

લાંબા વખત પછી મને સમજણ પડી કે રૂસીઓ જિંદગીની ગરીબી અને નીરસતાને લીધે વલોપાત કરીને મનને જુદી દિશામાં વાળતા, બાળકોની જેમ તેનો ખેલ કરતા, અને તેમને પોતાની કમનસીબીઓની શરમ ભાગ્યે જ લાગતી.

જિંદગીમાં કંટાળો જ કંટાળો ભરેલો હોય તો વલોપાત પણ મનગમતી બાબત બની રહે, આગ પણ મનને જુદી દિશામાં વાળે. બેનૂર ચહેરામાં તો મસો પણ શોભા જેવો બની રહે.

## ૧૧

એ બનાવ પછી મા જાણે જોરાવર બની ગઈ અને ટટ્ટાર રહેવા લાગી, ઘરમાં મુરબ્બી જેવી બની ગઈ, અને નાના જાણે નમાલા, વિચારમાં ગરકાવ, અને શાંત બેઠા રહેતા, અસલ જેવા બિલકુલ ન રહ્યા.

તે ઘરની બહાર લગભગ જતા જ નહિ, મેડામાં એકલા બેઠા રહેતા અને 'મારા પિતાએ લખેલી નોંધો' નામનું રહસ્યમય પુસ્તક વાંચતા રહેતા. એ પુસ્તકને તિજોરીમાં રાખતા, ઉપર તાળું મારી દેતા, અને મેં ઘણી વાર જોયેલું કે તેને બહાર કાઢતાં પહેલાં હંમેશાં હાથ ધોઈ લેતા. પુસ્તક નાના કદનું પણ જાડું અને રતાશ પડતા ચામડાની બાંધણીવાળું હતું. નીલાશ પડતા પહેલા પાના ઉપર ઝાંખી શાહીમાં નીચે મુજબનું સુશોભિત લખાણ હતું:

"માનનીય વસીલી કાશીરિનને, ઊંડા આદર અને અહેસાનની લાગણી સાથે."

નીચે સહીમાં કશુંક અજબ નામ હતું. સહીનો મરોડદાર છેડો ઊડતા પંખી જેવો લાગતો હતો. નાના ચામડાનું ભારે પૂંઠું કાળજીથી ઊંચું કરતા, રૂપાની ફ્રેમવાળાં ચશમાં આંખે લગાવતા, અને ચશમાંને સરખાં ગોઠવવા નાક ફરકાવતા કેટલીય વાર સુધી લખાણને તાકી રહેતા. મેં તેમને ઘણી વાર પૂછેલું કે શાનું પુસ્તક છે, પરંતુ તે હંમેશાં ભારેખમ અદાથી જવાબ આપતા:

"તારે જાણવાની જરૂર નથી. થોડીક વાટ જો, હું મરી જાઉં ત્યારે તારે માટે મૂકતો જઈશ, ફરનો કોટ પણ."

તે હવે માની જોડે ઓછી વાત કરતા અને હેતથી બોલતા, મા કંઈક કહેતી હોય ત્યારે ધ્યાનથી સાંભળતા, બબડતા, હાથ વડે જરાતરા હાવભાવ કરતા, અને પ્યોતરકાકાની જેમ આંખો મટમટાવતા.

તેમની સંદૂકોમાં અજબગજબનાં કપડાં અને ઘરેણાં ભરેલાં હતાં: જરીભરતનાં સ્કર્ટ, સાટીનના કબજા, રૂપાના ભરતકામનાં રેશમી સારાફાન, મોતી ભરેલી કીકા તથા કોકોશ્નીક*, રંગબેરંગી રૂમાલ અને શાલ, વજનદાર મોર્દોવિયન હાર, અને તરેહવાર રંગોના પથ્થરના મણકા. તેમણે એ બધું માના ઓરડામાં લાવીને ટેબલ તથા ખુરશીઓ પર ફેલાવી દીધું. માએ સુંદર ચીજવસ્તુઓનાં વખાણ કર્યાં ત્યારે તેમણે કહ્યું:

"મારા જમાનામાં લોકો આજના કરતાં ઘણાં વધારે મોંઘાં ને સારાં કપડાં ને ઘરેણાં પહેરતાં! લોકો કપડાં વધારે ભપકાદાર પહેરતાં પણ જિંદગી સાદી હતી અને હેળમેળ વધારે હતો. પણ લાગે છે કે વીતી ગયેલું કંઈ પાછું આવે નહિ હવે! પહેરી જો ફાવે તો, થોડાક સાજશણગાર કર..."

એક દિવસ મા બાજુના ઓરડામાં ગઈ અને કિનખાબનું ઘેરું નીલું સારાફાન તથા મોતી ભરેલી કીકા પહેરીને પાછી આવી.

"આપ નામદારને ગમે છે?" તેણે નાનાની સામે નમીને કહ્યું.

નાનાનું મોં પહોળું થઈ ગયું અને ચહેરો ઝગમગવા લાગ્યો. તે માની ફરતે ચકરાવો લેતા અને હાથ હલાવતા જાણે સ્વપ્નમાં હોય એમ અસ્પષ્ટ અવાજે બબડયા:

"અરે, વાર્વારા, તું દોલતમંદ હોત અને આસપાસ સારા સારા લોકો હોત..."

---

*સારાફાન—બાંયો વગરનો લાંબો ડ્રેસ. કીકા અને કોકોશ્નીક—માથાના શણગારની વસ્તુઓ.

મા હવે ઘરના આગળના ભાગમાં બે ઓરડાઓમાં રહેતી હતી અને ઘણી વાર મહેમાનોને બોલાવતી. મક્સીમોવ ભાઈઓ વારંવાર આવતા. એક ભાઈનું નામ પ્યોતર હતું. કદાવર અને દેખાવડા અફસરને મોટી ઊજળી દાઢી અને નીલી આંખો હતી. બુઢ્ઢા અમીરના માથા ઉપર થૂંકવા બદલ નાનાએ મને તેની હાજરીમાં જ મારેલો. બીજો ભાઈ યેવગેની પણ કદમાં ઊંચો હતો. તેનો ચહેરો ચંપકવર્ણો હતો, ટચૂકડી અણીદાર દાઢી કાળી હતી, અને પગ લાંબા હતા. તેની મોટી મોટી આંખો પ્લમ ફળ જેવી લાગતી હતી. તે હંમેશાં સોનેરી બટનવાળો લીલો યુનિફોર્મ પહેરતો, અને કોટમાં સાંકડા ખભાઓ પર સોનેરી પટ્ટીઓ ટાંકેલી રહેતી. તેને ઊંચા કપાળેથી લાંબા લહેરદાર વાળ પાછળ ફંગોળવાની અને મોટાઈના ભાવે મોં મલકાવવાની ટેવ હતી. તે પોતાની વાતની શરૂઆત ઘોઘરા અવાજે અચૂક આવા શબ્દોથી કરતો:

"જુઓ, મારા ખ્યાલ મુજબ..."

મા આંખો અરધી મીચીને સાંભળતી અને ઘણી વાર વચમાં હસીને બોલી ઊઠતી:

"તમે હજી બાળક છો, યેવગેની વસીલ્યેવિચ, માફ કરજો કે આમ કહું છું..."

"બરાબર, બાળક જ!" કદાવર અફસર ટેકો આપતો અને ભાર મૂકવા ગોઠણ ઉપર હળવી થપાટ લગાવતો.

નાતાલના તહેવારો ધમાલભરી ખુશીમઝામાં વીતી ગયા. લગભગ દરરોજ સાંજે મા અને તેના દોસ્તો ભપકાદાર કપડાં પહેરીને હળવામળવા નીકળી પડતાં. માના સાજશણગાર હંમેશાં સૌથી સારા રહેતા.

ખુશાલ મંડળી દરવાજાની બહાર નીકળી જાય ત્યારે દરેક વેળા ઘર જાણે ધરતીમાં સમાઈ જતું હોય એમ લાગતું. બધું નીરસ બની જતું અને ગભરામણ થાય એવી શાંતિ છવાઈ જતી. નાનીમા ઓરડાઓમાં હંસલીની જેમ સરકતી સાફસૂફી કરતી, અને નાના લાદીની ભઠ્ઠી પાસે ઊભા રહીને પીઠને ગરમાવો દેતા સ્વગત બબડતા રહેતા:

"ભલે, ઠીક છે, કરવા દો કરતી હોય એમ... જોઈશું કે શું થાય છે..."

નાતાલના તહેવારો પછી માએ મને અને મિખાઈલમામાના સાશાને નિશાળમાં દાખલ કરાવી દીધા. સાશાના બાપુએ ફરી વાર શાદી કરી લીધી હતી, અને સાવકી માને તરત છોકરા તરફ અણગમો થઈ ગયો હતો. તે બિચારાને એટલું મારતી રહેતી કે નાનીમાએ તેને તેડાવીને ભેગો રાખવા હઠ કરીને નાનાને મનાવી લીધા હતા. અમે એક મહિનો નિશાળે ગયા. એ સમય

દરમિયાન મને જે કંઈ શીખવવામાં આવેલું તેમાંથી માત્ર એક જ વાત યાદ છે—નામ પૂછવામાં આવે ત્યારે જવાબમાં માત્ર "પેશ્કોવ" કહેવાનું પૂરતું નહોતું. મારે આમ કહેવું પડતું: "મારું નામ પેશ્કોવ છે." વળી શિક્ષકને આમ કહેવાની પણ મનાઈ હતી: "અરે ભાઈ, તું બરાડા મૂકી દે ને! મને તારી બીક જરાય નથી લાગતી..."

મને તો નિશાળ તરત અણગમતી થઈ ગઈ. પરંતુ સાશાની બાબતમાં એથી ઊલટું બન્યું. તેને નિશાળ છેક શરૂઆતથી જ ગમી ગઈ અને તેણે કેટલાય દોસ્તો બનાવી લીધા. પરંતુ એક વાર તેને વર્ગમાં નીંદર આવી ગઈ અને તેણે ઊંઘમાં જ અચાનક ખોફનાક રાડ પાડી:

"ના, નહિ કરું!.."

તે જાગી ગયો અને વર્ગમાંથી જતા રહેવાની રજા માગવા લાગ્યો. છોકરાઓએ તેની બેહદ ઠેકડી ઉડાડી. બીજે દિવસે નિશાળે જતી વેળા અમે સેન્નાયા ચોકના નાળા પાસે પહોંચ્યા ત્યારે તે ઊભો રહી ગયો અને બોલ્યો:

"તું જા, હું નથી આવતો! એના કરતાં તો ફરવા નીકળી પડીશ!"

તે ભોંયે બેસી ગયો અને ચોપડીઓ સરખી રીતે હિમમાં દાટી દઈને ચાલ્યો ગયો. જાન્યુઆરીનો તેજ છલકાતો દિવસ હતો, આખી દુનિયા સૂર્યના પ્રકાશમાં ચળકતી હતી. મને ભાઈની અદેખાઈ આવી, પરંતુ હું માને ખાતર દાંત કકડાવીને નિશાળ ભેગો થઈ ગયો. સાશાએ હિમમાં દાટેલી ચોપડીઓ તો સ્વાભાવિક રીતે જ ચોરાઈ ગઈ, એટલે વળી બીજે દિવસે નિશાળે ન જવાનું ખરું કારણ તેને મળી ગયું. ત્રીજે દિવસે નાનાને તેની ગાપચીની ખબર પડી ગઈ.

અમારી બેઉની ઉપર ખટલો ચલાવવામાં આવ્યો. નાના, નાનીમા, સને મા ઊલટ તપાસ માટે રસોડામાં ટેબલ પાસે બેસી ગયાં. નાનાના સવાલોના જવાબમાં સાશાએ આપેલા રમૂજી જવાબો મને યાદ છે:

"તું નિશાળે પહોંચ્યો કેમ નહિ?"

"રસ્તો ભૂલી ગયો," સાશાએ નરમાશ નીતરતી આંખોમાંથી નજર સીધી નાનાના ચહેરા ઉપર ઠેરવતાં ધીરે ધીરે કહ્યું.

"રસ્તો ભૂલી ગયો?"

"હા. બહુ મહેનત કરી ગોતવાની પણ..."

"આલેક્સેઈની ભેગો ભેગો ચાલ્યો હોત તો પહોંચી જાત, એને ખબર છે રસ્તાની!"

"એનાથી છૂટો પડી ગયેલો."

"આલેક્સેઈથી?"

"હા."

"કેવી રીતે?"

સાશાએ થોડી વાર વિચાર કરીને પછી નિસાસો નાખતાં જવાબ દીધો:

"હિમનું તોફાન હતું, કશું દેખાતું જ નહોતું."

સૌ હસી પડયાં કારણ કે એ વખતે હવામાન સાફ હતું અને સરસ તડકો હતો. સાશાએ પણ આછો મલકાટ કર્યો, પરંતુ નાના દાંત કચકચાવતા વ્યંગમાં બોલ્યા:

"એનો હાથ કે પટ્ટો ઝાલી રાખવો હતો ને?"

"એમ જ કરેલું, પણ પવનના ઝપાટાથી છૂટી ગયો."

તે ધીરે ધીરે અને હતાશ અવાજે બોલતો હતો. મને તેનાં કઢંગાં નકામાં જૂઠાણાં સાંભળતાં અકળામણ થઈ અને તેની હઠીલાઈ સમજણમાં ન ઊતરી.

અમને માર પડયો અને રોજ નિશાળે પહોંચાડવા માટે એક નિવૃત્ત બુઢ્ઢા બંબાવાળાને રાખી લેવામાં આવ્યો. તેનો એક હાથ વાંકો હતો. તેનું કામ તકેદારી રાખવાનું હતું કે સાશા જ્ઞાનના માર્ગેથી આડોઅવળો ભટકી ન જાય. બીજે દિવસે અમે નાળા નજીક પહોંચ્યા ત્યારે ભાઈસાહેબે નમદાના બૂટ પગમાંથી કાઢી નાખીને એક ડાબી તરફ અને બીજો જમણી તરફ ફગાવી દીધો. પછી પગમાં ખાલી મોજાં પહેરેલાં હતાં એવી હાલતમાં તે દોડતો ચોક પાર કરીને ભાગી ગયો. બિચારા ડોસાનો શ્વાસ અદ્ધર ચડી ગયો અને તે બૂટ ગોતી કાઢવા દોડાદોડી કરવા લાગ્યો. આખરે બૂટ મળી ગયા એટલે તે દહેશતની હાલતમાં મને પાછો ઘેર લઈ ગયો.

મા અને નાનીમાએ આખો દિવસ શહેરમાં ભાગેડુની તલાશ કરી, અને સાંજે મઠ નજીક ચીર્કોવના પીઠામાં ગોતી કાઢયો, નાચ કરીને લોકોનાં મન બહલાવતો હતો. તેમણે છોકરાને ઘર ભેગો તો કરી દીધો, પરંતુ તેની એકધારી ચુપકીથી એટલાં બધાં અકળાઈ ગયેલાં કે માર્યો પણ નહિ. સાશા ભઠ્ઠીની ઉપર મારી જોડે લાંબો થઈને હવામાં પગ ઉછાળતો બોલ્યો:

"હું સાવકી માને ગમતો નથી, બાપુને ગમતો નથી, નાનાને ગમતો નથી. તો પછી એમની ભેગો શું કામ રહું? નાનીમાને પૂછી લઈશ કે લૂંટારા ક્યાં રહે છે, અને ત્યાં ભાગી જઈશ. પછી તમને બધાંયને ખબર પડી જશે... ચાલ ને, ભેગા જ ભાગી જઈએ તો કેમ?"

મારાથી તેની જોડે ભાગી જવાય એમ નહોતું. એ વખતે જિંદગીમાં મારી

નેમ જુદી હતી, મારો ઇરાદો મોટી ઊજળી દાઢીવાળો અફસર બનવાનો હતો, એટલે ભણવાનું જરૂરી હતું. મેં મારો મનસૂબો તેને જણાવ્યો ત્યારે તેણે થોડી વાર વિચાર કરીને બહાલી આપી.

"ખ્યાલ તો એ પણ સારો જ છે. તું અફસર બની જાય ત્યારે હું લૂંટારાનો સરદાર બની ગયો હોઈશ, અને તારે મને પકડવાની મહેનત કરવી પડશે. આપણામાંથી એક બીજાને મારી નાખશે, અથવા કેદ કરી લેશે. હું તને મારી નાખવાનું કામ કરું જ નહિ!"

"અને હુંયે તને મારી નાખવાનું કામ ન જ કરું."

અમારી વાતચીત ત્યાં પૂરી થઈ.

નાનીમા રસોડામાં આવી અને ભઠ્ઠી ઉપર ચડીને અમારી જોડે વાત કરવા લાગી.

"કેમ, નાનકા ઉંદરડાઓ! અરેરે! મારા નાનકા અનાથ છોકરા! બટુકડાઓ!"

તેણે અમારા તરફની હમદર્દીમાં સાશાની સાવકી મા ઉપર, પીઠાવાળાની દીકરી અને મારી જાડી નાદેઝદામામી ઉપર, ફિટકાર વરસાવ્યો, પછી તમામ સાવકી મા અને સાવકા બાપ ઉપર ફિટકાર વરસાવ્યો, અને પછી અમને શાણા સંન્યાસી ઇયોનાની વાર્તા સંભળાવી. ઇયોના હજી તો છોકરો જ હતો ત્યારે તેણે પોતાની સાવકી માને ઇનસાફ માટે ભગવાનના દરબારમાં પહોંચાડી દીધેલી. તેનો બાપ સફેદ સરોવરનો ઊગ્લિચવાળા માછીમાર હતો. શરૂઆતમાં એ માછીમારની જ વાત હતી:

જુવાન બીબી, કાળ એનો બની:
કરીને લટકાં ઝાઝાં, દારૂ બહુ પાયો,
દઈને ઊંઘની દવા, બેભાન બનાવ્યો,
કફન જેવી સાંકડી, નાવ સાબદી કરી,
બેભાન માછીમારને, એમાં નાખ્યો પછી.
હલેસાં બહુ રૂપાળાં, હાથમાં લીધાં,
પરિયાણ સરોવરનાં, વેગે કીધાં,
પાણી મઝધારે, ઊંડાં ને ઘેરાં,
કુલટાના પાપની, વાટ જોતાં.
નમીને નાવને, ઝુકાવી દીધી,
ગુપચુપ એને, ડુબાવી દીધી,

ગયો બિચારો, તળિયે ધણી,
ગઈ કિનારે બાઈ તરતી.
ભોંયે પડીને, પોક મૂકે,
દુખનો ભારે, ઢોંગ કરે.
લોકો ભલા સહુ, દિલાસો દેતા,
"દયા વિધવાની, બહુ રે ખાતા,
તારી તો હજી, ભર જુવાની,
વેળા વસમી, તારે સહેવાની.
ધાર્યું તો બહેની, ભગવાનનું થાય,
ગમતાંને જિવાડે, બાકી જમને જાય."

પણ ઓરમાન દીકરો, ઈયોનુશ્કા નામે,
આંસુ ઢોંગનાં માવડી કેરાં, સાચાં ન માને.
વેણ ઠપકાનાં બોલે ધીમેથી,
હાથ મૂકીને છાતીએ એની:

"અરે માડી, સાવકી તું પારકી,
અંધારે ખેલતી, કપટી ને ઘાતકી.
ન માનું સાચાં, ઢોંગનાં આંસુ તારાં,
થાય તુજ છાતીમાં, ખુશીના ધબકારા.
હવે તો ભલે, ભલો ભગવાન,
ને સંતો બધા, કરે ઈનસાફ!
કટારી મઝાની ધારદાર લેવી,
ગગનમાં એને ફગાવી દેવી,
જો હશે વાંક મારો, કરશે ઠાર મને,
જો હશે પાપ તારું, કરશે ઠાર તને!

મા સાવકી એની, ધીરે ધીરે ફરી,
નાખતી નજર, નફરત ભરી.
મક્કમ પગે ઊભી રહીને,
બોલતી વેણ, ઝેર ભરીને.

"મૂરખનો જામ તું, જંગલીની જાત,
કરતો નાને મોઢે, મોટી મોટી વાત,
જૂઠાણાં કેવાં જીભે તારી રમતાં?
શરમના આવે લવારા કરતાં?"

જોતા ને સાંભળતા, લોકો સહુ,
થયો છે મામલો, ગંભીર બહુ.
અબોલ ઊભા, ભારે હૈયે,
ધીરે બોલતા, વિચાર કરે.
પછી આગળ, કદમ ભરે છે,
ફરીને ચોગમ, સૌને નમે છે,
જઈફ આદમી, ફેંસલો કરે છે.

"લાવો અહીંયાં, લોકો ભલા, મઝાની કટારી,
તપાસું ધાર, લઈને હાથમાં, રૂડી કટારી,
ફગાવું ગગનમાં, કિસમતની કટારી,
પાપીને કરશે, ઠાર વેગે, રૂડી કટારી."
લાવીને કટારી, જઈફને આપી,
એણે ઘુમાવીને, આકાશે ફગાવી,
ઊડે પંખી જાણે નીલા નભમાં,
ઊભા જુએ વાટ, ચિંતા મનમાં,
બહુ થઈ વાર, વાટ જોતા રહ્યા,
મીટ ગગનમાં, વાટ જોતા રહ્યા.
એકમેક લપાતા, ઉઘાડે માથે.
અબોલ ખડા છે, નીરવ રાતે.
પછી સરોવરની પાર, ઝળકી પરોઢની આભા,
અને ગાલ સાવકી માના, થયા હરખમાં રાતા.
પણ આવી કટારી અણધારી, જાણે ચકલી ઊડતી વેગે,
આવીને સરકતી ગગનપટેથી, ખૂંતી દિલમાં એને.
લોકો નેક બધા, નમી ગયા,
ચરણે પ્રભુને, પડી ગયા:
"તું ઇનસાફી, ને દયાવાન, હે ભગવાન!"

પછી જઈને, ધીમે પગલે, ઇયોન કને,
લઈ ગયો મઠમાં, માછીમાર એને.
કિનારે નદીને, કેર્ઝેનેત્સ નામે,
અદ્‌ભુત નગર કિતેઝ પાસે...*

બીજે દિવસે હું જાગ્યો ત્યારે મને આખે શરીરે રાતાં ચાઠાં હતાં, શીળીના રોગની શરૂઆત હતી. મને પાછળના માળિયામાં રાખવામાં આવ્યો. હું ત્યાં લાંબા વખત સુધી આંધળા જેવો પડયો રહ્યો. મારા હાથે અને પગે પહોળા પાટા બાંધી દેવામાં આવ્યા હતા. મને ભયંકર સ્વપ્નાં આવતાં હતાં. એવા એક સ્વપ્નને પરિણામે હું જાણે લગભગ ખતમ થઈ ગયો. એકલી નાનીમા જ મારી પાસે આવતી, મને નાના બચ્ચાની જેમ ચમચા વડે ખવડાવતી અને પાર વગરની તથા હુંમેશાં નવી વાર્તાઓ અને કહાણીઓ કહી સંભળાવતી. મારી તબિયત ઠીક ઠીક સુધરી ગઈ હતી એટલે મારા હાથ અને પગના પાટા કાઢી નાખવામાં આવ્યા હતા, પરંતુ મોં ખજવાળું નહિ એટલા ખાતર હાથમાં આંગળીઓ ફરતે પાટા બાંધી રાખવામાં આવતા. એક વાર સાંજે રોજના વખતે નાનીમા આવી નહિ. હું ભારે ફિકરમાં પડી ગયો. એકાએક મને નજર સામે દેખાવા લાગ્યું કે તે માળિયાના ધૂળિયા રમણામાં ઊંધે મોંએ પડી છે અને તેના હાથ બન્ને તરફ ફેલાઈ ગયેલા છે. પ્યોતરકાકાની જેમ તેની ગરદન કપાઈ ગયેલી હતી, અને મોટી મોટી લીલી આંખોના ડોળા લાલચમાં ગોળ ગોળ ફેરવતા મોટા બિલાડાના ધૂળિયા પડછાયા તેની ઉપર પથરાતા હતા.

હું એકદમ ઊભો થઈને ખાટલેથી ઊતરી ગયો અને બેવડી બારીને પગ તથા ખભા વડે તોડી નાખીને નીચે હિમના ઢગલામાં કૂદી પડયો. એ વખતે મા મહેમાનોમાં મશગૂલ હતી એટલે કાચ ફૂટવાનો અને બારી તૂટવાનો અવાજ કોઈને સંભળાયો નહિ. હું કેટલીય વાર સુધી નિરાંતે હિમમાં પડી રહ્યો. મારાં હાડકાં ભાંગ્યાં નહોતાં, ખાલી ખભાનું હાડકું ઊતરી ગયું હતું અને સખત ઉઝરડા થયા હતા. પરંતુ પડવાના આઘાતથી મારા પગ બહેર મારી ગયા. હું ત્રણ મહિના સુધી ચાલી ન શક્યો, ઓરડામાં પડયો પડયો ઘરના અવાજ

---

*તામ્બોવ પ્રાંતમાં બોરીસોગ્લેબ્સ્ક જિલ્લામાં કોલ્યુપાનોવ્કા શહેરમાં મને આ જ વાર્તાનો જુદો પાઠ જાણવા મળેલો. તેમાં ઓરમાન દીકરો સાવકી માની ઉપર ખોટું આળ મૂકે છે અને અંતમાં કટારી છોકરાને ઠાર કરી નાખે છે.—લેખકની નોંધ.

સાંભળતો રહેતો. ઘરમાં ધમાલ એકધારી વધતી હતી, બારણાં વારંવાર ધડાક બંધ થતાં હતાં, અને લોકોની આવજા સતત ચાલતી રહેતી.

છાપરા ઉપર હિમઝંઝાવાતના ઝપાટા લાગતા રહેતા, પવન માળિયાના બારણાની પાર જોરથી સુસવાટા કરતો રહેતો, ધુમાડિયામાં ભરાઈને મરસિયા જેવો વિલાપ કરતો રહેતો, બારીઓને ખખડાવતો રહેતો. દિવસ દરમિયાન હું કાગડાના કા... કા... અવાજ સાંભળતો રહેતો, અને રાતે દૂરના ખેતરોમાંથી વરુઓના રોતલ રાગડા સંભળાતા રહેતા. મારા આત્માનો વિકાસ એવા સંગીતના સંગાથમાં થઈ રહ્યો હતો. પછી વસંત પહેલાં શરમાતી શરમાતી અને શાંતિથી, પરંતુ દરરોજ વધારે જોર પકડતી, આવવા લાગી અને તેજસ્વી આંખો વડે બારી વાટે અંદર નજર ફેંકવા લાગી. વાડ ઉપર બિલાડાં ચીસાચીસ અને ઘુરકાટ કરવા લાગ્યાં. વસંતના હળવા અવાજો દીવાલોને ભેદીને અંદર સંભળાવા લાગ્યા—બરફની કણીઓ તૂટે, છાપરા પર હિમ સરકે, ઘંટડીઓ રણકે, શિયાળામાં ન વરતાતી ઘનતા રણકારમાં આવી ગઈ હોય.

નાનીમા મને જોવા આવતી રહેતી. થોડા વખતથી તેના બોલ ભેગી વોદકાની ગંધ વધારે ને વધારે પ્રસંગોએ આવતી અને વધારે ને વધારે આકરી બનતી જતી. પછી તો તે મોટી ચાદાની ભેગી લઈ આવતી અને તેને ખાટલા નીચે છુપાવી દઈને આંખ મિચકારતી મને કહેતી:

"તારા ભૂત નાનાને કહી દેતો નહિ, વહાલુડા!"

"કેમ પીઓ છો?"

"ચુપ! મોટો થઈશ ને... ત્યારે તને ખબર પડશે..."

પછી તે ચાદાનીનું નાળચું મોંમાં મૂકીને ઘૂંટડો ભરી લેતી, બાંય વડે મોં લૂછી નાખતી, અને મારી તરફ ફરીને ખુશખુશાલ મલકાટ કરતી.

"તો ભાઈ મારા, કાલેની હું કઈ વાત કહેતી હતી તને?"

"મારા બાપુની વાત."

"ક્યાં અટકી ગયેલી?"

હું તેને યાદ કરાવી દઉં એટલે પછી તેની સુરીલી વાણી કલાકો સુધી વહેતી રહેતી.

એક વાર તે થાકેલી, સરખી સૂધબૂધમાં, અને બહુ દુખી હતી ત્યારે તેણે પોતે જ મને બાપુની વાત કહેવાનું શરૂ કરેલું.

"કાલે રાતે તારા બાપુને સપનામાં જોયા, ખેતરમાં ચાલતા સીટી વગાડતા હતા, હાથમાં લાકડી હતી, ડાઘાવાળો કૂતરો જીભ લટકાવીને પાછળ પાછળ દોડતો હતો. કોણ જાણે કેમ પણ હમણાં હમણાં મક્સીમ સાવ્વાતેયેવિચ ઘણી

વાર મારા સપનામાં આવે છે, લાગે છે કે એમનો જીવ બેચેન જેવો ભટકતો હશે..."

તે કેટલાય દિવસ રોજ સાંજે મને બાપુની વાતો કહેતી રહી. એ વાતો પણ તેની બીજી વાતો જેવી જ મઝેદાર હતી.

મારા બાપુ સિપાહીના પુત્ર હતા. દાદાને બઢતી આપીને અફસર બનાવી દેવામાં આવ્યા હતા, પરંતુ પછી તાબેદાર માણસોની ઉપર જુલમ કરવાની સજા તરીકે હદપાર કરીને સાઈબિરિયા મોકલી દેવામાં આવ્યા હતા. બાપુનો જન્મ ત્યાં સાઈબિરિયામાં થયો હતો. તેમની જિંદગી કપરી હતી, અને તે નાનપણમાં જ ઘેરથી ભાગી જવાની કોશિશ કરવા લાગ્યા હતા. એક વાર દાદા શિકારી કુતરાને લઈને તેમને ગોતવા વનમાં ગયેલા, જાણે કેમ સસલાના શિકારે નીકળ્યા હોય. બીજી એક વાર તેમને પકડી પાડીને એવો નિર્દય માર મારવા લાગેલા કે પાડોશીઓએ છોડાવીને છુપાવી દીધેલા.

"છોકરાંને તો કાયમ મારે જ, ખરું ને?"

"કાયમ," નાનીમાએ શાંત અવાજે જવાબ આપ્યો.

બાપુ સાવ નાના હતા ત્યારે જ તેમની મા મરી ગયેલી, અને નવ વરસના થયા ત્યારે પિતા પણ ગુજરી ગયા. પછી સુથારનું કામ કરતા ધર્મના પિતાએ દત્તક લઈ લીધા અને પેર્મ શહેરમાં કારીગરી શીખવવાનું શરૂ કરી દીધું. પરંતુ બાપુ ત્યાંથી ભાગી ગયા. પહેલાં તો બજારમાં આંધળાં માણસોને હાથ પકડીને ફેરવતા રહેતા, પરંતુ સોળ વરસના થયા ત્યારે નીઝની નોવ્ગોરદ આવ્યા, અને કોલચીનની આગબોટોનું કામ કરતા એક સુથારને ત્યાં નોકરીએ રહી ગયા. વીસ વરસની ઉંમરે તો રાચરચીલું બનાવવાના કામમાં ઉસ્તાદ થઈ ગયેલા. જે દુકાનમાં કામ કરતા તે કોવાલીખા માર્ગે નાનાના ઘરની અડોઅડ હતી.

"વાડ નીચી ને વેગીલા પગ," નાનીમા હસી પડી. "હું ને વાર્યા બગીચામાં રાઝબેરી ભેગી કરતાં હતાં, અચાનક મારી નજર ઊંચી થઈ તો લો! વાડ ઉપર તારા બાપુ! હું તો દહેશતમાં સાન ખોઈ બેઠી! સફરજનનાં ઝાડ વચ્ચેથી માર્ગ કરતા અમારી તરફ આવવા લાગ્યા. કદાવર આદમી, ધોળું ખમીસ, જાડા મખમલનું પાટલૂન, ઉઘાડા પગ, માથે ટોપી નહિ, લાંબા વાળને પટ્ટા વડે બાંધી રાખેલા. કેમ આવેલા, ખબર છે? તારી માના હાથનું માગું કરવા! પહેલાં મેં બારી પાસેથી નીકળતા કેટલીક વાર જોયેલા. જ્યારે જોતી ત્યારે મનમાં કહેતી: 'મઝાનો આદમી છે!' નજીક આવ્યા એટલે મેં કહ્યું: 'કેમ જુવાન, રસ્તો ક્યાં છે એની ખબર નથી?' મારી સામે ગોઠણભેર થઈ ગયા અને બોલ્યા: 'આકુલીના ઈવાનોવ્ના, જેવો છું એવો તમારી કને આવ્યો છું, આખું હૈડું

લઈને તમારા પગમાં પડું છું. અને પણે વાર્યા ઊભી છે. તમને વીનવું છું, ભગવાનને ખાતર અમને પરણી જવામાં મદદ કરો.' જોવા જેવી થઈ ગઈ, કહું છું ને! હું તો આભી થઈ ગઈ, મારી બોલતી જ બંધ થઈ ગઈ! મેં નજર નાખી તો પેલી લુચ્ચી તારી મા સફરજનના ઝાડ પાછળ છુપાઈને ઊભેલી, રાતી રાણ જેવી, પેલાને ઇશારા કરતી હતી, આંખોમાં આંસુ છલકાતાં હતાં. 'અરેરે, ભોળી ક્યાંની!' મેં કહ્યું. 'આવાં કામાં કરવા કરતાં તો કરમાઈ જવાનું બહેતર! તારી ડાગળી ચસકી ગઈ છે કે શું, વાર્વારા? અને જુવાન, જરાક વિચાર તો કર! આવડા મોટા વડલાને તું વાળી દેવાનો?' એ જમાનામાં તારા નાના દોલતમંદ હતા, હજી છોકરાંને મિલકતના ભાગ નહોતા આપ્યા, ચાર મકાન, પૈસાની રેલમછેલ, અને લોકોમાં માનમોભો. એમને મુખી તરીકે નવ વરસ થઈ ગયાં એના માનપાનમાં ભેટ મળેલી, મઝાનો પોશાક અને જરીની પટ્ટી વડે શણગારેલો ટોપો. પણ એ જમાનામાં બહુ મગરૂર હતા! એટલે મેં તો જે કહેવું પડે એમ હતું એ કહી દીધું, બીકમાં થરથરતાંયે કહી દીધું, અને બિચારાંને જોઈને મારા દિલમાં દયા છલકાતી હતી, હૈયું ફાટી જાય એટલી બધી, સાવ હતાશ થઈને ઊભાં હતાં! પછી તારા બાપુ બોલ્યા: 'મને ખબર છે કે વસીલી વસીલ્યેવિચ પોતાની મરજીથી તો વાર્યાનો હાથ મારા હાથમાં ક્યારેય નહિ આપે, એટલે મારે એને ચોરીછૂપીથી લઈ ગયા વગર છૂટકો નથી, અને એમાં જ તમારી મદદની જરૂર છે!' મારી મદદ, વિચાર કર! મેં એમને ચાલતી પકડાવી દેવાની કોશિશ કરી, પણ એ તો હતા એમ ને એમ ખોડાઈને ઊભા રહ્યા. 'તમારે મારવા હોય તો પથરા મારો, પણ મદદ કરવી જ પડશે. હું વાત કોઈ રીતે મૂકવાનો નથી!' એણે કહ્યું. વાર્વારા એની નજીક ગઈ અને એને ખભે હાથ મૂકીને બોલી: 'અમે આમ તો ધણીધણિયાણી ક્યારનાં થઈ ગયાં છીએ, બે મહિનાથી, હવે ખાલી પરણવાનું બાકી છે!' એ લોકોએ મને જાણે ફટકો માર્યો હોય એમ હું ફસકી પડી."

નાનીમા હસી પડી અને તેની આખી કાયા ધ્રૂજવા લાગી. પછી તેણે બજરનો સડાકો લઈને આંખોમાંથી આંસુ લૂછી નાખ્યાં અને સુખનો શ્વાસ લેતાં વાત આગળ ચલાવી:

"તું હજી નાનો છો, ધણીધણિયાણી થઈ જવું અને પરણવું એનો તફાવત તને નહિ સમજાય. પણ છોકરીને પરણ્યા વગર બચ્ચું થાય એ તો ખોફનાક વાત ગણાય. તું મોટો થા ત્યારે એટલું યાદ રાખજે અને કોઈ છોકરીને એવી આફતમાં નાખી દેતો નહિ! એમાં તો દિલમાં મોટા પાપનો ડાઘ લાગી જાય, છોકરી દુખી થઈ જાય, અને બચ્ચું કાયદેસર ન ગણાય! ધ્યાન રાખજે, ભૂલતો

નહિ! ઓરતની દયા ખાવાની હોય અને એને ખરા દિલે પ્યાર કરવાનો હોય, ખાલી મોજ માણી લેવા ચૂંથી ન નખાય! આ તો હું તને નેકીની વાત કહું છું.

તે પળ વાર વિચારમાં ગરકાવ થઈ ગઈ પણ પછી સ્વસ્થ બની જઈને આગળ બોલવા લાગી:

"તો પછી કરવું શું? મેં મક્સીમને માથામાં થપાટ ઝીંકી દીધી અને વાર્વારાને ચોટલો પકડીને ખેંચી. પણ તારા બાપુએ અક્કલની વાત કરી: 'અમને મારવાથી કંઈ નહિ વળે,' એણે કહ્યું. અને વાર્વારાએ ટાપસી પૂરી: 'પહેલાં કંઈક ઉપાય ગોતી કાઢો અને પછી મારો જેટલાં મારવા હોય એટલાં!' એટલે મેં પૂછ્યું: 'પૈસાબૈસા છે કંઈ?' એણે જવાબ આપ્યો: 'હતા તો ખરા થોડાક, પણ વાર્વારા સારુ વીંટી ખરીદી લીધી.' 'કેટલાની હશે, ત્રણ રૂબલની?' 'ના, લગભગ એકસો.' એ જમાનામાં ચીજો સસ્તી હતી, અને પૈસાની કિંમત બહુ હતી. મેં તારી મા અને બાપુની સામે જોયું, ઊભાં હતાં, બચ્ચાં હતાં બિચારાં! બટુકડાં સાવ મૂરખ! તારી મા બોલી: 'વીંટી મેં ભોંયપટના પાટિયા હેઠે સંતાડી દીધેલી, તને ખબર ન પડે એટલા ખાતર. વેચવી પડે તો વેચી નાખશું.' સાવ બાળક જેવાં, નહિ? ઠીક હવે, જે હોય તે, અમે અઠવાડિયામાં શાદી પતાવી નાખવાનો ફેંસલો કર્યો, પાદરી જોડે બંદોબસ્ત મારે જ કરવાનો હતો. પણ અરેરે! કેટલી રડી છું! અને નાનાની બીકે હૈયું ફફડતું જ રહેતું, થથરતું જ રહેતું! વળી વાર્વારાનો થથરાટ કેમેય અટકે જ નહિ! ખેર, અમે બધું નક્કી કરી નાખ્યું.

"પણ તારા બાપુનો એક દુશ્મન હતો, કારીગરોમાંનો એક, ખારીલો આદમી! કેટલાય વખતથી બેઉની ઉપર નજર રાખતો, અને એણે બરાબર અટકળ કરી લીધેલી. હું તો એકની એક દીકરીને બને એટલો શણગાર સજાવીને દરવાજા બહાર લઈ ગઈ. ત્રણ ઘોડાની ગાડી ખૂણે વાટ જોતી ઊભી હતી. વાર્વારા ગાડીમાં બેસી ગઈ, મક્સીમે સીટી વગાડી, અને બેઉ રવાના થઈ ગયાં. હું આંસુ છલકાતી આંખો લઈને પાછી ઘરમાં આવી અને જોઉં છું તો કોણ? પેલો માણસ, મવાલી! 'હું તો ભલો આદમી છું,' એણે કહ્યું, 'મારો ઇરાદો એ લોકોના સુખમાં ડખો કરવાનો નથી. ખાલી એટલું જ કે તમે મને પચાસ રૂબલ આપો, બસ, આકુલીના ઈવાનોવ્ના!' મારી કને તો પૈસા હતા જ નહિ કેમ કે મને ક્યારેય ગમતા નહિ અને હું બચાવતી નહિ, વળી હું મૂરખ તે મેં કહી દીધું: 'પૈસા તો મારી કને નથી એટલે તને આપવાનું બને એમ નથી!' 'તો વાયદો કરો,' એણે કહ્યું. 'વાયદો? વાયદો કરું તો પૈસા ક્યાંથી લાવવાની હતી?' પણ એ તરત બોલ્યો: 'દોલતમંદ ધણીના થોડાક પૈસા ચોરી લેવામાં

મુશ્કેલી પડે કંઈ?' હું તો સાવ ભોળી, એને એમ જ થોડીક વાર વાત કરતો રોકી રાખવો જોઈતો હતો, પણ એના મોં ઉપર થૂંકીને મારે રસ્તે ચાલતી થઈ ગઈ. એ મારાથી પહેલો આંગણમાં દોડી ગયો અને એણે એવો દેકારો કર્યો કે બસ!"

તેણે આંખો મીચી દીધી અને તેના ચહેરા ઉપર આછો મલકાટ છવાઈ ગયો.

"પછી તો એવી ધાંધલ મચી ગઈ કે યાદ કરતાં આજેય ખોફનાક લાગે છે. તારા નાના જંગલીમાં જંગલી જનાવરની જેમ ગરજી ઊઠયા, એમને માથે તો જાણે કારમો ફટકો પડયો! અરે, ઘરમાં વાર્વારાની સામે જોઈને ડંફાસ મારતા કે આને તો અમીર જોડે પરણાવવાનો છું, ઉમરાવ જોડે! મળી ગયો અમીર—ખરો ઉમરાવ! પણ ભગવાનની પવિત્ર મા આપણા કરતાં બહેતર જાણે કે કેવું જોડું બનાવવાનું છે! નાના તો જાણે ભડકે બળતા હોય એમ આંગણમાં દોડાદોડી કરવા લાગ્યા, એમણે યાકોવને અને મિખાઈલને બોલાવ્યા, ગાડીવાન કલીમને બોલાવ્યો, અને પેલા કાળમુખા કારીગરને સાબદો કર્યો, પછી હાથમાં ડંગોરો અને વજન બાંધેલો પટ્ટો લીધો, મિખાઈલે બંદૂક લીધી. અમારા ઘોડા સરસ વેગીલા હતા, અને ગાડી હલકી ફૂલ. 'ચોક્કસ આંબી જવાના,' મને થયું. પણ વાર્વારાના રાખણહાર ફિરસ્તાએ મને તરકીબ સુઝાડી. મેં છરી લઈને જોતર અને ધોરિયાનું દોરડું કાપી નાખ્યું. મને એમ કે રસ્તામાં ધોરિયો બટકી જશે. અને એમ જ થયું. ધોરિયો નોખો પડી ગયો, તારા નાના અને મિખાઈલ અને કલીમ મરતા મરતા રહી ગયા. એટલે રસ્તે ખોટી થવું પડ્યું. આખરે દેવળે પહોંચ્યા ત્યારે વાર્યા અને મક્સીમ તો પરણી કરીને ઊભાં હતાં, ભગવાનની દયા!

"પછી અમારા જણ મક્સીમની ઉપર તૂટી પડયા. પણ મક્સીમ તો કદાવર આદમી, એના જેટલી તાકાત બહુ ઝાઝા માણસોમાં ન હોય! એણે મિખાઈલને ઉપાડીને પટકી દીધો હેઠો, મિખાઈલનો હાથ ભાંગી ગયો, કલીમનેય ભોંયભેગો કરી દીધો, એટલે તારા નાનાને અને યાકોવને અને પેલા કારીગરને બીક લાગી ગઈ, નજીક જવાની હિંમત જ ન થઈ.

"પણ મક્સીમે સાન ઠેકાણે રાખી, એને ઝાળ ચડી ગઈ હોવા છતાં. એણે તારા નાનાને કહ્યું: 'ડંગોરો હેઠો મૂકી દો, મારી સામે હલાવવાની જરૂર નથી! હું તો શાંતિથી રહેવામાં માનતો આદમી છું, અને મેં જે લીધું છે તે ભગવાનની દયાથી, એને પાછું ઝૂંટવી લેવાનો કોઈને હક નથી. અને મારે તમારી પાસેથી બસ એટલું જ માગવાનું છે!' અમારા જણ પાછળ હઠી ગયા. નાનાએ ગાડીમાં

બેસી જઈને બરાડો પાડયો: 'છેલ્લા સલામ, વાર્વારા! હવે તું મારી દીકરી નહિ, અને મારે તારું મોઢું ફરી ક્યારેય જોવું નથી! તું ભૂખી મરી જા કે જીવતી રહે, મારે મન બધું સરખું જ છે!' ઘેર પાછા આવીને એમણે મને મારી ને ભાંડી, પણ હું ઊંહકારા કરવા સિવાય કંઈ બોલી નહિ. મને ખબર હતી કે ધીરે ધીરે બધુંય થાળે પડી જશે, અને જે થવાનું હશે એ તો થઈને જ રહેવાનું. પછી એમણે મને કહ્યું: 'સાંભળ, આકુલીના, તારી દીકરી કાયમની ગઈ છે, તારે હવે અહીંયાં કે બીજે ક્યાંય દીકરી છે જ નહિ, સમજી ને?' અને હું મનમાં કહેતી રહી: 'અરે, રાતા માથાના આદમી, તમતમારે ખોટું બોલતા રહો ને! તમને ગુસ્સો ઝટ આવી જાય છે, પણ ઝાઝી વાર ટકવાનો નથી!'"

હું અદ્ધર શ્વાસે ધ્યાનથી સાંભળતો રહેતો. વાતના અમુક હિસ્સા સાંભળીને મને અચરજ થયેલું, નાનાએ મારી માની શાદીનું બયાન સાવ જુદી રીતે કરેલું. તેમણે શાદીનો વિરોધ કરેલો, અને પછી માને ઘરમાં આવવાની મનાઈ કરી દીધેલી, પણ તેમના બયાન મુજબ શાદી ચોરીછૂપીથી નહોતી થઈ, બલકે તે પોતે દેવળમાં હાજર હતા. કોની વાત સાચી એમ નાનીમાને પૂછતાં હું અચકાતો હતો કેમ કે મને તેની વાત વધારે ગમતી, એ વધારે રોમાંચકારી હતી. તે બોલતી વેળા જાણે હોડીમાં બેઠી હોય એમ કાયાને આગળ પાછળ ડોલાવતી, ગમગીન અથવા ખોફનાક હિસ્સા આવે ત્યારે હલનચલન વધારી દેતી અને જાણે ફટકાથી બચવાની કોશિશ કરતી હોય એમ એક હાથ ઊંચો કરી દેતી. ઘણી વાર તે આંખો મીચી દેતી, તેનાં ભવાં ફરકવા લાગતાં, અને ગાલની કરચલીઓમાં મમતાળુ મલકાટ રમવા લાગતો. બધું માફ કરી દેવાનું તેનું આંધળું વલણ ક્યારેક મારા હૃદયને સ્પર્શી જતું, પરંતુ બીજા પ્રસંગોએ મને તેના હોઠેથી વિરોધના આકરા બોલ સાંભળવાનું મન થતું.

"શરૂઆતમાં એકબે અઠવાડિયાં મને ખબર જ નહોતી કે વાર્યા અને મક્સીમ ક્યાં હશે, પણ પછી એમણે નાનકડા છોકરાને મોકલીને મને કહેવડાવ્યું. શનિવારે હું જાણે સાંજની પ્રાર્થનામાં જતી હોઉં એમ નીકળી પણ એમને મળવા ગઈ. બહુ દૂર સુયેતીન્સ્કી માર્ગે એક મકાનના થોડાક ભાગમાં રહેતાં હતાં. ગંધારા અને ધાંધલિયા ફળિયામાં જાતજાતના કામદારો રહેતા હતા, પણ આ બેયને એની જરાય પરવા નહોતી, એ તો બિલાડીનાં ખુશાલ બચ્ચાંની જોડીની જેમ ઘુરઘુર કરતાં રહેતાં અને ગમ્મતમાં મશગૂલ રહેતાં. હું થોડીક ચીજવસ્તુઓ આપવા ભેગી લઈ ગયેલી, ચા ને ખાંડ ને અનાજ ને મુરબ્બો ને સૂકાં મશરૂમ ને થોડાક પૈસા, યાદ નથી કેટલા, નાનાના મળ્યા એટલા ચોરીને, પોતાને ખાતર ચોરી ન કરતા હોઈએ તો એમાં કંઈ ખોટું નહિ! પણ તારા બાપુ કંઈ

લેવા તૈયાર થાય જ નહિ ને! 'અમે શું ભિખારાં છીએ?' એમણે જાણે માઠું લાગ્યું હોય એમ સવાલ કર્યો. અને વાર્યાએ સૂર પકડી લીધો: 'મા, આ બધું કેમ લાવી?' પછી મેં તો બરાબર સંભળાવી દીધું: 'અરે મૂરખ ભાઈ, હું કોણ છું? ભગવાને દીધેલી મા તમારી! અને અક્કલ વગરની છોડી, તારી તો સગી મા છું! ક્યાંય લખ્યું છે કે માનું અપમાન કરાય? અહીં દુનિયામાં માનું અપમાન કરો તો ઉપર ભગવાનની મા રડે!' એટલે પછી મક્સીમે મને બાથમાં જકડી લીધી અને ઓરડામાં ફેરવી, અરે, મને ભેગી લઈને નાચ્યોયે ખરો! રીંછ જેવો જોરાવર આદમી! અને વાર્યા વરની બાબતમાં જાણે નવો ઢીંગલો લઈને ફુલાતી હોય એમ આમથી તેમ આંટા મારે, અને ખરી ઘરધણિયાણીની જેમ એના 'ઘર'ની મોટી મોટી વાતો કરે! સાંભળીને એટલું હસવું આવે કે પેટ દુખી જાય! ચા ભેગાં પનીરનાં ઢેબરાં ખવડાવ્યાં, વરુનાયે દાંત ભાંગી જાય એવાં! અને ઘરમાં બનાવેલું પનીર, જાણે કાંકરા જ કાંકરા!

"કેટલાય વખત સુધી એમ જ ચાલતું રહ્યું. પછી તારી પધરામણીની વેળા નજીક આવી, તોયે તારા નાના ચુપ, હઠીલા તો છે જ, બુઢ્ઢા ભૂત! હું છાનીછપની જઈને તારાં માબાપને મળી આવતી, નાનાને ખબર તો હતી, પણ જાણે કશો ખ્યાલ જ ન હોય એવો દેખાવ કરતા. ઘરમાં કોઈને વાર્વારાનું નામ લેવાની છૂટ નહોતી, અને કોઈ લેતુંયે નહિ, હુંયે નહોતી લેતી, પણ મને તો ખબર હતી કે બાપનું હૈયું ઝાઝો વખત ઝાલ્યું રહે નહિ. અને ચોક્કસ વેળા આવી જ ગઈ, એક વાર રાતે હિમનું તોફાન ગાજતું હતું, પવન જાણે રીંછના ટોળાની જેમ બારી ઉપર તૂટી પડયો હતો, ધુમાડિયાં ચીસાચીસ કરતાં હતાં, અને જાણે દોજખના બધાય શયતાનો બેલગામ કેર વરતાવતા હતા. હું ને તારા નાના જોડાજોડ સૂતાં હતાં, ઊંઘ નહોતી આવતી. એ વખતે મેં એમને કહ્યું: 'ગરીબોને બિચારાંને આવી રાત તો ખોફનાક, અને જેને મનમાં પરેશાની હોય એને તો એથીયે બદતર.' એકાએક નાના બોલ્યા: 'કેમ ચાલે છે એમનું?' મેં જવાબ દીધો: 'મઝાનું ચાલે છે, જરાય ખરાબ નહિ.' એમણે પૂછ્યું: 'તને શું લાગે છે, કોની વાત કરું છું?' 'આપણી દીકરી વાર્વારાની અને આપણા જમાઈ મક્સીમની.' 'તને કેવી રીતે ખ્યાલ આવ્યો?' મેં વળતા જવાબમાં કહ્યું: 'ફારસ બહુ થઈ ગયું, બાપા, હવે ખેલ પૂરો કરવાની વેળા આવી ગઈ છે, એથી કોને ખુશી મળે છે?' એ મોટો નિસાસો નાખીને બોલ્યા: 'અરેરે, શયતાનો છો તમે બધાંય! એક નંબરના શયતાનો!' પછી મને પૂછ્યું: 'પણ પેલા મૂરખના જામનું શું?' મતલબ કે તારા બાપુ. 'એ શું ખરેખર એવો મૂરખ છે?' મેં કહ્યું: 'મૂરખ તો જે કામ ન કરે અને બીજાના ભોગે

જિંદગી ગુજારે એને કહેવાય. તમારા યાકોવ અને મિખાઈલને જુઓ જરાક, મૂરખ જ કહેવાય એવા નથી? આપણા ઘરમાં કોણ કામ કરે છે ને પૈસા લાવે છે? તમે. એ છોકરા જાણે કેમ તમને બહુ મદદ કરતા હોય!' એ તો મને ગાળો ભાંડવા લાગ્યા, ગધેડી ને કૂતરી ને બદચાલ ને ઘેલી ને કોણ જાણે બીજું શું શું લવતા રહ્યા. 'ક્યાંથી આવ્યો છે ને કેવો છે એની કોઈને ખબર જ ન હોય એવા આદમીથી તું કેવી રીતે ભોળવાઈ ગઈ!' એમણે કહ્યું. પણ હું તો એ થાકી ગયા ત્યાં લગી ચુપ જ રહી, પછી મેં કહ્યું: 'એક વાર જઈને જોઈ આવો ને, ખબર પડશે કેમ ચાલે છે એમનું, એ તો બેય મોજમાં છે.' 'એ લોકોને એવું માન શું કરવા દઉં?' એમણે કહ્યું. 'આવવું હોય તો પોતે આવે.' એમની વાત સાંભળીને હું તો ખુશીના ઊભરામાં રડવા લાગી, અને એ મારો ચોટલો ઉખેળીને વાળ નીચે ફેલાવી દેવા લાગ્યા, મારા વાળ હાથમાં લઈને રમત કરવાનું એમને ગમતું, બહુ ગમતું. 'ઠીક હવે, રોવાનું પડતું મૂકી દે, ડોશી!' એ બબડ્યા. 'તને એમ કે મને દિલ જ નહિ હોય, ખરું ને?' મઝાના આદમી હતા, તારા નાના, પોતે બીજા કોઈથી વધારે ચાલાક છે એવું ભૂસું મનમાં ભરાઈ ગયું તે પહેલાં, પછી તો કમીના અને મૂરખ બની ગયા.

"એટલે અમને મળવા આવ્યાં, તારી મા અને બાપુ, તહેવારના દિવસે, એકબીજાને માફીનો રવિવાર હતો. બેઉ એટલાં મોટાં, સાફસુઘડ, અને દેખાવડાં! મક્સીમ તારા નાના નજીક ઊભા રહે ત્યારે નાના એના ખભા સુધી જ પહોંચે. 'વસીલી વસીલ્યેવિચ, મનમાં જરાય શંકા આણતા નહિ કે હું કરિયાવરની લાલચે આવ્યો છું. ખરેખર એમ નથી. હું તો ખાલી મારી પત્નીના પિતાને આદરભાવે મળવા આવ્યો છું,' મક્સીમે કહ્યું. તારા નાના ખુશ થઈને હસી પડ્યા અને બોલ્યા: 'વાહ! તો આવો લુચ્ચો છો તું! ખેર, હવે આ બધા ખેલતમાશા બંધ કરો અને અમારી ભેગાં રહેવા આવી જાઓ!' મક્સીમનાં ભવાં સંકોડાઈ ગયાં. એણે કહ્યું: 'વાર્યા નક્કી કરે, એની મરજી હોય એમ કરવા હું તૈયાર છું, મને કંઈ ફરક નથી પડતો.' પછી તેઓ દલીલ કરવા લાગ્યા, કોઈ રીતે અટકે જ નહિ. મેં આંખ મિચકારીને તારા બાપુને ઇશારા કર્યા, ટેબલ નીચે પગે ઠોકર મારી, પણ એ તો પોતે ધારે એમ જ કરનારો આદમી! આંખો મઝાની હતી એની, સાફ અને ઝગારા મારે, અને ઉપર ઘેરાં ભવાં. ક્યારેક ભવાં નીચાં કરી દે, આંખોની ઉપર ઢંકાઈ જાય એમ, એવે ટાણે ચહેરો પથ્થર જેવો સખત બની જાય, પછી મારા સિવાય બીજા કોઈનું કહેવું સાંભળે જ નહિ! મને તો મારા પોતાના છોકરાઓથી વધારે વહાલા લાગતા, અને એને ખબર હતી, અને હુંયે એને બહુ વહાલી લાગતી. મને હેતથી

દબાવતા, કે પછી હાથમાં ઉપાડીને ઓરડામાં ફેરવતા, અને કહેતા: 'મારે તો તમે જ એક ખરી મા છો, ધરતી માતા જેવાં. તમે મને વાર્યાથીયે વધારે વહાલાં છો!' તારી મા એ દિવસોમાં ભારે ખેપાની હતી. એકદમ એની તરફ ધસી જઈને બરાડો પાડતી: 'તમારાથી એમ કહેવાય જ કેમ? મૂળાની જાત! કોબી જેવા કાનવાળા!' પછી અમે ઓરડામાં એકબીજાની પાછળ દોડાદોડી કરી મૂકતાં, ભારે મઝા પડતી! સુખના દિવસ હતા, વહાલુડા! એને નાચ કરતાં એવું આવડતું કે બસ, બીજા કોઈથી એવો નાચ ન થાય, અને મઝાનાં ગીત બહુ આવડતાં, આંધળા ભિખારીઓ પાસેથી શીખી લીધેલાં, અને આંધળા જેવું સરસ ગાતાં બીજા કોઈને ન આવડે.

"એ લોકો ઘરમાં બગીચા તરફના ભાગમાં રહેવા આવી ગયાં. તારો જનમ ત્યાં જ થયેલો, બરાબર બપોરે. તારા બાપુ જમવા ઘરે આવેલા, અને તું આવકારવા મોજૂદ હતો. ખુશીમાં લગભગ પાગલ થઈ ગયા, અને તારી માને તો નિચોવી નાખી, જાણે કેમ છોકરું જણવું એટલે દુનિયાનું અઘરામાં અઘરું કામ હોય! મને ખંધોલે નાખીને આંગણમાં લઈ ગયા, નાનાને ખબર આપવા કે દીકરીને દીકરો આવ્યો છે. નાના જેવા નાનાયે હસી પડ્યા અને બોલ્યા: 'ખરો શયતાન છો તું, મક્સીમ!'

"પણ તારા મામાઓને મક્સીમ ન ગમતા કેમ કે તારા બાપુ દારૂ પીતા નહિ, એની જીભ બહુ તેજ હતી, અને જાતજાતનાં ટીખળ ઘડી કાઢવામાં ઉસ્તાદ હતા. આગળ જતાં એવા ટીખળનો કપરો અંજામ આવ્યો. એક વાર તહેવારના દિવસે ખોફનાક સીટીઓ અને સુસવાટાઓનો અવાજ આખા ઘરમાં ફેલાઈ ગયો. સૌ દહેશતમાં જડ જેવાં થઈ ગયાં. તારા નાના આમતેમ દોડાદોડી કરતા બરાડા પાડવા લાગ્યા કે 'દેવચિત્રોના બધાય દીવા પેટાવીને સૌ પ્રાર્થના કરવા લાગો!' પછી એકાએક જ કબ્રસ્તાન જેવો સૂનકાર છવાઈ ગયો, અને એ તો અવાજ કરતાંયે વધારે ખોફનાક હતો. યાકોવમામા સાચી વાત કળી ગયા. એણે કહ્યું: 'આ તો મક્સીમનું જ કરતૂત!' અને ચોક્કસ એમ જ હતું, મક્સીમે પોતે અમને પછી વાત કરેલી કે એણે માળિયાની બારીએ જુદી જુદી કેટલીય બાટલીઓ ગોઠવી દીધેલી, પવનના સુસવાટા એમાંથી જ થયેલા. તારા નાનાએ એને ચેતવણી આપેલી: 'મક્સીમ, ધ્યાન રાખજે, તારી આવી ચાલાકીઓ ક્યાંક મોંઘી પડી જવાની, તને સાઈબિરિયા ભેગો કરી દેશે!'

"શિયાળો આવ્યો. ટાઢ એવી સખત કે વરુઓ વગડામાંથી ભાગીને નજીક આવી ગયાં. એક દિવસ કૂતરું ગાયબ થઈ જાય, બીજે દિવસે ઘોડો ભડકે, ત્રીજે દિવસે નશામાં બેભાન થઈ ગયેલા ચોકીદારનું ચવાઈ ગયેલું મડદું મળી

આવે. વરુઓએ તો કાળો કેર વરતાવી દીધેલો! તારા બાપુ રાતે બંદૂક હાથમાં લઈ લે, પગમાં સ્કી ભરાવી લે, અને નીકળી પડે. હંમેશાં એકબે વરુ લઈને પાછા આવતા. વરુની ખાલ ઉતારી લે, માથામાં પૂરણ ભરીને કાચની આંખો ગોઠવી દે, બધુંય ભારે ઉસ્તાદીથી કરે, જાણે જીવતું વરુ હોય એવું લાગે. એક વાર રાતે તારા મિખાઈલમામા જાજરૂ ગયા અને અચાનક જ દોડતા પાછા આવ્યા, ડોળા ફાટી ગયેલા, વાળ ખડા થઈ ગયેલા, જીભ એવી બહાર નીકળી ગયેલી કે બોલાય જ નહિ! કપડાંમાં કાયા એવા વળ ખાય કે બિચારા પડી ગયા અને જોરથી શ્વાસ લેતા બોલી ઊઠયા: 'વરુ!' જે કંઈ હાથમાં આવ્યું તે ઉપાડીને સૌ જાજરૂ તરફ દોડી ગયાં. જઈને જુએ છે તો ચોમેર પડેલા જૂના સામાનમાંથી એક પેટીમાં વરુનું માથું! ગોળીઓ છોડી, માર્યું, પણ વરુ તો હતું ત્યાંનું ત્યાં જ. એટલે સરકતાં નજીક ગયાં, કંઈ નહોતું, ખાલી ખાલ, ભરેલું માથું, આગલા પગ ખીલીઓ વડે પેટી ઉપર જડી દીધેલા! એ વખતે તારા નાના મક્સીમની ઉપર બહુ ગુસ્સે થઈ ગયેલા, બેહદ! થોડા વખતમાં યાકોવ તારા બાપુને ટીખળમાં સાથ દેવા લાગ્યો. મક્સીમ પૂંઠું કાતરીને માથા જેવો આકાર બનાવે, એમાં આંખો ને નાક ને મોં ચીતરે, વાળની જગ્યાએ થોડાક રેષા ચોંટાડી દે. પછી બેય જણા શેરીમાં નીકળે અને ચાડિયાને લોકોની બારીઓમાંથી અંદર ડોકિયું કરાવે. પાડોશીઓ બિચારા ગભરાઈ જાય અને દેકારા કરી મૂકે. રાતે સફેદ ઓછાડ લપેટીને નીકળી પડે. એક વાર પાદરીને ગભરાવી નાખ્યો, એ દોટ મૂકીને ચોકીદાર પાસે પહોંચી ગયો, ચોકીદાર પણ ગભરાઈ ગયો, એણે જોખમનું ભૂંગળું વગાડયું. કાયમ એવાં ટીખળ કરે, ગમે એટલા વારો તોયે માને જ નહિ. મેં કીધું કે રહેવા દો એવાં મસ્તીતોફાન, વાર્યાએ પણ કીધું, પણ કોઈનું કહેવું સાંભળે જ નહિ. મક્સીમ હસી પડતા અને કહેતા કે નમાલી નજીવી બાબતને લીધે લોકોને બેબાકળા થઈ જતા અને દોડાદોડી કરી મૂકતા જોવામાં બહુ મઝા પડે છે. એને સમજાવવા એટલે પાડા ઉપર પાણી...

"એવાં ટીખળને લીધે એક વાર મરતા મરતા રહી ગયા. તારા મિખાઈલમામા એના બાપ જેવા છે, ચીડિયા અને કાયમ મનમાં ડંખ રાખે, અને એણે તારા બાપુનું કાસળ કાઢી નાખવાની મુરાદ બાંધી લીધી. શિયાળો શરૂ થઈ ગયેલો ત્યારે એક દિવસ કોઈને ત્યાં આંટો જઈને પાછા આવતા હતા, ચાર જણ હતા, મક્સીમ, તારા મામાઓ, અને પાદરીનો મદદનીશ, એની તો પછી નોકરી ગયેલી, ગાડીવાનને મારી મારીને પૂરો કરી નાખેલો એટલે. યામ્સ્કાયા માર્ગેથી નીકળ્યા ત્યારે બાકીનાએ તારા બાપુને દ્યૂકોવ તળાવે ભેગા

જવા પટાવી લીધા, બરફમાં સરકવાની મોજ માણવાનું મન છે એમ કહીને. પણ તળાવે પહોંચ્યા એટલે તારા બાપુને બરફના બાકોરામાંથી અંદર પાણીમાં ધકેલી દીધા, લાગે છે કે મેં તને વાત કરેલી..."

"મારા મામાઓ એવા ઘાતકી કેમ છે?"

"ઘાતકી નથી," નાનીમાએ બજરનો સડાકો લેતાં શાંત અવાજે કહ્યું. "ખાલી બેવકૂફ છે. મીશ્કા ખંધો અને બેવકૂફ છે, અને યાકોવ બાયલો છે... તો એને પાણીમાં ધકેલી દીધા, અને પાછા સપાટીએ આવીને બરફની કોર પકડે એટલે આંગળીઓ ઉપર બૂટ મારે. સારા નસીબે મક્સીમનું માથું ઠેકાણે હતું અને પેલા નશામાં ચકચૂર હતા. તારા બાપુ ભગવાનની મદદથી જેમતેમ કરીને બાકોરાની વચ્ચોવચ રહીને શ્વાસ લેતા, પેલા બધા એના માથાને તાકીને બરફના ગાંગડા ફેંકતા, પણ એકેય ગાંગડો મક્સીમને વાગતો નહિ. પછી એ લોકો ચાલ્યા ગયા, એમ ધારીને કે મદદ વગર મક્સીમ ડૂબી જશે. પણ એ તો બહાર નીકળી ગયા અને સીધા પોલીસ પાસે પહોંચી ગયા, થાણું નજીક ચોકમાં જ હતું. સાર્જન્ટ એને અને આખા કુટુંબને ઓળખતો હતો એટલે એણે વિગતવાર પૂછ્યું કે શું બનેલું."

નાનીમા ક્રૉસની નિશાની કરીને અહેસાનની લાગણીથી બબડવા લાગી:

"હે ભગવાન, એનો જીવ, મક્સીમ સાવ્વાતેયેવિચનો જીવ, ગતે જાય! નેક આદમી હતો, અને બરાબર લાયક! પોલીસને એક હરફ પણ કીધો નહિ કે ખરેખર શું બનેલું. કહી દીધું કે 'મારો જ વાંક છે, દારૂના ઘેનમાં તળાવે ગયેલો અને બાકોરામાંથી અંદર પડી ગયો.' પણ સાર્જન્ટે વાત માની નહિ, કીધું કે 'ખોટું બોલો છો, તમે તો દારૂ ક્યારેય પીતા જ નથી.' થાણામાં પોલીસોએ એને ડિલે વોદકા ઘસ્યો, સૂકાં કપડાં પહેરાવ્યાં, ફરનો કોટ લપેટી દીધો, અને પછી ઘેર પહોંચાડયા, સાર્જન્ટ હતો અને ભેગા બીજા બે હતા. યાકોવ અને મિખાઈલ હજી ઘર ભેગા નહોતા થયા, એક પછી એક પીઠામાં ફરતા માબાપની આબરૂ વધારતા હતા. તારી માને અને મને મક્સીમ માંડ માંડ ઓળખાણા, સાવ નીલા પડી ગયેલા, આંગળીઓ ચગદાઈ ગયેલી, લોહી વહેતું હતું, અને લમણે હિમ જેવું કશુંક દેખાતું હતું, ખાલી ઓગળતું નહોતું, પછી ખબર પડી કે હિમ નહોતું, વાળ ધોળા થઈ ગયેલા.

"વાર્વારાની રાડ ફાટી ગઈ: 'આ તમને શું કરી નાખ્યું, મક્સીમ?' સાર્જન્ટ વાતમાં ઊંડો ઊતરવા લાગ્યો, સવાલો પૂછવા લાગ્યો. મને દિલમાં અણસારો આવી ગયો કે મામલો ખતરનાક છે. મેં વાર્વારાને સાર્જન્ટ ભેગી વળગાડી દીધી અને મક્સીમ પાસેથી સાચી વાત કઢાવવાની કોશિશ કરી. 'જઈને

મિખાઈલ અને યાકોવને ગોતી કાઢો,' એ ધીમા અવાજે બોલ્યા. 'કહેજો કે યામ્સ્કાયા માર્ગે મારાથી છૂટા પડી ગયેલા એમ કહેવાનું છે, પોતે પોક્રોવ્કા માર્ગે આગળ ચાલ્યા અને હું પ્રિયાદીલની તરફ વળી ગયો એમ. ગોટાળો ન કરે, નહિતર આપણે પોલીસના મામલામાં ફસાઈ જવાના!' હું તારા નાના પાસે ગઈ. 'સાર્જન્ટની ભેગા રહીને વાત કરો," મેં કહ્યું, 'હું દરવાજે જઈને છોકરાઓની વાટ જોઉં છું.' અને મેં માઠો કિસ્સો એમને કહી સંભળાવ્યો. એ ધ્રૂજતા ધ્રૂજતા કપડાં પહેરવા અને બબડવા લાગ્યા: 'મને ખબર હતી, મને બીક હતી કે આવું જ કંઈક બનવાનું છે!' પણ એ તો જૂઠાણું હતું, એમને કશી જ ખબર નહોતી. મેં પ્યારા બેટાઓને લમણે તમાચા ઝીંકીને આવકાર્યા. મીશ્કા તો બીકનો માર્યો તરત હોશમાં આવી ગયો, પણ યાકોવને દારૂ બેહદ ચડી ગયેલો. 'હું કંઈ નથી જાણતો,' એણે લવારો શરૂ કરી દીધો, બધાંય મીશ્કાનાં કામાં છે, મારાથી મોટો છે!' અમે સાર્જન્ટને જેમતેમ કરીને ટાઢો પાડ્યો, નેકદિલ આદમી હતો! 'ધ્યાન રાખજો,' એણે કહ્યું. 'ફરી આવું કંઈ બનશે તો હું ચોક્કસ કસૂરવારને પકડી પાડવાનો!' પછી ચાલ્યો ગયો. નાના મક્સીમ પાસે જઈને બોલ્યા: 'તારું અહેસાન, બેટા! તારી જગ્યાએ બીજું કોઈ હોત તો એણે જુદી જ જાતનું વર્તન કર્યું હોત, એટલું તો હું બરાબર સમજું છું. અને બેટી, તારુંયે અહેસાન, આવા સરસ આદમીને ઘરમાં લઈ આવી એટલે.' તારા નાનાને મરજી હોય તો એવી મઝાની વાતો કરતાં આવડતું, એ તો ત્યાર પછી ઘણા વખતે બેવકૂફ થઈ ગયા અને દિલે તાળું મારી દેવા લાગ્યા. અમે ત્રણ એકલાં રહી ગયાં ઓરડામાં, અને મક્સીમ સાવ્વાતેયેવિચ રડવા લાગ્યા, એનું મન જાણે ભટકતું હતું: 'મારી ઉપર આવો જુલમ કેમ કર્યો? મેં એમનું શું બગાડ્યું છે? આવું કેમ કર્યું, માડી?' એ મને હંમેશાં માને બદલે નાના છોકરાની જેમ માડી કહીને બોલાવતા, અને એના સ્વભાવમાં બાળક જેવું ઘણુંબધું હતું. 'કેમ, માડી?' અને મારાથી તો એટલું જ થાય એમ હતું કે બેઠી બેઠી એના ભેગી રડું. પેલા આખર તો મારા પેટના દીકરા હતા એટલે મને દયા આવ્યા વગર રહે જ નહિ. તારી મા કબજાનાં બધાંય બટન ખોલી નાખીને જાણે મારામારીમાંથી આવી હોય એમ બેહાલ દશામાં બેઠી રહી. 'મક્સીમ, ચાલો આપણે જતાં રહીએ અહીંથી,' એ બોલી. 'મારા ભાઈઓ આપણા દુશ્મન છે, મને બહુ બીક લાગે છે. ચાલો જતાં રહીએ!' મેં એને ધધડાવી નાખી. 'આગમાં ખડ નાખવાનું રહેવા દે, આમેય ઘરમાં ધુમાડો બહુ છે,' મેં કહ્યું. નાનાએ પેલા બેય ગધેડાને માફી માગવા અંદર મોકલ્યા તો તારી માએ મીશ્કાને મોઢે તમાચો ચોડી દીધો. 'આ લે માફી!' એ બોલી.

અને તારા બાપુ વારે વારે પૂછતા રહ્યા: 'ભાઈઓ મારા, તમારાથી આવું કાળું કામ થયું જ કેવી રીતે? મને જિંદગીભરનો અપંગ બનાવી દીધો હોત! આંગળીઓ વગર હું કેવો કારીગર બની રહું, હેં?' એ લોકોએ પછી કોણ જાણે કેવી રીતે મેળ કરી લીધો. તારા બાપુ લગભગ સાત અઠવાડિયાં ખાટલે રહ્યા, અને પડયા પડયા વારે વારે કહેતા: 'માડી, બીજા કોઈ શહેરમાં જતાં રહીએ, અહીં તો હવે સાવ કંટાળી ગયો છું!' પછી થોડા વખતમાં એને આસ્ત્રાખાન મોકલી દેવામાં આવ્યા. ઝાર ત્યાં જવાના હતા, અને તારા બાપુને ફતેહનો મહેરાબ બાંધવાનું કામ સોંપવામાં આવ્યું હતું. વસંતમાં પહેલી આગબોટમાં રવાના થઈ ગયાં, મારું તો જાણે અરધું હૈડું છૂટું પડી ગયું. એય ગમગીન થઈ ગયેલા, મને ભેગી જવા સમજાવતા રહ્યા. પણ વાર્વારા ખુશ હતી, અને ખુશીને કોઈ રીતે છુપાવવાયે નહોતી માગતી, નફ્ફટ!.. એવી રીતે ચાલ્યાં ગયાં... બસ..."

તેણે વોદકાનો ઘૂંટડો પીધો, ચપટી ભરીને બજર સૂંઘી, અને બારીની બહાર નજર નાખીને વિચારમાં ગરકાવ થઈ જતી બોલી:

"તારા બાપુ અને હું, અમારે કંઈ સગપણ નહોતું, પણ અમારાં દિલ એકમેકમાં જોડાયેલાં હતાં..."

તેની વાત ચાલતી હોય ત્યારે ક્યારેક નાના અંદર આવતા, ખિસકોલી જેવું મોં ઊંચું કરતા, હવા સૂંઘતા, નાનીમાની ઉપર શંકાભરી નજર નાખતા, થોડીક વાર સાંભળતા રહેતા, અને પછી બબડતા:

"જૂઠાણાં, જૂઠાણાં, ખાલી જૂઠાણાં..."

એક વાર તેમણે અણધાર્યો સવાલ કર્યો:

"આલેક્સેઈ, આ અહીંયાં દારૂ પીએ છે ને?"

"ના."

"ખોટું બોલે છે, તારી આંખો જોતાં ખબર પડી જાય છે."

તે ખાતરી થયા વગર ચાલ્યા ગયા. નાનીમાએ પાછળથી તેમની તરફ આંખ મિચકારીને કહેવત ટાંકતાં કહ્યું:

"જતો રહે, ભાઈ, નહિતર ક્યાંક ઘોડા ભડકી જવાના!"

એક દિવસ તેમણે ઓરડામાં વચ્ચોવચ ઊભા રહીને ભોંયપટ પર નજર ઠેરવી દેતાં કહ્યું:

"સાંભળ તો..."

"હેં?"

"તને ખબર છે ને મામલાની?"

"ખબર છે."

"તને શું લાગે છે?"

"નસીબ, બાપા. યાદ છે ને, એ મઝાના અમીર આદમીની બાબતમાં તમે શું કહેતા?"

"હેં? હા."

"એવો જ નીકળ્યો!"

"કંગાલ."

"એનું એને ફોડી લેવાનું."

નાના બહાર ચાલ્યા ગયા. કશીક આફતનો ખ્યાલ આવી જતાં મેં નાનીમાને પૂછ્યું:

"શાની વાત હતી?"

"તારે બધુંયે જાણી લેવું પડે, એમ ને?" તે મારા પગે હાથ ફેરવતી બબડી. "અત્યારે નાનપણમાં બધું જાણી લઈશ તો પછી મોટો થાય ત્યારે જાણવાનું કંઈ બાકી નહિ રહે." તેણે હસી પડતાં માથું ધુણાવ્યું.

"અરેરે! નાના! નાના! તમે ભગવાનની નજરમાં તો ટચૂકડા કણ જેવા છો! આલેક્સેઈ, તું કોઈને કંઈ કહેતો નહિ, પણ હકીકત એવી છે કે તારા નાના બધુંયે ખોઈ બેઠા છે, આખરી દોકડોયે સાફ થઈ ગયો છે. કોઈ અમીરને ખૂબ પૈસા ધીરેલા, હજારોમાં, અને અમીરે દેવાળું કાઢ્યું..."

તે વિચારમાં ડૂબી ગઈ, કેટલીય વાર સુધી ચુપ બેઠી રહી, અને તેના ચહેરાનો મલકાટ ઘેરી બનતી ગમગીનીમાં પલટાઈ ગયો.

"શાના વિચાર કરો છો?"

"તને કઈ વાત કહેવી એના," તેણે સ્વસ્થ બની જતાં જવાબ આપ્યો. "ઠીક, યેવ્સ્તીગ્નેઈની વાર્તા કહું તો કેમ? સાંભળ, આમ છે:

યેવ્સ્તીગ્નેઈ નામે, હતો એક પાદરી,
પોતે ચતુર સૌથી, એવી એને ખાતરી,
મહંતથી, મહારાજાથી,
વેપારીની તો વાત જ શી!
હતો પાદરી, મૂરખ મરઘા જેવો,
ચાલે મોરની છટાથી, કરે દમામ એવો.
પાડોશી બધાંને શીખ આપે,
રાજી થાય નહિ, કોઈ વાતે.

દેવળનો મિનારો નીચો લાગે,
ઘોડાની ગાડી એને, ધીરી લાગે,
ખાય સફરજન, ખાટું લાગે,
બેસે તડકામાં, ગરમી લાગે.
જે કંઈ જુએ, તરત વખોડે..."

નાનીમાએ કાકીઓ ગોળ ગોળ ફેરવી અને ગાલ ફુલાવ્યા. તેનો માયાળુ ચહેરો જાણે કોઈ ઘોર મૂરખનો હોય એવો રમૂજી બની ગયો. તે સૂર લંબાવીને ભારે અવાજે આગળ બોલી:

"ધારું તો હું, કરી દઉં,
એ બધું, બહેતર બહુ,
પણ વખત મને, ના મળે."

તે થોડી વાર ચુપ થઈ ગઈ અને પછી ધીમા અવાજે બોલવા લાગી:

"આવ્યાં ભૂત એક વાર, હતી રાત,
'તને તો કંઈ ગમે નહિ, ખરી વાત?
ચાલ રે ભાઈ, ભેગો અમારી,
આગ દોજખમાં, બળે મઝાની!'
પાદરી હજી તો, ટોપો પહેરે,
ચડી બેઠા માથે, ભૂતડાં બે.
બાકીનાં સહુ, પંજા મારે,
નહોર વડે, ચૂંથી નાખે,
ઉપાડીને નાખ્યો, આગમાં એને,
'કેમ યેવ્સ્તીગ્નેઈ, મોજ છે ને?'
આંખો ફરકાવે, પાદરી બળતો,
પણ શાણપનો, દેખાવ કરતો.
બોલે તુચ્છકારમાં, સાંભળો સહુ,
'તમારા દોજખમાં, ધુમાડો બહુ!'"

તેણે ઊંડા લાંબા સૂરે વાર્તા પૂરી કરી અને હસીને ચહેરાના ભાવ બદલાવી નાખતાં મારી તરફ ફરીને કહ્યું:

"એણે મમત મૂકી નહિ, પેલા યેવ્સ્તીગ્નેઈએ, ભારે મમતીલો હતો, તારા નાના જેવો! ઠીક, હવે ઊંઘી જા, વેળા થઈ ગઈ..."

મા મને જોવા માળિયામાં જવલ્લે જ આવતી, અને આવે ત્યારે ઉતાવળમાં થોડીક વાત કરીને ઝટ પાછી ચાલી જતી. તે વધારે દેખાવડી થઈ ગઈ હતી અને હવે કપડાંયે બહેતર પહેરતી હતી, પરંતુ મને અણસારો આવી ગયો હતો કે કશુંક છાનું રાખે છે. નાનીમાની બાબતમાં પણ મને એવું ધ્યાનમાં આવી ગયેલું. મને લાગ્યું કે મા અને નાનીમા કશુંક મારાથી છૂપું રાખે છે, અને મેં અટકળ કરવાની કોશિશ કરી કે શું હશે.

નાનીમાની વાતોમાંથી મારો રસ ઓસરતો ગયો, હવે તો મારા બાપુને લગતી વાતો પણ રોજ વધતી જતી અસ્પષ્ટ ફિકરને મારા મનમાંથી હઠાવી નહોતી શકતી.

"મારા બાપુનો જીવ આટલો બધો બેચેન કેમ રહેતો હશે?" એક દિવસે મેં નાનીમાને પૂછ્યું.

"મને કેવી રીતે ખબર પડે?" તેણે પોતાની આંખો ઉપર હાથ ઢાંકી દેતાં જવાબ આપ્યો. "એ તો ભગવાનનું કામ, સ્વર્ગના દેવતાઓનો મામલો, આપણને એમાં સમજણ ન પડે..."

નીંદર વિહોણી રાતોએ હું નીલા ગગનમાં તારલિયાઓની ધીરી વણજાર નીરખતો હોઉં ત્યારે ગમગીન કહાણીઓ જોડી કાઢતો, અને તેમાં મારા બાપુ જ હંમેશાં નાયક બની રહેતા. તે સદા એકલા હોય, તેમના હાથમાં લાકડી હોય, અને રુવાંટીદાર કૂતરો તેમની પાછળ પાછળ ચાલતો હોય...

## ૧૨

એક વાર સાંજે હું જરાક નીંદર કરીને જાગ્યો ત્યારે મારા પગ પણ જાગી ગયા હતા. મેં પગને ખાટલાની કોરેથી નીચે લટકાવ્યા કે તરત તે પાછા બહેર મારી ગયા અને ચેતન વગરના થઈ ગયા. તેમ છતાં, મારા મનમાં ખાતરી પેદા થઈ કે પગ સાજાસમા છે અને હું ફરી ચાલી શકીશ. એ તો એટલી સરસ લાગણી હતી કે હું ખુશીના અતિરેકમાં ચીસ પાડી ઊઠયો અને મેં પગ ભોંયપટ પર ટેકવવાની કોશિશ કરી. હું પડી ગયો પરંતુ સરકતો સરકતો બારણે પહોંચી ગયો અને પછી દાદરો ઊતરી ગયો. બધો વખત મારા મનમાં તરંગો હિલોળા લેતા હતા કે મને જોઈને સૌ કેવાં ડઘાઈ જવાનાં.

મને યાદ નથી કે હું માના ઓરડામાં નાનીમાના ખોળામાં કેવી રીતે પહોંચી

ગયો, પરંતુ હતો ખોળામાં જ. ચોતરફ અજાણ્યા લોકો હતા. તેમાં લીલાશ પડતા વાનની એક સુકલકડી ડોશી પણ હતી.

"એને ગરમ ગરમ ચામાં થોડોક રાઝબેરીનો મુરબ્બો નાખીને આપો, અને ધાબળામાં લપેટી દો..." ડોશી ગંભીર અવાજે બોલી. બીજા બધા અવાજો તેમાં ડૂબી ગયા.

તેની બાબતમાં બધું જ લીલું હતું, પોશાક અને ટોપી અને ચહેરો અને ડાબી આંખ નીચેનો મસો પણ. મસા ઉપર વાળનું ઘાસ જેવું ઝાંખરું હતું. તે આંગળીઓ વગરના અને કાળા ભરતવાળા મોજામાં ભરાવેલો હાથ આંખો ઉપર ગોઠવીને, અને નીચલો હોઠ લટકાવી દઈને તથા ઉપલો હોઠ ઊંચો કરીને જાણે લીલા દાંત વડે મને તાકી રહી હતી.

"આ કોણ છે?" મેં તૂટક અવાજે પૂછ્યું.

"નવી દાદી તારી," નાનાએ ગમે નહિ એવા અવાજે મને કહ્યું.

મા હસી પડી અને યેવગેની મક્સીમોવને મારી તરફ ધકેલતી બોલી:

"અને આ તારા બાપુ થવાના છે."

પછી તે ન સમજાય એવા થોડાક શબ્દો ઝડપથી બોલી ગઈ, અને મક્સીમોવે આંખો સંકોડીને મારી ઉપર નમતાં કહ્યું:

"હું તને થોડાક રંગ ખરીદી આપીશ."

ઓરડામાં બહુ અજવાળું હતું. ખૂણામાં ટેબલ પર ચાંદીનાં શમાદાન પડયાં હતાં. દરેક શમાદાનમાં પાંચ મીણબત્તીઓ હતી. વચમાં નાનાનું માનીતું દેવચિત્ર હતું—'અરે મા, રડ નહિ!' ફ્રેમની સજાવટનાં મોતી મીણબત્તીઓના અજવાળામાં ઝગારા મારતાં હતાં અને જાણે ઓગળતાં હતાં, એથી સોનેરી હારનાં લાલ નંગમાંથી જવાળા જેવા ઝબકારા થતા હતા. ઢેબરાં જેવા ગોળ ચહેરા અંધારઘેરી બારીઓમાંથી નજર નાખતા હતા, કાચ ઉપર દબાયેલાં ચપટાં નાક નજરે પડતાં હતાં. મારી આસપાસ બધું જાણે તરવા લાગ્યું, અને લીલી ડોશી નીચી નમીને ટાઢીબોળ આંગળીઓ મારા કાન પાછળ ફેરવતી બબડવા લાગી:

"ચોક્કસ, ચોક્કસ..."

"બેભાન થઈ ગયો છે," નાનીમા બોલી અને મને ઉપાડીને બારણા તરફ જવા લાગી.

પરંતુ હું બેભાન નહોતો થઈ ગયો, મેં તો ખાલી આંખો મીચી દીધેલી. નાનીમા દાદરો ચડતી મને ઉપર લઈ જતી હતી ત્યારે મેં પૂછ્યું:

"મને કેમ કીધું નહિ તમે?"

"ઠીક, ઠીક હવે, બોલવાનું નથી, સમજ્યો ને?"

"મને એમ મૂરખ બનાવ્યો, બધાંયે..."

મને ખાટલામાં સુવડાવી દઈને તે પોતાનું માથું તકિયા ઉપર દબાવી દેતી રડી પડી. ડૂસકાં ભેગી તેની આખી કાયા જોરથી કંપતી હતી અને ઊંચીનીચી થતી હતી, અને તે મને વારંવાર કહેતી હતી:

"રોઈ લે, રોઈને મન હળવું કરી લે!"

પરંતુ મને રડવાનું મન જરાય નહોતું. માળિયામાં અંધારું હતું અને ટાઢ વાતી હતી, મારા થરથરાટથી ખાટલો હલતો હતો અને ચૂંકારા કરતો હતો. મારા મનની નજર સામેથી લીલી ડોશી કોઈ રીતે ખસતી નહોતી. મેં ઊંઘનો ડોળ કર્યો અને નાનીમા મને એકલો મૂકીને ચાલી ગઈ.

કેટલાક ખાલીખમ દિવસો એકધારા કંટાળામાં વીત્યા. સગપણની જાહેરાત કરી લીધા પછી મા ચાલી ગઈ, ઘરમાં ઉદાસીભરી શાંતિ છવાઈ ગઈ.

એક દિવસે સવારે નાના હાથમાં ખોતરણું લઈને આવ્યા અને શિયાળાની વધારાની બારીની લાપી ખોતરવા લાગ્યા. પછી નાનીમા પાણીનું બકડિયું અને ચીંથરાં લઈને આવી.

"કેમ, ડોશીમા?" નાના ધીમા અવાજે બોલ્યા.

"કેમ વળી શું?"

"ખુશી થઈ ને?"

તેણે દાદરા ઉપર મને જવાબ આપેલો એવી જ રીતે નાનાને જવાબ આપ્યો:

"ઠીક, ઠીક હવે, બોલવાનું નથી, સમજ્યા ને?"

એ સાદા શબ્દોમાં ખાસ મહત્ત્વ સમાયેલું હતું, સૌ સમજતાં હોય પરંતુ વાત કરવા ન માગતાં હોય એવી કોઈ મોટી અને અણગમતી બાબત છુપાયેલી હતી.

નાના શિયાળાની બારી કાળજીથી હઠાવીને લઈ ગયા. નાનીમાએ કાયમી બારી ખોલી નાખી. બગીચામાં એક સ્ટાર્લીંગ પંખી અને થોડાંક ચકલાં કલરવ કરતાં હતાં, ઓગળતા હિમના પાણીથી લદબદ જમીનની કેફી સોડમ ઓરડામાં ભરાઈ ગઈ, ભઠ્ઠીની નીલી લાદીઓ જાણે નાઉમેદીમાં ફિક્કી પડી ગઈ, તેમની ઉપર નજર નાખતાં મને કંપારી આવી ગઈ. હું ખાટલેથી સરકીને ઊતરી ગયો.

"ઉઘાડા પગે ચાલતો નહિ," નાનીમાએ મને કહ્યું.

"બગીચામાં જાઉં છું."

"ભેજ નીકળી જાય પછી જજે."

મને તેની વાત માનવાનું મન જરાય નહોતું. હવે મોટેરાંને જોતાં મને અણગમો થતો.

નવા ઘાસની ફિક્કી લીલી સળીઓ ધરતીમાંથી ફૂટી નીકળી હતી, સફરજનનાં ઝાડવાંમાં કળીઓ ફૂલી અને ખૂલી રહી હતી, પેત્રોવ્નાના ઘરને છાપરે લીલા શેવાળની રળિયામણી જાજમ પથરાયેલી હતી, ચોમેર પંખીઓ નજરે પડતાં હતાં. ખુશબોદાર અને ગુંજન કરતી હવામાં મારું માથું જાણે ભમવા લાગ્યું. પ્યોતરકાકાએ જ્યાં પોતાનું ગળું રહેંસી નાખ્યું હતું એ ખાડાની કોરે જંગલી છોડવા હિમમાં ઢળી પડીને પીળા થઈ ગયા હતા. તેમની ઉપર નજર નાખતાં અણગમો પેદા થતો હતો. એ છોડવાઓમાં કે બળી ગયેલી વળીઓના સાવ સૂના છેડાઓમાં વસંત જોડે મેળ ખાય એવું કશું જ નહોતું, અને સામાન્ય રીતે જોતાં આખો ખાડો ચીડ ચડે એટલો બધો અળખામણો લાગતો હતો. મને છોડવા ખેંચી કાઢવાની, વળીઓ અને ઈંટો હઠાવી દેવાની, આંગણના એ ભાગમાં વેરવિખેર પડેલી બધી વસ્તુઓ સાફ કરી નાખવાની, અને મોટેરાંઓ વગર હું એકલો જ ઉનાળો ગાળી શકું એવો ખૂણો તૈયાર કરી લેવાની ખીજભરી તાલાવેલી થઈ. મેં કામ તરત શરૂ કરી દીધું. એથી મને ઘરના તાજેતરના બનાવો ભૂલી જવામાં મદદ મળી. દુભાયેલા દિલમાં પીડા તો જરૂર ચાલુ રહી, પરંતુ તેનું જોર દરરોજ ઓછું થતું ગયું.

“હરદમ મોઢું ફુલાવીને કેમ ફરે છે?” નાનીમા અને મા મને પૂછતી રહેતી. એવો સવાલ મને બેચેન બનાવી દેતો. મને તેમની ઉપર રીસ નહોતી. વાત ખાલી એટલી જ હતી કે ઘરની જોડે સંકળાયેલું બધું અણગમતું બની ગયું હતું. લીલી ઓરત ઘણી વાર અમારી ભેગી બપોરે કે રાતે જમતી અથવા ચા પીતી, જૂની વાડની સડી ગયેલી થાંભલીની જેમ બેસી રહેતી. તેની આંખો જાણે ચહેરા જોડે અદૃશ્ય દોરા વડે સીવેલી હતી. હાડકાંના ખાડાઓમાં ડોળા આસાનીથી ગોળ ગોળ ફરતા રહેતા, બધું જોતા, બધું ચકાસતા, ભગવાનની વાત કરે ત્યારે છત ઉપર તકાઈ જતા, આ દુનિયાની વાતો કરે ત્યારે ભોંયપટ તરફ ઢળી જતા. તેનાં ભવાં જાણે ભરડકાનાં હોય અને કશીક ભેદી રીતે ચોંટાડી દેવામાં આવ્યાં હોય એવાં લાગતાં હતાં. તે જે કંઈ મોંમાં નાખે તેને પહોળા ઉઘાડા દાંત જરાય અવાજ વગર ભરડી નાખતા. તે કાંટો રમૂજી ત્રાંસી રીતે પકડતી અને ટચલી આંગળી લંબાવી દેતી. તેના કાન નજીક હાડકાની ગોળીઓ ગોળ ગોળ ફરતી રહેતી. કાન હલે અને લીલો મસો કરચલીઓવાળી, પીળી, ઘૃણા ઊપજે એવી સાફ ચામડીમાં આઘોપાછો થાય ત્યારે મસાના વાળ ફરકવા લાગતા. ડોશી અને તેનો દીકરો એટલાં સફાઈદાર રહેતાં કે મને તેમની પાસે જવાની

હિંમત જ ન થતી. અમારી ઓળખાણના શરૂઆતના થોડાક દિવસો દરમિયાન ડોશીએ કેટલીય વાર મહેનત કરી કે હું તેના સુકલકડી હાથ ઉપર બચી ભરું, પરંતુ હાથમાંથી કપડાં ધોવાના સાબુની અને ધૂપની ગંધ આવતી. હું હંમેશાં ભાગી જતો.

"યેવગેની, આ છોકરાને બહુ કાળજીથી રીતભાત શીખવવી પડશે, સમજ્યો ને?" તે વારંવાર દીકરાને કહેતી રહેતી.

દીકરો તાબેદારીથી માથું નમાવી દેતો, ભવાં ઊંચાં કરી દેતો, પરંતુ કંઈ બોલતો નહિ. લીલી ડોશીની હાજરીમાં સૌ ભવાં ઊંચાં કરતાં રહેતાં.

ડોશીને જોઈને મને નફરત છૂટતી, અને તેના દીકરાને જોઈને પણ, વળી એવી સખત નફરત કે મારે ઘણી વાર માર ખાવો પડતો. એક વાર અમે જમતાં હતાં ત્યારે તે ડોળા ઊંચા કરીને બોલી:

"અરે, આલેક્સેઈ બેટા, તું આમ ભારે ઉતાવળમાં કેમ ખાય છે? અને આટલા મોટા કોળિયા કેમ ભરે છે? ખાવાનું ગળામાં ભરાઈ જશે અને તને ગૂંગળાવી નાખશે!"

મેં કોળિયો મોંમાંથી કાઢીને કાંટામાં ભરાવી દીધો અને કાંટો તેની સામે ધર્યો.

"લો, તમને બહુ જોઈતું હોય તો ખાઈ જાઓ," મેં કહ્યું.

મા મને ટેબલ પાસેથી ખેંચીને આઘો લઈ ગઈ, અને પછી મને નામોશીની હાલતમાં હદપાર કરીને માળિયા ભેગો કરી દેવામાં આવ્યો.

થોડી વારમાં નાનીમા મારી પાસે આવી અને મોં આડો હાથ રાખીને ખડખડાટ હસવા લાગી.

"હે ભગવાન! હે ભગવાન! અરે છોકરા, તું તે કેવો ખેપાની છો! શયતાન લઈ જાય તને!"

મોં આડે હાથ રાખવાની તેની રીત મને ગમી નહિ એટલે હું ત્યાંથી ભાગી ગયો અને છાપરે ચડીને ધુમાડિયા પાછળ કેટલીય વાર સુધી બેસી રહ્યો. મને તોફાન કરવાની અને બધાંની જોડે ઉદ્ધતાઈથી વાત કરવાની અદમ્ય તાલાવેલી થતી હતી. મારા મનને વશમાં રાખવાનું મારે માટે બહુ મુશ્કેલ બની રહેતું, પરંતુ વશમાં રાખવું જ પડતું. એક વાર મેં મારા ભાવિ સાવકા બાપુ અને દાદીની ખુરશીઓમાં ચેરીફળનો ગુંદર ચોપડી દીધો. બેઉ એકદમ રમૂજી રીતે ખુરશીમાં સજ્જડ ચોંટી ગયાં. નાનાએ મને ઢીબી નાખ્યો ત્યાર પછી મા માળિયામાં આવી અને મને નજીક ખેંચી લઈને ગોઠણ વચ્ચે સખત દબાવતી બોલી:

"આટલી બધી અવળચંડાઈ કેમ કરે છે? તને ખબર હોત કે એથી મારી જિંદગી કેટલી મુશ્કેલ બની જાય છે!"

તેની આંખોમાં ચળકતાં આંસુ છલકાઈ ગયાં અને તેણે મારું માથું તેના ગાલે દબાવી દીધું. એમ કરવાને બદલે મને ફટકાર્યો હોત તો મારે માટે કેટલી વધારે આસાની રહી હોત! મેં તેને રડવાનું બંધ કરવાની આજીજી કરી અને મક્સીમ કુટુંબનાં માણસોને ફરી ક્યારેય માઠું ન લગાડવાના સોગન લીધા.

"હા," તે ધીમા અવાજે બોલી, "અવળચંડાઈ મૂકી દે. થોડા વખતમાં અમારી શાદી થઈ જશે અને મોસ્કો ચાલ્યાં જઈશું. પાછાં આવીએ ત્યારે તારે અમારી ભેગો રહેવાનું છે. યેવગેની વસીલ્યેવિચ બહુ માયાળુ અને બુદ્ધિમાન માણસ છે, મને ખાતરી છે કે તને ગમી જશે. તને નિશાળમાં દાખલ કરાવી દઈશું, પછી તું એમના જેવો વિદ્યાર્થી બનીશ, અને ત્યાર પછી તું ડૉક્ટર કે તને જે ગમે તે બની શકીશ. વિદ્વાન માણસ મરજી પડે એમ કરી શકે. ઠીક હવે, જઈને રમ..."

એ "પછી" અને "ત્યાર પછી"ની હારમાળા મને નીચે જતાં પગથિયાં જેવી લાગી, તેનાથી ખૂબ દૂર અંધકાર અને એકલતામાં પહોંચાડી દેતી સીડી જેવી લાગી. તેણે ચીતરેલા ભવિષ્યમાં મને સુખની આશા જરાય ન બંધાઈ. મને થયું કે માને કહી દઉં:

"શાદી ન કર. હું કામ કરીને તારું ભરણપોષણ કરીશ."

પરંતુ મેં કહ્યું નહિ. માને જોઈને મને હંમેશાં વહાલ અને ખેવનાની લાગણી થતી, પણ તેને વ્યક્ત કરવાની હિંમત કદી ન પડતી.

બગીચામાં મારું કામ સરસ ચાલતું રહ્યું. મેં છોડવાઓને ઊંચા કરીને કાપી નાખ્યા, અને ખાડાની ભાંગતી જતી કોરને ઈંટો ગોઠવીને સરખી કરી લીધી. બીજી ઈંટો લઈને મેં મઝાની પહોળી ઓટલી બનાવી લીધી, એટલી મોટી કે મન થાય તો આરામથી કાયા લંબાવી શકાય. પછી મેં રંગીન કાચ અને તૂટેલી રકાબીઓના કકડા ભેગા કર્યા અને ઈંટો વચ્ચે ગારો ભરીને તેમાં ગોઠવી દીધા. તડકો પડે ત્યારે કાચના એ બધા કકડા દેવળનાં દેવચિત્રોની જેમ ચળકવા અને ઝગમગાટ કરવા લાગતા.

"તરકીબ તો સરસ ઘડી કાઢી તેં," એક દિવસ નાનાએ મારા કામની ઉપર નજર ફેરવીને કહ્યું. "પણ આ છોડવા વળી ઊગી નીકળવાના, તેં મૂળિયાં સલામત રહેવા દીધાં છે. જા, કોદાળી લઈ આવ, હમણાં ખોદી કાઢું..."

મેં કોદાળી લાવી આપી એટલે તેમણે હાથમાં થૂંકીને હાથો પકડી લીધો અને હાકોટો કરીને કોદાળી જમીનમાં ઊંડી ખૂંતાડી દીધી.

“મૂળિયાં આઘાં ફેંકી આવ, પછી હું હૉલીહૉક અને સુરજમુખી રોપી દઈશ, સરસ લાગશે, બહુ સરસ...”

એકાએક તે કોદાળીને ટેકે નિશ્ચલ ઊભા રહી ગયા અને ચુપ થઈ ગયા. મેં તેમની સામે જોયું તો નાનકડી અને કૂતરાના જેવી ચતુરાઈભરી આંખોમાંથી આંસુની ધારાઓ વહેતી હતી.

“શું થયું?”

તેમણે શરીર હલાવ્યું અને હાથ વડે ચહેરો લૂછતાં મારી સામે જોયું.

“પરસેવો આવી ગયો! જો તો ખરો, કેટલા બધા અળસિયા નીકળ્યા!”

તે ફરી ખોદવા લાગ્યા, પણ પછી અચાનક બોલ્યા:

“આ બધું નકામું છે, સાવ નકામું! થોડા વખતમાં ઘર વેચી નાખવાનો છું, કદાચ શરદમાં. તારી માની પહેરામણી સારુ પૈસાની જરૂર છે. એમ વાત છે. કંઈ નહિ તો એને બિચારીને સરખી જિંદગી જીવવા મળે... ભગવાન એની ઉપર દયા કરે...”

તે હાથ હલાવીને કોદાળી હેઠે મૂકી દેતા હમામની પાછળ બગીચાના ખૂણામાં ગયા. ત્યાં તેમણે થોડાક ક્યારા બનાવી રાખેલા. હું ખોદવા લાગ્યો પણ તરત મને અંગૂઠામાં કોદાળી વાગી ગઈ.

એ જખમને લીધે હું માની શાદીમાં ભાગ લેવા દેવળે ન જઈ શક્યો, માત્ર દરવાજા સુધી ગયો અને બહાર ઊભો રહીને માને જતી જોતો રહ્યો. મક્સીમોવે તેનો હાથ ઝાલી રાખ્યો હતો અને તે માથું નમાવીને ચાલતી હતી, ઈંટો જડેલી પગથીના ખાંચાઓમાં ઊગી નીકળેલા નવા ઘાસ વચ્ચે સાવચેતીથી કદમ માંડતી જાણે ખીલીઓ ઉપર ચાલતી હોય એમ જતી હતી.

શાદી શાંતિથી પતાવી લેવામાં આવી. વિધિ થઈ ગયા પછી ચાપાણીનો મેળાવડો પણ બહુ ખુશાલ નહોતો. મા તરત તેના સૂવાના ઓરડામાં ચાલી ગઈ અને સફર માટે સામાન બાંધવા લાગી. મારા સાવકા બાપુ મારી પાસે બેસી જઈને બોલ્યા:

“મેં તને રંગ ખરીદી આપવાનો વાયદો કરેલો, પણ અહીં સારા રંગ મળતા નથી, અને મારા તો અપાય નહિ. મોસ્કોથી મોકલીશ.”

“રંગને હું શું કરવાનો?”

“તને ચિત્રો દોરવાનું નથી ગમતું?”

“આવડતું જ નથી.”

“તો બીજી કોઈ ચીજ મોકલીશ.”

એટલામાં મા આવી.

"અમે થોડા વખતમાં પાછાં આવી જઈશું, તારા બાપુનો અભ્યાસ અને પરીક્ષાઓ પતી જાય કે તરત રવાના થઈ જઈશું."

તેમણે મારી જોડે એવી રીતે વાત કરી કે હું જાણે મોટો થઈ ગયો હોઉં. એથી મને ખુશી થઈ. પરંતુ દાઢીમૂછવાળો આદમી હજી અભ્યાસ કરતો હોય એ વાત મને અજબ લાગી.

"તમે શાનો અભ્યાસ કરો છો?" મેં પૂછ્યું.

"સર્વેક્ષણનો."

મને પૂછવાની આળસ થઈ કે એમાં શું કરવું પડે. ઘરમાં કંટાળાજનક નીરવતા ભરાઈ ગઈ, એક જાતનો ઊન જેવો સળવળાટ ફેલાઈ ગયો. મને થયું કે રાત જલદી પડે તો સારું. નાના ભઠ્ઠી તરફ પીઠ રાખીને ઊભા ઊભા અરધી મીચેલી આંખો વડે બારીની બહાર તાકી રહ્યા હતા. લીલી ડોશી માને સામાન બાંધવામાં મદદ કરતી હતી અને લગાતાર નિસાસા નાખતી તથા બબડાટ કરતી હતી. બપોરથી દારૂના ઘેનમાં અટવાઈ ગયેલી નાનીમાને કુટુંબના નામ ઉપર બટ્ટો લગાડતી અટકાવવાના આશયે માળિયામાં પૂરી દેવામાં આવી હતી.

મા બીજે દિવસે સવારમાં વહેલી રવાના થઈ ગઈ. તેણે વિદાય લેતી વેળા મને ભેટી પડતાં સહેલાઈથી ઊંચકી લીધો અને મેં અગાઉ કદી નહોતી જોઈ એવી નજર મારી આંખોમાં પરોવી દીધી.

"ઠીક, આવજે," તેણે કહ્યું અને મને બચી ભરી.

"એને કહી દે કે મારું કહ્યું કરે બરાબર," નાના ઉદાસ ચહેરે આસમાનમાં નજર ઠેરવીને બોલ્યા. આકાશમાં હજી ગુલાબી છાયા ફેલાયેલી હતી.

"નાનાનું કહ્યું કરજે," તેણે મારી સામે ક્રૉસની નિશાની કરતાં મને શીખ આપી. મને હતું કે બીજું કંઈક કહેશે, અને નાના વચમાં બોલ્યા એથી મને ખીજ ચડી.

તેઓ ઘોડાગાડીમાં બેસી ગયાં. માનું સ્કર્ટ કોઈ ચીજમાં ભરાઈ ગયું અને તે ચિડાઈને તેને છૂટું કરવાની મથામણ કેટલીય વાર સુધી કરતી રહી.

"દેખતો નથી? એને મદદ કર!" નાનાએ મને કહ્યું. પરંતુ હું વિષાદના વમળમાં એટલો બધો અટવાઈ ગયેલો કે મદદ કરી શકું એમ નહોતો.

મક્સીમોવે ઘેરા નીલા તંગ પાટલૂનમાં જકડાયેલા પગ કાળજીથી અંદર સરકાવી લીધા. નાનીમાએ તેને સામાનનાં કેટલાંય ખોખાં આપ્યાં. તેણે એ બધાં ગોઠણ ઉપર ગોઠવીને હડપચી વડે દબાવી રાખતાં બેચેનીમાં ફિક્કાં ભવાં સંકોડીને લાંબા સૂરે કહ્યું: "બસ!.."

લીલી ડોશી અને તેનો મોટો દીકરો, અફસર, બીજી ઘોડાગાડીમાં બેસી

ગયાં. બાઈ મીણના પૂતળાની જેમ અક્કડ બેઠી હતી અને આદમી તલવારનાં મૂઠ દાઢીએ ઘસતો બગાસાં ખાતો હતો.

"તમે તો જંગમાં જવાના, ખરું ને?" નાનાએ પૂછ્યું.

"હા, ચોક્કસ!"

"સરસ. તુર્કીઓને સીધા કરી નાખવાની જરૂર છે..."

તેઓ રવાના થઈ ગયાં. માએ કેટલીય વાર પાછળ નજર નાખીને રૂમાલ હલાવ્યો. નાનીમા પણ ઘરની દીવાલને અઢેલીને રડતી રડતી હાથ હલાવતી રહી. નાના ઊભા ઊભા આંખો દબાવીને આંસુ લૂછતા રહ્યા.

"આનો અંજામ... સારો... નહિ... આવે," તે બબડયા.

હું સ્ટૂલ પર બેઠો બેઠો ઘોડાગાડીને ચીલાઓ ઉપર ઊછળતી જોતો રહ્યો, એ લોકો ખૂણો વળી ગયાં, મારી ભીતર કશુંક ધડાક બંધ થઈ ગયું, સખત...

હજી સવારમાં બહુ વહેલું હતું. રસ્તા ખાલી હતા અને ઘરોની બારીઓ બંધ હતી. એવું તદ્દન ખાલીપણું મેં અગાઉ ક્યારેય નહોતું જોયું. ક્યાંક દૂરથી કોઈ ભરવાડના પાવાનો લાંબો રાગડો કાને પડયો.

"ચાલ, ચાપાણી કરી લઈએ," નાના મારે ખભે હાથ મૂકતા બોલ્યા. "લાગે છે કે તારા નસીબમાં મારી ભેગો રહેવાનું, ઈંટ ઉપર ઘસાતી દીવાસળીની જેમ મારી જોડે ઘસાતા રહેવાનું, લખ્યું છે."

હું અને નાના સવારથી રાત સુધી મૂંગા મૂંગા બગીચામાં કામ કરતા રહેતા. તે જમીન ખોદતા, રાઝબેરીના છોડવા બાંધી દેતા, સફરજનનાં ઝાડ ઉપરથી લીલ ખોતરી નાખતા, અને ઇયળોને ચગદી નાખતા. હું મારા ખૂણામાં સુધારાવધારા કરતો રહેતો. નાનાએ બળેલી વળીઓના છેડા કાપી નાખ્યા અને જમીનમાં થાંભલીઓ ખોડી દીધી. મેં મારાં પંખીઓનાં પાંજરાં થાંભલીઓએ ટાંગી દીધાં. મારા નાનકડા ઘરને તડકાથી અને ઝાકળથી બચાવી રાખવા મેં સૂકા વેલાઓનું છાપરું વણી લીધું. મારો ખૂણો રૂડો મઝાનો બની ગયો.

"તું તને ગમતું બધુંય જાતે કરતાં શીખી લે એ તો બહુ સારું," નાનાએ કહ્યું.

જિંદગી વિશે તેમની ટકોરોને હું બહુ મૂલ્યવાન ગણતો. મેં ઓટલી ઉપર ઘાસ પાથરી દીધું હતું. નાના ક્યારેક ત્યાં લંબાવીને ધીરે ધીરે, હોઠેથી એક એક શબ્દ ઊંડો વિચાર કરીને કાઢતા હોય એમ, મને કહેતા:

"હવે તું તારી માના અંગમાંથી કાપી કાઢેલા એક બટકા જેવો છે. એને બીજાં બચ્ચાં થવાનાં, અને એ તારા કરતાં વધારે વહાલાં લાગવાનાં. વળી તને તો ખબર છે કે તારી નાનીમા દારૂને રવાડે ચડી ગઈ છે."

તે જાણે કશુંક સાંભળતા હોય એમ કેટલીય વાર સુધી ચુપ રહેતા, અને પછી ભારે ભારે બોલ પડતા મૂકવાનું ફરી શરૂ કરી દેતા:

"એને દારૂની લત બીજી વાર વળગી છે. મિખાઈલને લશ્કરમાં ફરજિયાત ભરતીનું તેડું આવ્યું ત્યારે પહેલી વાર વળગેલી. ભરતીમાંથી છુટકારો મેળવવાનું સર્ટિફિકેટ ખરીદી લેવા એણે મને જેમતેમ કરીને પટાવી લીધો, મૂરખ છે સાવ! લશ્કરમાં રહી આવ્યો હોત તો આજે છે એનાથી કદાચ જુદો હોત. હે ભગવાન! અને હું તો હવે થોડા વખતમાં મરી જવાનો. એટલે તું પછી એકલો પડી જવાનો, સમજ્યો ને? સાવ એકલો, તારે તારું જાતે જ ફોડી લેવું પડશે. એમ વાત છે. તારું બધુંય જાતે કરી લેતાં શીખી લે, બીજા લોકો પોતાનાં કામ તારી પાસે કરાવી લે એવું ક્યારેય થવા દેતો નહિ. મન ટાઢું રાખવું, બહુ બોલબોલ ન કરવું, પણ પોતે પસંદ કરેલા માર્ગને વળગી રહેવું. વાત સૌની સાંભળી લેવી, પણ કરવું તો પોતાને ઠીક લાગે એમ જ..."

વરસાદના દિવસોને બાદ કરતાં મેં આખો ઉનાળો બગીચામાં જ ગાળ્યો. રાતે ગરમી હોય તો સૂવાનું પણ ત્યાં જ રાખતો. નાનીમાએ મને પાથરવા નમદો આપેલો. તે પોતે પણ ઘણી વાર આવીને મારી પાસે સૂઈ જતી, બાથ ભરીને પરાળ લઈ આવતી અને ઓટલી નજીક ફેલાવીને તેમાં લંબાવતી, અને મને વાર્તાઓ કહી સંભળાવતી. વાર્તા કહેતી હોય ત્યારે અચાનક વચમાં બોલી ઊઠતી:

"આમ જો, ખરતો તારો! કોઈનો જીવ, ધરતી માને તલસતો હશે! ક્યાંક કોઈ ભલા આદમીનો જનમ થયો છે, ચોક્કસ!"

અથવા:

"નવો તારો છે, પણે જો! મોતી જેવો છે! ગગન રે ગગન, કેવડું મોટું, જાણે ભગવાનનો જામો, ઝગમગતો!"

"અરે, મૂરખાંઓ, આમ તો મોત આવશે તમારું," નાના બબડતા, "સંધિવા થઈ જશે, કે પછી લૂંટારા આવીને ગળાં વાઢી નાખશે..."

સૂરજ આથમવા લાગે, આકાશમાં આગની નદીઓનાં પૂર ફેલાવી દે, ઓલવાતી આગ બગીચાઓના લીલા મખમલ ઉપર રાતી-સોનેરી રાખ વેરે. પછી જગત દેખીતી રીતે ઝાંખું પડતું જાય, હૂંફાળી સંધ્યાને અપનાવતું ફુલાવા અને વિસ્તરવા લાગે. ધરાઈને તડકો પી ચૂકેલાં પાંદડાં ડાળીઓ પર નમી પડે, ઘાસની સળીઓ ધરતીને માથાં નમાવી દે. બધું જાણે વધારે સમૃદ્ધ અને મુલાયમ બની જાય, સંગીતના જેવી મૃદુ સુગંધ છોડવા લાગે. અને સંગીત દૂરનાં ખેતરોમાંની લશ્કરી છાવણીઓમાંથી તરતું તરતું આવે. રાત માતાના પ્રેમ જેવી

જોરદાર અને તાજગી બક્ષતી લાગણી લઈને આવે, અને માના વહાલ જેવી નીરવતા હૂંફાળા રુવાંટીદાર પંજા વડે હૈયાને પંપાળીને ભૂલવા જેવી બધી બાબતો ભુલાવી દે, દિવસ દરમિયાન ભેગી થયેલી બધી બારીક દાહક રજને હળવે હળવે સાફ કરી નાખે. સૂતાં સૂતાં આકાશમાં મીટ માંડીને એક પછી એક ટમટમવા લાગતા અને સ્વર્ગનાં નવલાં ઊંડાણોને ખુલ્લાં કરી દેતા તારલિયાઓને નીરખતી વેળા હૈયામાં ખુશીના ઓઘ ઊછળવા લાગે. એ ઓસરતાં ઊંડાણો જાણે આપણને પૃથ્વી પરથી હળવેક ઊંચકી લે, ખબર ન પડે કે પૃથ્વી સંકોડાઈને આપણા કદ જેવડી થઈ ગઈ છે કે પછી આપણે જ અદ્ભુત વિસ્તરણ પામીને આસપાસના વાતાવરણ જોડે એકરૂપ થઈ રહ્યા છીએ. નીરવતા વધતી જાય, અંધકાર વધારે ઘેરો બનતો જાય, પરંતુ અદૃશ્ય તાર ઝણઝણાટ કરીને આછા ધ્વનિઓ ફેલાવતા હોય— નીંદરમાં ગરકાવ કોઈ પંખીનું ગીત, ફરતા શેળાનો સળવળાટ, માનવીના કંઠનો અવાજ. અને એવો દરેક ધ્વનિ દિવસના અવાજોથી નિરાળું ખાસ લક્ષણ ધરાવતો હોય, સંવેદનશીલ નીરવતા તેને હેતથી ઘેરો બનાવતી હોય.

એકોર્ડિયન વાદ્યમાંથી રેલાતા સૂર, કોઈ બાઈનું હસવું, પગથીની ઈંટો પર ટકરાતી એડીનો અવાજ, ક્યાંક કૂતરાનું ભસવું, એ બધા અવાજો વિલાતા દિવસમાંથી ખરતાં આખરી પાંદડાં જેવા લાગતા હતા.

ક્યારેક અચાનક જ રસ્તેથી અથવા ખુલ્લી જગ્યાએથી દારૂડિયાઓના ઝઘડાના અથવા દોડતા પગના અવાજ કાને પડતા. પરંતુ એવા અવાજ તો સાવ સાધારણ, ધ્યાનમાં લેવાને લાયક ગણાય જ નહિ.

નાનીમા હાથ માથા નીચે રાખીને કલાકો સુધી જાગતી પડી રહેતી, હું સાંભળું છું કે નહિ તેને વિશે દેખીતી રીતે જ ઉદાસીન રહીને ધીરગંભીર લાગણીથી કંઈ ને કંઈ સંભળાવતી રહેતી. તે અચૂક એવી કોઈ વાર્તા પસંદ કરતી કે જે નિશાની સુંદરતામાં અધિક મહત્ત્વ રેડી દે.

તેની સુરીલી વાણી સાંભળતો હું નીંદરમાં પડી જતો. જાગું ત્યારે સૂર્યનાં કિરણો મારા ચહેરા પર રમતાં હોય અને પંખીઓનું ગાન મારા કાનમાં ગુંજતું હોય. પ્રભાતનો સમીર તડકામાં તપતો મૃદુ સળવળાટ કરતો હોય, સફરજનનાં ઝાડનાં પાંદડાં ઝાકળને ખંખેરી નાખતાં હોય, લીલું ઘાસ ઝગારા મારતું હોય અને તેની ઉપર ઘૂમરાતા ધુમ્મસના અંચળાઓમાં સ્ફટિક જેવી પારદર્શકતા ધારણ કરી લેતું હોય. સૂર્યનાં કિરણો આખા આકાશમાં ફેલાઈ જાય અને તેની આછી રતાશને નીલાશમાં પલટાવી નાખે. કોઈ અદૃશ્ય ઊંચાઈએથી લાવરીનું ગાન કાને પડે, અને નવોદિત દિનના બધા ધ્વનિઓ તથા રંગો ઝાકળની જેમ

ટીપે ટીપે મારા અંતરમાં રેડાઈ જાય, મારા મનમાં પ્રશાંત સુખની લાગણી તેમ જ ઊભો થઈને ફરવાની, સઘળા જીવો જોડે સુમેળમાં જિંદગી જીવવાની, ઝંખના ભરી દે.

એ દિવસો મારા આખા જીવનનો વધારેમાં વધારે સ્વસ્થ અને ચિંતનસભર ગાળો બની રહ્યા. એ ઉનાળા દરમિયાન મારા મનમાં મારી પોતાની શક્તિની પરખ પોષાતી રહી. હું લોકોથી અળગો તરી જવા લાગ્યો. હવે મને ઓવ્સ્યાન્નીકોવ બાળકોના અવાજો અને દેકારા કાને પડતાં તેમની પાસે પહોંચી જવાની તાલાવેલી ન થતી, અને તેઓ મને મળવા આવે ત્યારે ખુશી થવાને બદલે બીક જ લાગતી કે મારા બગીચામાં, મારા પોતાના હાથ વડે મેં કરેલા પ્રથમ સર્જનમાં, કદાચ કશુંક બગાડી નાખશે.

નાનાની વાતોમાંથી પણ મારો રસ સાવ ઓસરી ગયો. તેમની વાતો નિરંતર વધારે શુષ્ક, ફરિયાદભરી, અને રડતલ બની રહી હતી. તે વારંવાર નાનીમા જોડે કજિયા કરવા અને તેને ઘરની બહાર કાઢી મૂકવા લાગ્યા હતા. એમ બને ત્યારે નાનીમા યાકોવમામા અથવા મિખાઈલમામાને ઘેર ચાલી જતી. ક્યારેક તે કેટલાય દિવસ સુધી પાછી ન આવતી, નાના પોતે જ રોદણાં રોતા રોતા અને ગાળો ભાંડતા ભાંડતા અમારે માટે ખાવાનું રાંધતા, આંગળીઓ દઝાડી દેતા, રકાબીઓ ફોડી નાખતા, અને દરરોજ વધારે ને વધારે કજિયાળા બનતા રહેતા.

નાના બગીચામાં મારા ખૂણામાં મને મળવા આવે ત્યારે ઘાસ પર આરામથી બેસી જતા અને કંઈ બોલ્યા વગર કેટલીય વાર સુધી મને જોતા રહેતા. પછી એકાએક સવાલ કરતા:

"કંઈ બોલતો કેમ નથી?"

"એમ જ. તમે બોલો, શું છે?"

તે નસિયત શરૂ કરી દેતા:

"સાંભળ, આપણે કંઈ અમીરઉમરાવના ઘરના માણસો નથી. આપણને કોઈ કંઈ શીખવવાનું નથી, આપણે તો બધું જાતે જ શીખી લેવાનું છે. ચોપડીઓ લખાઈ છે તે બીજા લોકોને માટે, નિશાળો પણ તેમને માટે જ બાંધવામાં આવી છે, આપણે માટે નહિ. આપણે તો બધું જાતે જ મેળવી લેવાનું છે..."

તે વિચારમાં ડૂબી જતા, મૂંગા અને જડ જેવા થઈ જતા, તેમની સામે જોવામાં ત્રાસ થતો.

એ શરદમાં તેમણે ઘર વેચી નાખ્યું. એક દિવસે સવારે નાસ્તો કરતી વેળા તેમણે નાનીમાને ગમગીન મક્કમ અવાજે વેચાણની વાત જણાવી દીધી:

"તો ડોશી, હું લાંબા વખતથી તારું પેટ ભરતો રહ્યો છું, પણ હવે આ બધું ખતમ, આજની ઘડીથી તારે તારું ફોડી લેવાનું છે."

નાનીમાની ઉપર જરાય અસર ન થઈ, જાણે કેમ બરાબર એવા જ શબ્દો સાંભળવાની ધારણા લાંબા વખતથી તેના મનમાં હોય. તેણે ધીરે ધીરે બજરની ડાબલી કાઢી અને વાદળી જેવા પોચા નાકમાં બજર ભરીને જવાબ આપ્યો:

"ઠીક, એમાં થાય પણ શું! જેમ બને તેમ ચલાવી લેવાનું!"

નાનાએ એક બંધ શેરીના જૂના મકાનના ભંડકિયામાં બે અંધારિયા ઓરડા ભાડે રાખી લીધા. ઘર બદલતી વેળા નાનીમાએ લાંબી દોરીઓવાળો કાથાનો જૂનો જોડો ગોતી કાઢીને ભઠ્ઠી નીચે ભરાવી દીધો. પછી ભઠ્ઠીની સામે બેસીને તે ચૂલાના ભૂતને બોલાવવા લાગી:

"ભૂતબાપા, લે તને પવનપાવડી, ઊડીને આવજે, નવા ઘરમાં અમને સુખના દહાડા આપજે..."

એ વખતે નાના આંગણમાં હતા. તેમણે બારી વાટે અંદર નજર નાખી.

"ભેગો લઈ જવો છે, એમ ને? હમણાં ખબર પાડી દઉં છું, પાખંડી ક્યાંની! કાળું કલંક ચોંટાડી દીધું મારે માથે!"

"અરે બાપા, ખ્યાલ રાખો જરાક! નસીબ વણસી જવાનું, ચોક્કસ!" નાનીમાએ ચેતવણી આપી, પરંતુ નાનાનો પિત્તો ખસી ગયો અને તેમણે ભૂતને ભેગું લઈ જવાની સાફ મનાઈ કરી દીધી.

નાના ઘરનું રાચરચીલું અને બીજી ચીજવસ્તુઓ, જૂનો સામાન ખરીદનારા તાતારોને, ત્રણ દિવસ સુધી ગાળો બકતા અને જોરશોરથી રકઝક કરતા વેચતા રહ્યા. નાનીમા તેમને બારી વાટેથી જોતી રહેતી, ક્યારેક હસતી, ક્યારેક રડતી, અને ધીમા અવાજે બોલતી:

"ઉપાડી જાઓ! ભાંગી નાખો!"

બગીચાનું મારું રમતઘર મૂકીને જવાના ખ્યાલે હું પણ રડવા જેવો થઈ ગયેલો.

અમે બે ગાડાંમાં સામાન ભરીને નીકળ્યાં. જેમાં હું બેઠો હતો એ ગાડું જોરથી હલતું હતું, જાણે કેમ સામાન અને ઘરવખરીના ગંજ ઉપરથી મને ફગાવી દેવાની કોશિશ કરતું હોય.

ત્યાર પછી મારી જિંદગીનાં બે વરસ દરમિયાન, માનું અવસાન થયું ત્યાં સુધી, હું જાણે લગાતાર ફંગોળાતો હોઉં એવી લાગણી મને સતત થતી રહી.

નાના ભંડકિયામાં રહેવા ગયા ત્યાર પછી થોડા સમયે મા અમને મળવા આવી. તે ફિક્કી અને દૂબળી પડી ગઈ હતી, તેની મોટી મોટી આંખોમાં જાણે

માઠું લાગ્યું હોય અને હેરત થઈ હોય એવો ચળકાટ વરતાતો હતો. તે બધે એવી રીતે નજર ફેરવતી હતી કે જાણે પોતાનાં માબાપને અને મને પહેલી જ વાર જોતી હોય. તેણે અમારી સામે જોયું પણ કંઈ બોલી નહિ. મારા સાવકા બાપુ ઓરડામાં આંટા મારતા રહ્યા, હોઠ દબાવીને સીટી વગાડતા રહ્યા, ગળું ખોંખારતા રહ્યા, અને હાથ પીઠ પાછળ રાખીને આંગળીઓ વડે રમત કરતા રહ્યા.

"હે ભગવાન, તું કેટલો મોટો થઈ ગયો!" મા મારા ગાલ ઉપર ગરમ પંજા દબાવતી બોલી. તેનો પહોળો બદસૂરત બદામી ડ્રેસ પેટ ઉપર ઊપસી આવેલો હતો.

"કેમ છે, ભાઈ? કેમ ચાલે છે ગાડું?" સાવકા બાપુ મારી સામે હાથે લંબાવતા બોલ્યા.

પછી તેમણે હવા સૂંઘી.

"બહુ ભેજ છે અહીંયાં તો!"

બેઉ સાવ થાકેલાં અને બેહાલ લાગતાં હતાં, જાણે કેમ દોડતાં આવ્યાં હોય અને તેમને સૌથી પહેલાં તો લાંબાં થઈને સરખો આરામ કરી લેવાનું મન હોય.

અમે ચાપાણી કંટાળાની હાલતમાં પતાવ્યાં. બારીના કાચ ઉપરથી વહેતું વરસાદનું પાણી નીરખતાં નાનાએ પૂછ્યું:

"તો આગમાં બધુંયે ખતમ થઈ ગયું, એમ ને?"

"બધું," સાવકા બાપુ મક્કમ અવાજે બોલ્યા. "માંડ માંડ જિંદગી બચાવીને ભાગી નીકળ્યાં."

"હં... આગ એટલે કંઈ મશ્કરીની વાત નહિ!"

માએ નાનીમાને લપાઈને તેના કાનમાં કંઈક કહ્યું. સાંભળીને નાનીમાની આંખો જાણે અજવાળાના જોરદાર ઝબકારાથી અંજાઈ ગઈ હોય એમ સંકોડાઈ ગઈ. વાતાવરણ વધારે કંટાળાજનક બની ગયું.

અચાનક નાના તુચ્છકારના ભાવે ઊંચા સ્વસ્થ અવાજે બોલ્યા:

"યેવગેની વસીલ્યેવિચ, મેં તો અફવા સાંભળી છે કે આગ લાગી જ નહોતી, તમે પત્તાંના જુગારમાં બધું હારી ગયા છો."

મોત જેવી શાંતિ છવાઈ ગઈ. તેમાં કેવળ બારીએ ટપટપ કરતા વરસાદનો અને સમોવારમાંથી નીકળતી વરાળનો અવાજ ભંગાણ પાડતો હતો.

"બાપુ..." આખરે મા બોલી.

"બાપુ!" નાના ગરજી ઊઠયા. "તો હવે શું? મેં નહોતું કહ્યું કે ત્રીસની

ઉંમરે વીસ વરસના આદમીને પરણવામાં ગાંડપણ છે? જોઈ લે હવે, મઝાનું નંગ છે, નથી કે? તને અમીરના ઘરની બાઈ બનાવી દીધી, હેં? કેવુંક ગમે છે તને, દીકરી મારી?"

પછી ચારેય માણસ બરાડા પાડવા લાગ્યાં, તેમાં સાવકા બાપુ સૌથી વધારે જોર કરીને ઘાંટા પાડતા હતા. હું ઓસરીમાં જતો રહ્યો અને આભો થઈને લાકડાંના ખડકલા ઉપર બેસી ગયો. આ મારી મા ન હોય, એ તો સાવ નિરાળી હતી! મને આછો ખ્યાલ તો ઓરડામાં જ આવી ગયેલો, પરંતુ અંધારામાં બેસીને યાદ કરતાં મારા માનસપટમાં સ્પષ્ટ ચિત્ર તરી આવ્યું કે તે અગાઉ કેવી હતી.

પછી કશીક ભુલાઈ ગયેલી રીતે હું સોર્મોવો પહોંચી ગયો. મકાન નવું હતું અને લાકડાની દીવાલો પર સજાવટનો કાગળ નહોતો લગાડવામાં આવ્યો. લાકડાં વચ્ચેના ખાંચાઓમાં શણ ભરી દેવામાં આવ્યું હતું, અને તેમાં અસંખ્ય વંદાઓનો વસવાટ હતો. મા અને સાવકા બાપુ રસ્તે પડતી બારીઓવાળા બે ઓરડામાં રહેતાં હતાં, નાનીમા અને હું છાપરે પડતી એક બારીવાળા રસોડામાં રહેતાં હતાં. છાપરાની પાર કારખાનાનાં કાળાં ધુમાડિયાં આકાશમાં મઢેલાં નજરે પડતાં હતાં. તેમાંથી વાંકાચૂકા નીકળતા ઘાટા ધુમાડાને શિયાળાનો પવન આખા વિસ્તારની ઉપર ફેલાવી દેતો હતો. ગરમાવા વગરના અમારા ઓરડાઓમાં એ ધુમાડાની ચીકણી ગંધ હંમેશાં ભરેલી રહેતી. દરરોજ વહેલી સવારે કારખાનાનું ભૂંગળું વરુની જેમ રાગડો તાણતું:

"ઉ... ઉ... આઉ! ઉ... ઉ... આઉ!"

હું બાંકડા ઉપર ઉભો રહીને બારીના સૌથી ઉપલા કાચ વાટે બહાર નજર નાખતો ત્યારે મને બત્તીઓના અજવાળામાં કારખાનાના દરવાજા નજરે પડતા. બુઢ્ઢા ભિખારીના દાંત વગરના મોંની જેમ ઉઘાડા દરવાજા ટચૂકડા લોકોનાં ટોળેટોળાંને જાણે ગળી જતાં હોય એમ લાગતું. બપોરે ફરી ભૂંગળું વાગતું. દરવાજાઓના કાળા હોઠ ઊઘડી જતા, ઊંડું બાકોરું નજરે પડતું, અને કારખાનું એ જ ટચૂકડા લોકોને, હવે સાવ નિચોવાઈ ગયેલા લોકોને, જાણે ઊલટી કરતું હોય એમ બહાર કાઢી નાખતું. તેઓ કાળાં વહેણોમાં રસ્તે વહેવા લાગતા અને આકરા ધોળા પવનના ઝપાટાથી ઘરોમાં ધકેલાઈ જતા. આકાશ જવલ્લે જ નજરે પડતું. વિસ્તારનાં મકાનોનાં છાપરાં અને હિમના ઢગલાઓની ઉપર બીજું એક છાપરું સદા લટકતું રહેતું, સપાટ અને રાખોડી એ છાપરાની હતાશાજનક એકરૂપતા કલ્પનાને રૂંધી નાખતી અને આંખોની રોશનીને હરી લેતી.

સાંજની વેળાએ કારખાનાની ઉપર ધૂમરાતો રહેતો ઘેરો લાલ ચળકાટ ધુમાડિયાંના ઉપલા છેડાઓને અજવાળી દેતો અને એવી છાપ પેદા કરતો કે ધુમાડિયાં જાણે જમીન પરથી આસમાનમાં ન જતાં હોય પરંતુ ધુમાડાના વાદળમાંથી નીચે ધસીને લાલ ભડકાઓને શ્વાસમાં લેતાં હોય, પાછા કાઢતાં હોય, અને તૃપ્તિની ચીસાચીસ કરતાં હોય. રોજ રોજ એવા દેખાવને તાકી રહેવાનું અસહ્ય હતું, અને મારા દિલમાં પીડાકારી દ્વેષની લાગણી ભરાઈ જતી. ઘરનું બધું કામકાજ નાનીમા કરતી. સવારથી રાત સુધી તે લાકડાં ફાડવાના, ખાવાનું રાંધવાના, ભોંયપટ સાફ કરવાના, અને પાણી ભરી લાવવાના ઢસરડા-ઓમાં અટવાયેલી રહેતી, થાકીને લોથપોથ હાલતમાં પથારીમાં પડે ત્યારે ઊંહકારા કરતી અને નિસાસા નાખતી. ક્યારેક તે રસોઈ કરી લીધા પછી સ્કર્ટ સરખું કરીને રૂ ભરેલું ટૂંકું જાકીટ પહેરી લેતી અને શહેર તરફ રવાના થઈ જતી.

"જરાક જોઈ આવું, બુઢ્ઢાનું ગાડું કેમ ચાલે છે," તે કહેતી.

"મને ભેગો લઈ જાઓ!"

"ટાઢમાં ઠરીને ઠીકરું થઈ જાય, જો તો ખરો, કેવો પવન છે!"

ચોમેર છવાયેલા હિમમાં દબાઈ ગયેલા રસ્તાઓ ગોતીને કદમ માંડતી સાતઆઠ કિલોમીટરનો પંથ કાપીને તે શહેરમાં જતી. પીળી પડી ગયેલી અને ગર્ભને લીધે ફૂલી ગયેલી મા લાંબી ઝાલરવાળી લઘરવઘર રાખોડી શાલ ઓઢીને ખૂણામાં લપાઈ રહેતી. તેની મોટી દેખાવડી કાયાને કદરૂપી બનાવી દેતી એ શાલ જોઈને મને નફરત છૂટતી, શાલની ચીંથરેહાલ ઝાલર જોઈને મને નફરત છૂટતી અને હું તેને ફાડી નાખતો. મને ઘર ઉપર, કારખાના ઉપર, અને આખા વિસ્તાર ઉપર નફરત છૂટતી. મા નમદાના ઘસાઈ ગયેલા બૂટ પહેરીને ફરતી, ઉધરસ ખાતી ત્યારે તેનું મોટું પેટ હલતું, તેની રાખોડી-નીલી આંખો કારમા સૂકા ગુસ્સાના ઝબકારા કરતી રહેતી, અથવા ખાલી દીવાલોને બેનૂર નજરે તાકતી રહેતી, જાણે કેમ દીવાલો જોડે ગુંદર વડે સખત ચોંટાડી દેવામાં આવી હોય. ક્યારેક તે આખેઆખા કલાક સુધી બહાર શેરીમાં તાકતી રહેતી. શેરી જડબા જેવી લાગતી, એવું જડબું કે જેમાં ઉંમરની અસરને લીધે થોડાક દાંત કાળા પડી ગયા હોય અથવા ત્રાંસા થઈ ગયા હોય, બાકીના દાંત પડી ગયા હોય અને તેમની જગ્યાએ કઢંગા નવા દાંત, જડબાને બેહદ મોટા પડતા દાંત, ઊગી નીકળ્યા હોય.

"આપણે અહીંયાં શું કામ રહીએ છીએ?" હું સવાલ કરતો.

"અરે, મૂંગો રહે ને..." તે જવાબ દેતી.

મા એ દિવસોમાં મારી જોડે બહુ ઓછું બોલતી, ખાલી ફરમાન છોડતી રહેતી: પેલું લઈ આવ, આ લઈ જા, દુકાને જઈ આવ...

તે મને બહાર રમવા ભાગ્યે જ જવા દેતી કેમ કે હું છોકરાઓના હાથે બેહદ માર ખાઈને પાછો આવતો. મારી જિંદગીમાં એકમાત્ર મોજ લડાઈઝઘડાની હતી, અને હું મારા લાગણીપ્રધાન સ્વભાવનું પૂરું જોમ રેડીને એ મોજ માણતો. બદલામાં મા પટ્ટો લઈને મને ફટકારતી, પરંતુ એવી સજાથી મને ઊલટી ચીડ ચડતી, અને બીજી વાર હું વધારે ઝનૂનથી લડાઈ કરતો, મા વળી મને વધારે આકરી સજા કરતી. એક વાર મેં તેને સાફ ચેતવણી આપી દીધી કે મારવાનું ચાલુ રાખ્યું છે તો હું તને હાથમાં બટકું ભરીને બહાર ખેતરોમાં ભાગી જઈશ, પછી ભલે ઠારમાં ઠરીને મરી જાઉં! તે અકળામણમાં મને આઘો હડસેલી દઈને ઓરડામાં આંટા મારવા લાગી, અને થાકમાં હાંફતી બોલી:

"જનાવર ક્યાંનો!"

હેતપ્રેમના નામે ઓળખાતું ચેતનમય તરવરતું મેઘધનુષ મારા દિલમાં ધીરે ધીરે ઝાંખું પડતું ગયું, તેનું સ્થાન હરકોઈની સામે અને દરેક બાબતની સામે ખીજના નીલા ઝબકારાઓએ તેમ જ ધૂંધવાતા અસંતોષે તથા આ નીરસ વાહિયાત દુનિયામાં એકલતાની લાગણીએ લઈ લીધું.

સાવકા બાપુ મારી જોડે કરડાકીનું અને મા જોડે તોછડું વર્તન કરતા. તે હંમેશાં સીટી વગાડતા રહેતા, ઉધરસ ખાતા રહેતા, અને આયના સામે ઊભા રહીને ત્રાંસા દાંત ખોતરતા રહેતા. માની જોડે તેમના ઝઘડા નિરંતર વધી રહ્યા હતા. માની સાથે તે જાણે પરાયા હોય એમ લાગણીશૂન્ય અવાજે વાત કરતા, અને એથી મને બેહદ ખીજ ચડતી. ઝઘડો ચાલતો હોય ત્યારે તે રસોડામાં પડતું બારણું બંધ કરી દેતા, દેખીતા એવા આશયે કે તેમના બોલ હું ન સાંભળી જાઉં, પરંતુ ધીમા કઠોર અવાજે બોલાતા તેમના શબ્દો હું ગમે તેમ કરીને સાંભળી લેતો.

એક વાર તેમણે પગ પછાડીને બરાડો પાડ્યો:

"તારા કાળમુખા પેટને લીધે ઘરમાં કોઈને બોલાવવાનું બનતું નથી, ગાય જેવી છો તું!"

મને એટલો અચંબો થયો અને એટલી ઝાળ ચડી ગઈ કે હું ભઠ્ઠીની ટોચે એકદમ ખડો થઈ ગયો, અને મારું માથું છત જોડે એટલા જોરથી અફળાયું કે મોંમાં જીભ દાંત વચ્ચે કચરાઈ ગઈ.

શનિવારે ડઝનબંધ કામદારો સાવકા બાપુ પાસે ખોરાકનાં કુપન વેચવા આવતા. તેમને કારખાનામાં પગારને બદલે એવાં કુપન કંપનીની દુકાનમાંથી

ચીજવસ્તુઓ ખરીદવા માટે મળતાં. બાપુ અરધી કિંમતે કુપન ખરીદી લેતા. કામદારોને રસોડામાં બોલાવે, બહુ ભારેખમ મોઢું કરીને ટેબલ પાસે બેસે, અને એક એક કુપન હાથમાં લઈને ભવાં સંકોડતા બોલે:

"દોઢ રૂબલ."

"યેવગેની વસીલ્યેવિચ, ભગવાનને ખાતર..."

"દોઢ રૂબલ."

એવી બેહૂદી ધૂંધળી જિંદગી બહુ ન ચાલી. માને સુવાવડ આવવાની હતી તે પહેલાં મને નાના ભેગો રહેવા પહોંચાડી દેવામાં આવ્યો. તેમણે કુનાવિનોમાં પેસ્ચાનાયા માર્ગે નાપોલનાયા દેવળના કબ્રસ્તાનની વાડ નજીક ટીંબાની તળેટીમાં બે માળના મકાનમાં નાનકડો ઓરડો ભાડે રાખ્યો હતો. તેમાં મોટી રૂસી ભઠ્ઠી હતી અને બે બારીઓ આંગણમાં પડતી હતી.

"કેમ રે!" નાના મને જોઈને તીણો અવાજ કરતા હસી પડયા. "કહેવાય છે કે માણસને સગી માથી વધારે હેતાળ દોસ્ત બીજું કોઈ ન હોય, પણ અહીં તો તારો બુઢ્ઢો શયતાન નાનો જ તારો એવો દોસ્ત નીકળ્યો! અરે! કેવા લોકો!.."

હું નવા ઘરમાં હજી તો માંડ ટેવાયો હતો એટલામાં મા અને નાનીમા બચ્ચાને લઈને આવ્યાં. સાવકા બાપુની કારખાનાની નોકરી કામદારોને છેતરવાને લીધે ખતમ થઈ ગઈ હતી, પરંતુ તેમણે મિત્રોની મદદ લીધી એટલે રેલવે સ્ટેશનમાં કેશિયરની નોકરી તરત મળી ગઈ.

મને ફરી મા ભેગો રહેવા પથ્થરના મકાનના ભંડકિયામાં મોકલવામાં આવ્યો ત્યાં સુધીમાં ઘણો ખાલીખમ સમય વીતી ગયો. માએ તરત મને નિશાળમાં દાખલ કરાવી દીધો. નિશાળ મને પહેલા દિવસથી જ અણગમતી થઈ ગઈ.

હું માના બૂટ, પીળું ખમીસ, લાંબું પાટલૂન, અને નાનીમાના કબજામાંથી બનાવેલો કોટ પહેરીને નિશાળે ગયો. એવા લેબાસમાં મને જોઈને તરત સૌ ઠેકડી કરવા લાગ્યા, અને પીળા ખમીસને લીધે મને "ચોકડીનો એકો" નામ મળ્યું. મેં છોકરાઓની જોડે તો મામલો તરત પતાવીને બધું થાળે પાડી દીધું, પરંતુ પાદરી અને શિક્ષકને મારી તરફ અણગમો થઈ ગયો.

શિક્ષક પીળા ચહેરાવાળો ટાલિયો આદમી હતો. તેને વારે વારે નાકોરી ફૂટતી. તે નસકોરાંમાં રૂનાં પૂમડાં ભરાવીને વર્ગમાં આવતો, ટેબલ પાસે બેસી જતો, નાકમાંથી બોલીને સવાલ પૂછતો, શબ્દ અરધો બોલાયો હોય ત્યારે થંભી જઈને નસકોરાંમાંથી રૂ ખેંચી કાઢતો, અને માથું ધુણાવતો તેને તપાસી

જોતો. તેના સપાટ પિત્તળિયા ખાટા ચહેરાની કરચલીઓમાં જાણે કોઈ જાતનાં લીલી ફૂગ વળી ગઈ હોય એમ લાગતું. તેના ચહેરાનું સૌથી વધારે બિહામણું લક્ષણ સીસા જેવી આંખોનું હતું. ચહેરાના સામાન્ય દેખાવમાં આંખોનો જાણે મેળ જ નહોતો બેસતો, તે જાણે વારંવાર મારા ચહેરા ઉપર ચોંટી જતી, અને એથી મને હાથ વડે ગાલ લૂછવાનું મન થતું.

શરૂઆતમાં થોડા દિવસ હું આગલે બાંકડે બરાબર શિક્ષકના નાક નીચે બેસતો. એ તો કોઈ રીતે સહેવાય એવું નહોતું. તેને જાણે મારા સિવાય બીજું કોઈ દેખાતું જ નહિ, અને તે નાકમાંથી બોલીને વારંવાર કહેતો રહેતો:

"પેસ્કો... ઓ... વ, ખમીસ બદલાવી નાખ! પેસ્કો... ઓ...વ, પગ આમથી તેમ ફેરવવાનું રહેવા દે! પેસ્કો... ઓ... વ, વળી તારા બૂટમાંથી ભોંયપટમાં ખાબોચિયું ભરાઈ ગયું છે!"

હું એકદમ ખોફનાક અટકચાળાં ઘડી કાઢીને તેનો બદલો લઈ લેતો. એક વાર મેં તરબૂચનું થીજી ગયેલું અરધું ફાડિયું લીધું અને અંદરનો ગર કાઢી નાખીને અંધારી ઓસરીમાં બારણાની ઉપર ગરગડીએ ઊંધું લટકાવી દીધું. બારણું ખૂલ્યું એટલે તરબૂચનું ફાડિયું ઊંચે ગયું, પરંતુ શિક્ષકે અંદર દાખલ થઈને બારણું બંધ કર્યું ત્યારે નીચે સરકીને તેના ટાલિયા માથા ઉપર ટોપીની જેમ ગોઠવાઈ ગયું. રાતના ચોકીદારે મને ઘેર પહોંચાડી દીધો, ભેગી શિક્ષકની ચિટ્ઠી પણ પહોંચાડી દીધી, અને મને તોફાન બદલ મેથીપાક મળ્યો.

બીજી વાર મેં તેના ટેબલના ખાનામાં બજર ભભરાવી દીધી. તેને છીંકોનો એવો સખત દોર આવી ગયો કે વર્ગ છોડીને જતા રહેવું પડયું. તેણે અવેજીમાં ભણાવવા અફસર જમાઈને મોકલ્યો. અફસરે અમને 'ઘણું જીવો ઝાર!' અને 'આઝાદી મારી, પુનિત આઝાદી' ગીતો ગવડાવ્યાં. કોઈ બેસૂરું ગાય તો તે માથામાં આંકણી એવી રીતે મારતો કે શોર બહુ થાય અને રમૂજી લાગે, પણ વાગે નહિ.

ધર્મનો શિક્ષક જુવાન અને દેખાવડો પાદરી હતો. તેને માથામાં રુવાંટી જેવા પુષ્કળ વાળ હતા. હું તેને ન ગમતો કારણ કે 'જૂના અને નવા કરારોની પુનિત કથાઓ' નામની ચોપડી મારી પાસે નહોતી, અને બીજું કારણ એ હતું કે હું તેની બોલવાની રીતની નકલ કરતો.

તે વર્ગમાં આવે કે તરત કહેતો:

"પેશ્કોવ, ચોપડી લાવ્યો છો કે નહિ? હા, ચોપડી?"

"ના, નથી લાવ્યો. હા."

"'હા' એટલે શું?"

"ના."

"ઘર ભેગો થઈ જા! હા, ઘર ભેગો. તને ભણાવવાનો ઈરાદો મને જરાય નથી. હા, બિલકુલ નહિ."

તેમાં મને તો વાંધા જેવું કશું હતું જ નહિ. નિશાળનો સમય પૂરો થાય ત્યાં સુધી હું લત્તાની ગંદી ગલીઓમાં રખડતો રહેતો અને આસપાસની ધમાલભરી જિંદગી નીરખતો રહેતો.

પાદરીનો ચહેરો ઈસુના જેવો સદ્ભાવી હતો અને આંખો હેત છલકાતી જાણે નારીની હોય એવી હતી. તેના હાથ નાનકડા હતા અને જે કોઈ વસ્તુને અડે તેને, ચોપડીને કે આંકણીને કે કલમને, જાણે પંપાળતો હોય એમ લાગતું. તે જાણે દરેક વસ્તુને પ્યાર કરતો હોય, જીવતા જીવ જેવી ગણતો હોય અને બેદરકારી કરવાથી કદાચ ઈજા થવાની બીકે અકળાતો હોય, એવી છાપ પડતી. તે બાળકોની બાબતમાં ઓછો હેતાળ હોવા છતાં તેમને ગમતો.

મને અભ્યાસમાં સારા માર્ક મળ્યા હોવા છતાં ખબર આપવામાં આવી કે મારા વર્તનને કારણે થોડા વખતમાં નિશાળમાંથી કાઢી મૂકવાના છે. એથી હું બેચેન થઈ ગયો. અંજામ બેશક આકરો જ આવે: મા દરરોજ વધારે ચિડિયલ બની રહી હતી અને મને વારંવાર મારતી.

પરંતુ હું એવી આફતથી બચી ગયો. બિશપ ક્રીસાન્થ* સાવ અણધાર્યા જ નિશાળની મુલાકાતે આવ્યા. મને યાદ છે કે તે જાદુગર જેવા લાગતા હતા અને ખૂંધાળા હતા.

ઊડતો લાંબો કાળો ઝભ્ભો પહેરીને આવેલો એ નાનકડો આદમી વર્ગમાં દાખલ થયો અને ટેબલ પાસે બેસી જઈને બેહદ લાંબીપહોળી બાંયોમાંથી હાથ બહાર કાઢતો બોલ્યો કે "ચાલો, હવે થોડી વાતો કરીએ, મારાં બચ્ચાં!" ત્યારે હૂંફ અને ખુશાલી ફેલાઈ ગઈ અને અમને અજાણ્યું મઝાનું વાતાવરણ છવાઈ ગયું.

"તને કેટલાં વરસ થયાં?" બિશપે મને પૂછ્યું. "વાહ! એટલી ઉંમરે કેટલો બધો ઊંચો! વરસાદમાં બહુ ઊભો રહેતો કે?"

---

*બિશપ ક્રીસાન્થે 'Religions of the Ancient World' નામે ત્રણ ગ્રંથની કૃતિ અને 'Egyption Metampsychoris' તથા 'Woman and Marriage' નામે લેખો લખ્યા હતા. બીજો લેખ મેં યુવાનીના દિવસોમાં વાંચેલો અને મારા મનમાં તેની ઊંડી અસર પડેલી. લાગે છે કે લેખના નામમાં મેં ગોટાળો કર્યો છે, તે આઠમા દાયકા દરમિયાન કોઈ ધાર્મિક સામયિકમાં છપાયો હતો.—લેખકની નોંધ.

તેમણે માયાળુ નજર મારી ઉપર ઠેરવતાં લાંબા અણીદાર નખવાળો પાતળો એક હાથ ટેબલ પર મૂક્યો અને બીજો હાથ પાંખી દાઢીએ લગાવ્યો.

"ઠીક, પુનિત ઈતિહાસમાંથી તને ગમે તે કોઈ કથા મને કહી સંભળાવ!"

મેં જવાબ આપ્યો કે મારી પાસે ચોપડી નથી એટલે હું પુનિત ઈતિહાસનો અભ્યાસ નથી કરી શક્યો. તેમણે માથે ટોપી સરખી કરતાં કહ્યું:

"એમ કેમ? એનો અભ્યાસ તો જરૂરી છે. પણ ચોપડી વગરેય તને કંઈક તો આવડતું હશે, ક્યાંક સાંભળ્યું હશે, નહિ? ધર્મનાં ગીતો આવડે છે? અને પ્રાર્થનાઓ? આવડે છે, જોયું ને? અને કદાચ કોઈ સંતોની જિંદગીની પણ ખબર હશે? ભલે કવિતામાં? વાહ, તું તો બહુ જાણકાર લાગે છે..."

અમારો પાદરી લાલચોળ ચહેરો લઈને ધૂંવાંપૂંવાં થતો અંદર આવ્યો. બિશપે તેને આશીર્વાદ દીધા કે તરત તે મારે વિશે વાત કરવા લાગ્યો.

"એક મિનિટ!" બિશપે હાથ હલાવીને તેને અટકાવતાં કહ્યું. પછી મારી તરફ ફર્યા. "ઠીક, ભગવાનના ભક્ત આલેક્સેઈની વાર્તા કહે તો..."

"ગજબની કવિતા છે, ખરું ને, બેટા?" એક લીટી યાદ ન આવી એટલે હું અટકી ગયો ત્યારે તેમણે કહ્યું. "બીજું કંઈક પણ આવડતું હશે, રાજા ડેવિડની વાત? આવડે છે. સરસ. સંભળાવ, એમાં તો બહુ ખુશી થાય."

સાફ વરતાતું હતું કે તેમને સાંભળવામાં ખરેખર મઝા પડે છે, કવિતા ગમે છે. તે કેટલીય વાર સુધી મારો કવિતાપાઠ સાંભળતા રહ્યા અને પછી એકદમ બોલ્યા:

"કક્કો ક્યાંથી શીખ્યો, પ્રાર્થનાગીતોની ચોપડીમાંથી? કોણે શીખવ્યો? ભલા નાનાએ? ભૂંડા નાનાએ! ના, ના, તારો મતલબ એવો હોય જ નહિ! પણ મને અહીંયાં કહેવામાં આવ્યું કે તું હંમેશાં કંઈક ને કંઈક તોફાનમસ્તી કરતો રહે છે."

મારું મોં રાતું થઈ ગયું, પરંતુ મેં વાંક કબૂલ કરી લીધો. શિક્ષક અને પાદરીએ થોડાક લંબાણથી હકીકતને પુષ્ટિ આપી. બિશપ નજર નીચે ઢાળીને સાંભળતા રહ્યા.

"સાંભળ્યું ને, તારી બાબતમાં આ લોકોનું શું કહેવું છે?" તે નિસાસો નાખતા બોલ્યા. "અહીં આવ!"

સાઈપ્રિસના ઝાડની સુગંધવાળો હાથ મારે માથે મૂકીને તેમણે કહ્યું:

"આટલાં બધાં તોફાનમસ્તી કેમ કરે છે?"

"નિશાળમાં કંટાળો આવે છે."

"કંટાળો? તો તો અહીંયાં કંઈક ખામી છે, બેટા. નિશાળમાં કંટાળો

આવતો હોય તો તું સરખી રીતે ભણે નહિ, પણ તારા માર્ક તો બરાબર છે. મતલબ કે બીજી જ કશીક વાત હોવી જોઈએ."

તેમણે ઝભ્ભામાંથી નાનકડી નોટબુક કાઢીને લખ્યું:

"પેશ્કોવ, આલેક્સેઈ. હં... બેટા, તોફાનમસ્તી બંધ કરી દે તો સારું! જો ને, થોડુંઘણું તો ઠીક, વાંધો નહિ, પણ વધારે પડતું થઈ જાય તો પછી લોકો સાંખી ન શકે. ખરી વાત કે નહિ, છોકરાઓ?"

"ખરી વાત! ખરી વાત!" ખુશાલ અવાજ ગુંજી ઊઠયા.

"અને તમારી બાબતમાં શું કહેવાનું છે? ધારું છું કે તમે સૌ ઓછાં મસ્તીતોફાન કરતો હશો, હેં?"

"ના રે ના, બહુ!" છોકરાઓ હસી પડયા.

બિશપ મને નજીક ખેંચી લઈને ખુરશીમાં આરામથી પીઠ ટેકવતા એવા અચરજના ભાવે બોલ્યા કે શિક્ષક અને પાદરીને પણ હસવું આવી ગયું:

"વિચાર કરવાની વાત છે, તારા જેટલી ઉંમરે તો હુંયે તોફાનમસ્તી કરતો. તને શું લાગે છે, આપણે એવા શા કારણે બની જતા હોઈશું?"

છોકરાઓ હસી પડયા. બિશપે તેમને સવાલો પૂછીને ચતુરાઈથી તેમના જ શબ્દોની જાળમાં ગૂંચવી નાખ્યા. વાતાવરણ વધારે ને વધારે ખુશાલ બનતું ગયું. આખરે તે ઊભા થઈને બોલ્યા:

"અફસોસની વાત છે કે તમને ખેપાનીઓને મૂકીને જવું પડશે, મારે રસ્તે પડી જવાનો વખત થઈ ગયો!"

તેમણે હાથ ઊંચો કરીને પહોળી બાંય પાછળ ફંગોળી દીધી અને આખા વર્ગની ઉપર ક્રૉસની નિશાની કરી.

"પિતાને નામે, અને પુત્રને નામે, અને પવિત્ર આત્માને નામે, તમને જિંદગીમાં નેક કામ કરવાના આશીર્વાદ આપું છું. આવજો!"

સૌએ વળતા પોકાર પાડયા:

"આવજો, પવિત્ર બાબા! જલદી ફરી આવજો!"

"આવીશ, જરૂર આવીશ," તેમણે ટોપી હલાવતાં જવાબ આપ્યો. "તમારી સારુ થોડીક ચોપડીઓ લેતો આવીશ." પછી તે શિક્ષક તરફ ફરીને બોલ્યા:

"આજે હવે રજા પાડી દો, ભલે ઘેર જતા રહે!"

બહાર ઓસરીમાં મને રોકીને તેમણે ધીમા અવાજે કહ્યું:

"સાંભળ, હવે મનને થોડુંક કાબૂમાં રાખજે, ઠીક ને? હું બેશક સમજું છું કે તું તોફાનમસ્તી કેમ કરે છે. ઠીક ત્યારે, આવજે, ભાઈ!"

તેમનું વલણ મારા હૈયાના ઊંડાણને સ્પર્શી ગયું. મારા દિલમાં અજાણ લાગણી ઉછાળા મારવા લાગી. વર્ગ પૂરો થયા પછી શિક્ષકે મને રોકી રાખીને નસિયત શરૂ કરી દીધી કે હવેથી મારે ગરીબ ગાય જેવું વર્તન કરવું પડશે, એ વખતે પણ હું ધ્યાનથી અને રાજીખુશીથી સાંભળતો રહ્યો.

પાદરીએ કોટ પહેરતી વેળા હેતથી કહ્યું:

"આજથી તારે મારા વર્ગમાં હાજર રહેવાનું છે, હા, રહેવાનું છે. પણ શાંતિથી બેસી રહેજે! હા, શાંતિથી!"

નિશાળમાં તો હાલત બહેતર થઈ ગઈ, પરંતુ ઘરમાં માઠો બનાવ બની ગયો, મેં માનો એક રૂબલ ચોરી લીધો. ગુનાનો મનસૂબો પહેલેથી ઘડી કાઢેલો નહોતો.

એક વાર સાંજે મા મને બચ્ચા ભેગો એકલો મૂકીને ક્યાંક બહાર ગયેલી. બીજું કંઈ કરવાનું હતું નહિ એટલે મેં સાવકા બાપુનું એક પુસ્તક હાથમાં લીધું. 'તબીબની નોંધો' નામે પુસ્તક જાણીતા લેખક દ્યુમાનું લખેલું હતું. હું પાનાં ઉથલાવતો હતો એટલામાં અંદર એક રૂબલની અને દસ રૂબલની એમ બે નોટ નજરે પડી. પુસ્તક મારે માટે બહુ અઘરું હતું, એટલે મેં તેને બંધ કર્યું એટલામાં મારા મનમાં ખ્યાલ ઝબકી ગયો કે એક રૂબલમાં ખાલી 'પુનિત ઈતિહાસ' જ નહિ પરંતુ ભેગું 'રોબિન્સન ક્રુઝો' પણ ખરીદી શકાય. એવા પુસ્તકની હયાતીની જાણકારી મને થોડા વખત પહેલાં જ મળેલી. એક દિવસે બહુ ટાઢ હતી ત્યારે વર્ગમાં છુટ્ટીની વેળાએ હું છોકરાઓને વાર્તા સંભળાવતો હતો. અચાનક એક છોકરો તુચ્છકારથી બોલી ઊઠેલો:

"અરે, વાર્તાઓ તો સાવ નકામી! ખરી કહાણી તો 'રોબિન્સન ક્રુઝો'ની!"

બીજા કેટલાક છોકરાઓએ પણ 'રોબિન્સન ક્રુઝો' વાંચેલું અને તેનાં વખાણ કરેલાં. તેમણે નાનીમાની વાર્તાને તુચ્છકારી કાઢી એટલે મને બહુ માઠું લાગેલું, અને મેં ગમે તેમ કરીને 'રોબિન્સન ક્રુઝો' મેળવી લેવાનો ફેંસલો કરી લીધેલો, એટલે વાંચીને કહેવા થાય કે તે સાવ માલ વગરનું પુસ્તક છે.

બીજે દિવસે હું 'પુનિત ઈતિહાસ', એન્ડર્સનની વાર્તાઓની ચોળાઈ ગયેલી અને ખૂણા વળી ગયેલી બે ચોપડી, ત્રણ રતલ સફેદ રોટી, અને એક રતલ સલામી લઈને નિશાળે ગયો. વ્લાદીમિર દેવળ નજીકને ખૂણે પુસ્તકોની અંધારઘેરી નાનકડી દુકાને મને 'રોબિન્સન ક્રુઝો'ની નકલ મળી ગયેલી, પીળા પૂંઠાની પાતળી નાનકડી ચોપડી હતી. પહેલે પાને દાઢીવાળા આદમીનું ચિત્ર હતું, તેને માથે ફરની ટોપી હતી અને ખભે વાઘની ખાલ હતી. મને એ બહુ ગમ્યું નહિ પરંતુ વાર્તાઓની ચોપડીઓનાં પૂંઠાં સાવ ઘસાઈ ગયાં હોવા છતાં એ ખૂબ પસંદ આવી ગઈ.

વર્ગમાં લાંબી છુટ્ટી દરમિયાન મેં છોકરાઓની જોડે મળીને રોટી અને સલામીની મોજ ઉડાવી, અને પછી અમે 'બુલબુલ' વાંચવા લાગ્યા. પહેલે જ પાનેથી હૈયાને જકડી લે એવી અજબગજબની વાર્તા હતી.

"ચીનમાં બધા લોકો ચીના હોય, અને શહેનશાહ પણ ચીનો હોય." મને હજી યાદ છે કે એ વાક્ય વાંચતાં દિલ કેટલું ખુશ થઈ ગયેલું—સાદો વિનોદ, મલકતું સંગીત, અને બીજું કશુંક પણ એટલું જ સરસ મઝાનું.

'બુલબુલ'ની વાર્તા પૂરી વાંચી લેવાનો વખત નિશાળમાં ન મળ્યો. હું પાછો ઘેર પહોંચ્યો ત્યારે ઊભી ઊભી ઈંડાં તળતી માએ પૂછ્યું:

"તેં રૂબલ લીધો છે?"

"હા. આ રહી ચોપડીઓ..."

તેણે મને કડાઈ વડે જોરજોરથી સારી પેઠે માર્યો, અને વાર્તાઓની ચોપડીઓ લઈને કાયમને માટે ક્યાંક સંતાડી દીધી. એ સજા મારે માટે મારની સજા કરતાં બેહદ વધારે હતી.

હું કેટલાય દિવસ સુધ નિશાળે ન ગયો. એ સમય દરમિયાન સાવકા બાપુએ કામની જગ્યાએ લોકોને મારા પરાક્રમની વાત જરૂર કરી હોવી જોઈએ, અને એ લોકોએ પોતપોતાનાં બાળકોને કહ્યું હોય. છોકરાઓએ વાત નિશાળમાં પહોંચાડી દીધી, અને હું ફરી નિશાળે ગયો ત્યારે મને સૌ નવા નામે બોલાવવા લાગ્યા—ચોર. નામ ટૂંકું અને સાફ હતું, પણ ગેરઈનસાફી હતું. મેં રૂબલ લીધેલો એ વાત છુપાવવાની કોશિશ જરાય નહોતી કરી, પરંતુ ખુલાસાની કોશિશ કરી ત્યારે મારી વાત કોઈએ માની નહિ. એટલે હું ઘેર ચાલ્યો ગયો અને મેં માને જણાવી દીધું કે ફરી ક્યારેય નિશાળે જવાનો નથી.

તે બારી પાસે બેઠી બેઠી મારા ભાઈ સાશાને ધવડાવતી હતી, તેને ફરી પેટમાં બચ્ચું હતું, ચહેરાનો રંગ રાખોડી થઈ ગયો હતો, આંખોમાં જાણે ઘેલછા અને વેદના છલકાતી હતી, મોં માછલીની જેમ ખૂલતું હતું.

"તું ખોટું બોલે છે," તે ધીમા અવાજે બોલી. "તેં રૂબલ લીધેલો એની ખબર કોઈને પડે જ નહિ!"

"જઈને પૂછી આવ."

"તેં પોતે જ વાત કરી હશે. સાચું કહી દે, તેં જ વાત કરેલી ને? જો, ખોટું બોલતો નહિ, હું કાલે નિશાળે જઈને જાત જ તપાસ કરવાની છું કે કોણે વાત કરી છે!"

મેં એક છોકરાનું નામ આપ્યું. તેનો ચહેરો તંગ થઈ ગયો અને જાણે ઓગળીને આંસુમાં પલટાઈ જવા લાગ્યો.

હું રસોડામાં જઈને મારી પથારીમાં સૂઈ ગયો. ભઠ્ઠીની પાછળ થોડાંક જૂનાં ખોખાં ગોઠવીને મારે માટે ખાટલા જેવું બનાવવામાં આવ્યું હતું. મને બાજુના ઓરડામાંથી માનાં ડૂસકાં સંભળાતાં હતાં.

"હે ભગવાન! હે ભગવાન!.."

ગરમ ચીકણાં ચીંથરાંની ગંધ અસહ્ય બની ગઈ એટલે હું ઊઠીને આંગણમાં ગયો.

"ક્યાં ચાલ્યો?" માએ સાદ પાડયો. "અહીં આવ!"

અમે ભોંયપટ પર જોડાજોડ બેઠાં. સાશા માના ગોઠણ ઉપર બેઠો બેઠો તેના ડ્રેસનાં બટન ખેંચતો હતો અને માથું નમાવીને "બટન" કહેવાની કોશિશમાં "બબન, બબન" બોલતો હતો.

હું માને લપાઈ ગયો અને તેણે હાથ મારી કાયા ફરતે વીંટાળી દીધો.

"આપણે બહુ ગરીબ છીએ," તેણે કહ્યું, "એક એક કોપેક... એક એક કોપેક..."

તેણે મને ગરમ હાથ વડે દબાવ્યો, અને તે કહેવાનું જાણે પૂરું કહી ન શકતી હોય એમ મને લાગ્યું.

"અરે, જનાવર, સાવ જંગલી છે!" તે અચાનક બોલી ઊઠી, મેં તેને હોઢેથી અગાઉ એક જ વાર સાંભળેલો શબ્દ તેણે દોહરાવ્યો.

"જલામલ," સાશાએ નકલ કરી.

સાશા અજબ બાળક હતો, કઢંગો, મોટા માથાવાળો, સરસ નીલી આંખો જાણે કશીક અપેક્ષા હોય એમ મલકતી ચોમેર નીરખતી રહેતી. તે અસાધારણ નાની ઉંમરે બોલતાં શીખી ગયો હતો, ક્યારેય રડતો નહિ, કાયમ શાંત ખુશીની હાલતમાં રહેતો, એટલો નબળો હતો કે ભાખોડિયાં માંડ માંડ ભરી શકતો, પરંતુ મને જોઈને હંમેશાં રાજી રાજી થઈ જતો, નાનકડા હાથ લંબાવતો અને ટચૂકડી પાચી આંગળીઓ વડે મારા કાન જોડે ગેલ કરતો, કોણ જાણે કેમ પણ તેની આંગળીઓમાંથી વાયોલેટ ફૂલની સુગંધ આવતી રહેતી. તે જરાય માંદગી વગર સાવ અણધાર્યો જ ગુજરી ગયો. એક દિવસે સવારે રોજની જેમ શાંત ખુશીમાં મહાલતો હતો, અને સાંજે દેવળમાં પ્રાર્થનાનો ઘંટ રણકવા લાગ્યો ત્યારે તેની નિર્જીવ કાયા ટેબલ પર ગોઠવાઈ ગયેલી હતી. બીજા બાળક નિકોલાઈનો જન્મ થયો ત્યાર પછી થોડા વખતમાં તેનું અવસાન થયેલું.

માએ નિશાળમાં ચોખવટ કરવાનો વાયદો પાળ્યો હતો અને મારો અભ્યાસ

વળી ધોરણસર ચાલતો હતો. પણ મારે ફરી નાના ભેગો રહેવા જવું પડ્યું. કારણ નીચે મુજબ હતું.

એક દિવસે ચાપાણીના વખતે હું આંગણમાંથી રસોડામાં જતો હતો ત્યારે મને માની કકળતી ચીસો કાને પડી:

"યેવગેની, યેવગેની, વીનવું છું તમને..."

"બકવાટ!" સાવકા બાપુ બોલ્યા.

"પણ મને ખબર છે, તમે જાઓ છો પેલીની પાસે!"

"તો શું થઈ ગયું?"

બેઉ થોડી વાર ચુપ થઈ ગયાં. પછી મા ઉધરસ ખાતી ખાતી બોલી:

"કમીના અને નાલાયક જનાવર છો તમે!"

સાવકા બાપુએ માને લગાવેલા ફટકાનો અવાજ મને સંભળાયો. મા ગોઠણભેર પડી હતી, પીઠ અને કોણીઓ વડે ખુરશીનો ટેકો લેવાની કોશિશ કરતી હતી, માથું પાછળ નમી ગયેલું હતું, આંખોમાં બિનકુદરતી ચળકાટ હતો. સાવકા બાપુ નવા સૂટમાં સાફસૂથરા ઊભા હતા અને લાંબા પગ વડે માની છાતીમાં ધડાધડ લાત ઝીંકતા હતા. મેં રોટી કાપવાની રૂપાના હાથાવાળી છરી, મારા બાપુની ચીજોમાંથી માને મળેલી એકમાત્ર યાદગીરી, ઉપાડી લીધી અને સાવકા બાપુના પડખાનું નિશાન તાકીને પૂરા જોરથી ઘા માર્યો.

સારા નસીબે માએ વેળાસર તેમને આઘા હડસેલી દીધા. છરીથી માત્ર તેમનો કોટ ચિરાઈ ગયો અને ચામડીમાં ઉઝરડો પડ્યો. તે ઊંહકારો કરીને પડખે હાથ દબાવતા ઓરડામાંથી બહાર દોડી ગયા. માએ ચીસ પાડીને મને પકડી લીધો અને ભોંયપટ પર પટકી દીધો. સાવકા બાપુ આંગણમાંથી પાછા આવ્યા ત્યારે તેમણે મને માના હાથમાંથી છોડાવ્યો.

મોડી સાંજે, એવું બધું બની ગયા પછી પણ તે બહાર ચાલ્યા ગયા ત્યારે, મા મારી પાસે આવી. હું ભઠ્ઠીની પાછળ સૂતો હતો. તે મને ભેટી પડી અને બચી ભરીને બોલી:

"માફ કરી દે, બેટા, હું કસૂરવાર છું. પણ તારાથી એમ થયું કેવી રીતે? છરી લઈને?"

મેં એકદમ નિખાલસતાથી અને શું કહું છું તેના પૂરા ભાન સાથે તેને જણાવી દીધું કે સાવકા બાપુને વાઢી નાખીશ અને પોતાને પણ વાઢી નાખીશ. મને લાગે છે કે મેં એમ ચોક્કસ કર્યું હોત, ઓછામાં ઓછું કોશિશ જરૂર કરી હોત. ચમકતી પટ્ટી સીવેલા પાયચાવાળો એ ધૃણાસ્પદ પગ ઊંચો થઈને ઓરતની છાતી ઉપર પડતો મને હજી દેખાય છે.

જંગલી રૂસી જિંદગીની ગંધારી હલકટ બાબતોને યાદ કરતી વેળા ક્યારેક મારા મનમાં શંકા ઊભી થાય છે: એ બધું વાત કરવાનેયે લાયક છે ખરું? પરંતુ વધારે વિચાર કરતાં મને ખાતરી થઈ જાય છે કે તેમને ઉઘાડી પાડવાનું જરૂરી છે, તેમની અંદર એવું ઝેરીલું જડઘાલુ સત્ય સમાયેલું છે કે જે આજ સુધી ખતમ નથી થયું. એ સત્યને અનિવાર્ય રીતે જાણી લેવાનું જ છે, જેથી તેને માનવીના અંતરમનમાંથી અને યાદમાંથી, આપણી કપરી અને શરમજનક જિંદગીમાંથી, મૂળિયાં સમેત ઉખેડીને ફગાવી દઈ શકાય.

પરંતુ મને એવી ભયાનકતાઓનું વર્ણન કરવાની દિશામાં ધકેલતું બીજું, વધારે ઇષ્ટ, કારણ પણ છે. એ ભયાનકતાઓ ચીતરી ચડે એવી હોવા છતાં, અને તેમના વગર સરસ બની રહે એવા વ્યક્તિત્વ અને પ્રકૃતિઓને વિકૃત બનાવી નાખતી હોવા છતાં, રૂસી ઇન્સાન એવી બાબતોને નાબૂદ કરી નાખવા માટે ભાવનાની દૃષ્ટિએ પૂરતો તારુણ્યસભર તથા નીરોગી છે અને તેમને ચોક્કસ નાબૂદ કરી નાખશે જ.

આપણું જીવન તેની અંદર બેહદ ફેલાઈ ગયેલા પાશવતાના કારમા ગંદવાડને કારણે જ નહિ પરંતુ ભીતરમાં નીચે ઝગારા મારતાં તેજસ્વી અને નીરોગી સર્જનાત્મક પરિબળોને કારણે પણ વિસ્મયકારક બની રહે છે. અને ઇષ્ટનો પ્રભાવ વધી રહ્યો છે, એવી આશાનાં કિરણો ફેલાવે છે કે આપણા લોકો આખરે જાગી જશે અને સુંદરતાથી તેમ જ તેજસ્વી માનવતાથી છલકાતા જીવનનું મંડાણ કરશે.

## ૧૩

હું વળી પાછો નાના ભેગો રહેવા લાગ્યો.

"કેમ, મવાલી?" તેમણે બેચેનીમાં ટેબલ પર હાથ પછાડતાં મને આવકાર્યો. "પણ હું તને ખવડાવવાનો નથી, બસ! એની ફિકર હવે તારી નાનીમા કરે, કરવી હોય તો!"

"હું જ કરીશ," નાનીમા બોલી, "એમાં જાણે કેમ બહુ મોટી ધાડ મારવાની હોય!"

"તો કરજે!" તેમણે બરાડો પાડયો, પરંતુ પછી મને વધારે શાંતિથી સમજાવ્યું:

"અમે હવે સાવ નોખાં થઈ ગયાં છીએ, દરેકે પોતાનું પોતે જ ફોડી લેવાનું!"

નાનીમા બારી પાસે બેસીને ઝાલર ગૂંથતી રહેતી. વસંતના તડકામાં સોનેરી શાહુડીની જેમ ચળકતી પિત્તળની પિનો ભરાવેલા તકિયાની ઉપર તેની ફરકડીઓ ખુશાલ ટકટક અવાજ કરતી રહેતી. નાનીમા પોતે જાણે કાંસામાં ઢાળેલી હોય એવી લાગતી, અને જરાય બદલાઈ નહોતી. પરંતુ નાના વધારે સુકાઈ ગયા હતા અને તેમની કરચલીઓ ઘણી વધી ગઈ હતી, વાળ વધારે પાંખા થઈ ગયા હતા, અને હલનચલનની સ્વસ્થ ભારેખમ અદાનું સ્થાન ખીજભરી બેચેનીએ લઈ લીધું હતું. તેમની લીલી આંખો દરેક બાબતને શંકાની નજરે જોતી. નાનીમાએ તેની અને નાનાની વચ્ચે મિલકતના ભાગલાની વાત હસીને કરી. નાનાએ સઘળાં વાસણકૂસણ તથા પ્યાલારકાબી નાનીમાને આપીને કહેલું:

"આ બધુંય તારું, વધારે કંઈ માગતી નહિ!"

પછી તેમણે લોંકડીની ખાલની ડગલી સમેત નાનીમાનાં તમામ જૂનાં કપડાંલત્તાં અને બીજી ચીજો લઈને બધું સાતસો રૂબલમાં વેચી નાખ્યું હતું, અને એ રકમ ફળોનો વેપાર કરતા પોતાના ધર્મપુત્રને, મૂળ યહૂદીમાંથી ખ્રિસ્તી બનેલા આદમીને, વ્યાજે ધીરી હતી. નાનાને લોભની બીમારી વળગી ગઈ હતી, તે બેશરમ લોભિયા બની ગયા હતા. તેમણે જૂના ઓળખીતાઓને, અગાઉ જેમની સાથે કામ પડતું એ બધા દોલતમંદ વેપારીઓ તથા કારીગરોને, મળવા જવાનું શરૂ કર્યું. તેમની પાસે જઈને રોદણાં રોતા કે મારા દીકરાઓએ મને પાયમાલ કરી નાખ્યો છે, અને પછી પૈસા માગતા. એ લોકો નાનાના અગાઉના મોભાને આદરથી યાદ કરીને ઉદારતાથી પૈસા દેતા. પછી નાના ઘેર આવીને મોટી રકમની નોટ નાનીમાની સામે હલાવતા બાળકની જેમ ફુલાઈને કહેતા:

"આ જોઈ લે, મૂરખ ડોશી! આના દસમા ભાગ જેટલુંયે તને કોઈ ન આપે!"

નાના એ પૈસા એક નવા ઓળખીતાને વ્યાજે ધીરતા. ઊંચો ટાલિયો આદમી ફરનો વેપારી હતો અને "ચાબખો" નામે પંકાયેલો હતો. તેની બહેન, દુકાનદારી કરતી જાડી અને રાતા ગાલવાળી તથા કાળી આંખોવાળી બાઈ, ચાસણી જેવી મીઠી અને ચીકણી હતી.

ઘરમાં બધું બરાબર વહેંચાઈ ગયેલું હતું: એક દિવસ નાનીમા પોતાને પૈસે ખરીદેલી બધી ચીજો વાપરીને ખાવાનું રાંધે, બીજે દિવસે નાના રોટી અને ખોરાક ખરીદી લાવે. નાનાનો વારો હોય ત્યારે ખાવાનું હંમેશાં બદતર રહેતું. નાનીમા સરસ મઝાનું માંસ ખરીદી લાવતી, પરંતુ નાના છાતી અને પેટના ભાગનું ખરાબ માંસ લઈ આવતા. બેઉના ચા અને ખાંડના સંઘરા અલગ અલગ રહેતા, પરંતુ ચા એક જ કીટલીમાં બનાવવામાં આવતી. નાના આકળા થઈને સવાલ કરતા:

"ઊભી રહે, મને જોવા દે, તેં કેટલી ચા નાખી?"

તે ચાની પાંદડીઓ હાથમાં ફેલાવીને ધ્યાનથી ગણી જોતા.

"તારી ચા મારી ચા કરતાં ઝીણી છે, મારી વધારે જાડી છે, એમાંથી ઉકાળો બહેતર બને, એટલે તારે વધારે નાખવી પડશે."

તે બરાબર ધ્યાન રાખતા કે નાનીમા પોતે જેટલી ઘાટી ચા લે એટલી જ ઘાટી તેમને પણ આપે. પછી તેઓ ચાના કપ ગણીને સરખા ભાગે પીતાં.

"છેલ્લો એક કપ?" બચેલો આખરી ઉકાળો રેડતાં પહેલાં નાનીમા પૂછતી.

"ભલે, પી લઈએ છેલ્લો કપ," નાના કીટલીમાં નજર નાખીને હા પાડી દેતા.

દેવચિત્રના દીવાનું તેલ પણ તેઓ વારાફરતી ખરીદતાં, પચાસ પચાસ વરસની ભેગી મહેનતની જિંદગી પછી!

નાનાના એવા બધા ખેલતમાશા જોઈને મને રમૂજ પડતી અને ભેગી નફરત પણ છૂટતી, પરંતુ નાનીમાને ખાલી રમૂજ પડતી.

"અરે, શું તુંયે... બસ હવે!" તે મને કહેતી. "એમાં શું થઈ ગયું? બુઢ્ઢા ડોસા છે, જરાક ઘેલા થઈ ગયા છે. ચાર કોડી તો થઈ ગયાં, જરાક વિચાર કર, કેટલાં બધાં વરસ! ભલે ઘેલાં કાઢતા, એમાં કોઈનું કંઈ બગડી જવાનું નથી. અને તારી ને મારી વાતમાં તો ખાતરી રાખજે કે આપણાં પેટ ભરવા રોટી જેટલું તો હું કાયમ કમાઈ લેવાની જ!"

હું પણ પૈસા કમાવા લાગ્યો, રવિવારે સવારે વહેલો કોથળો લઈને નીકળી પડતો, શેરીએ શેરીએ અને આંગણે આંગણે રખડીને જૂનાં હાડકાં, ચીંથરાં, ખીલા, કાગળ, વગેરે ભેગું કરતો. રદ્દી માલવાળો અમને એક પૂડ* ચીંથરાં, કાગળ કે ધાતુના વીસ કોપેક અને હાડકાંના આઠ કે દસ કોપેક આપતો. હું અઠવાડિયા દરમિયાન પણ નિશાળના વખત પછી રદ્દી માલ ભેગો કરવા જતો અને દર શનિવારે ત્રીસથી પચાસ કોપેક જેટલું, કોઈ અઠવાડિયે ખાસ કામયાબી મળી હોય તો વધારે પણ, કમાઈ લેતો. નાનીમા મારા પૈસા લઈ લેતી અને ઝટપટ સ્કર્ટના ખીસામાં મૂકી દેતી, અને નજર નીચે ઢાળીને મને ઇનામમાં વખાણનાં બોલ કહેતી:

"અહેસાન તારું, વહાલુડા! તું ને હું ભૂખ્યાં નહિ મરીએ, ખરું ને? મોટી વાત તો એ જ છે!"

---

*પૂડ એટલે ૨૮ રતલ.

એક દિવસે મેં તેને મારા પાંચ કોપેકના સિક્કા ઉપર નજર ઠેરવીને ધીમું રડતી પકડી પાડી, તેના વાદળી જેવા પોચા નાકની અણીએ એક ચળકતું આંસુ લટકી રહ્યું હતું.

પણ મને ખબર પડી ગઈ કે રદ્દી માલ ભેગો કરીને વેચવા કરતાં ઓકા નદીને કાંઠે અથવા રેતિયા ટાપુએ ઈમારતી લાકડાંના વાડાઓમાંથી પાટિયાં ચોરી લેવામાં વધારે ફાયદો થતો. ટાપુમાં દર વરસે મેળો ભરાતો અને ધાતુનું વેચાણ થતું, તેને માટે લાકડાની કામચલાઉ દુકાનો ખડી કરી દેવામાં આવતી. મેળો પૂરો થઈ જાય ત્યારે દુકાનો પાડી નાખવામાં આવતી અને પાટિયાંના ગંજ ખડકી દેવામાં આવતા. વસંતમાં નદીમાં પાણી વધવા લાગે ત્યાં સુધી પાટિયાં એમ જ પડયાં રહેતાં. પાટિયું સારું હોય તો મકાનમાલિકો અમને દસ કોપેક આપતા, અને એક દિવસમાં અમે બે કે ત્રણ પાટિયાં ચોરી લેતા. પરંતુ કામગીરી તો ધુમ્મસ ફેલાયેલું હોય અથવા વરસાદ વરસતો હોય અને ચોકીદારો ઓરડીમાં ભરાઈને બેઠા હોય ત્યારે જ શક્ય બનતી.

હું મિલનસાર જુવાનિયાઓની ટોળકી ભેગો કામ કરતો—મોર્દોવિયન ભિખારણનો દસ વરસનો દીકરો કબૂતર નામે ઓળખાતો સાનકા વ્યાખીર હંમેશાં શાંત અને ખુશાલ રહેતો હેતાળ છોકરો હતો, અનાથ કોસ્ત્રોમા ઝીંથરિયાંવાળો સુકલકડી છોકરો હતો અને તેને મોટી મોટી કાળી આંખો હતી, આગળ જતાં તેર વરસની ઉંમરે તેને પારેવાંની જોડીની ચોરીની સજા તરીકે ગુનેગાર બાળકોના આશ્રમમાં રાખવામાં આવેલો અને ત્યાં તેણે ગળે ફાંસો ખાઈને આપઘાત કરેલો, બાર વરસનો પહેલવાન તાતાર છોકરો ખાબી ગજબનો જોરાવર અને સરળ ઉદાર સ્વભાવનો હતો, કબર ખોદવાનું અને કબ્રસ્તાનની ચોકીદારીનું કામ કરનારા આદમીનો આઠ વરસનો દીકરો યાઝ ચપટા નાકવાળો હતો, માછલીની જેમ મૂંગો રહેતો, અને ક્ષયના "કાળા રોગ"થી પીડાતો હતો, અને છેલ્લે અમારી ટોળકીમાં સૌથી મોટો ગ્રીશ્કા ચુર્કા, વિધવા દરજાણનો દીકરો, બહુ ઈનસાફી તથા સમજદાર છોકરો હતો અને મુક્કાબાજીમાં ઉસ્તાદ હતો. અમે સૌ એક જ શેરીમાં રહેતા હતા.

અમારા વિસ્તારમાં ચોરીને ગુનાખોરી નહોતી ગણવામાં આવતી. સાધારણ ધંધારોજગાર કરતા અને કાયમ અધભૂખ્યા રહેતા માણસોની બાબતમાં ચોરી તો ગુજરાન ચલાવવાની સામાન્ય અને સમજો કે એકમાત્ર રીત હતી. દોઢ મહિનો ચાલતા મેળામાંથી તેમને આખું વરસ નિભાવ થાય એટલી આવક ક્યારેય ન મળતી. ઘણા આબરૂદાર ઘરબારી માણસો "વધારાના પૈસા નદીએથી" હાંસલ કરી લેતા, એટલે કે પૂરમાં તણાઈ આવેલાં પાટિયાં અને ડીમચાં નદીમાંથી

કાઢી લેતા, અને કામચલાઉ તરાપાઓમાં હલકા વજનના માલની હેરફેરનું કામ કરતા, પરંતુ મોટે ભાગે તો તેઓ ચોરી કરતા, વોલ્ગા અને ઓકાને કિનારે "ચાલાકીઓ" કરતા, ડક્કાઓમાં અને બજરાઓમાં અને નદીને કાંઠે જે કંઈ હાથમાં આવે તે તફડાવી લેતા. રવિવારે મોટેરાં નસીબની યારીનાં બણગાં ફૂંકતાં, અને બાળકો સાંભળીને શીખતાં.

વસંતના દિવસોમાં મેળાની તૈયારીઓનાં અઠવાડિયાં દરમિયાન કામ જોસભેર ચાલતું હોય ત્યારે આખા દિવસની મહેનત પછી પીધેલ કારીગરો અને બીજા મજૂરો રસ્તે ટોળે વળતા. એ વખતે લત્તાનાં છોકરાં ખીસાં કાતરવાનો ધંધો પુરજોસમાં ચલાવતાં. તેને એકદમ વાજબી ધંધો ગણવામાં આવતો અને કશી બીક વગર મોટેરાંની નજર સામે ચલાવવામાં આવતો.

સુથારોની હથોડીઓ, ફિટરોનાં પકડ જેવાં ઓજારો, ગાડાવાળાઓના ધરીઓના ખીલા, વગેરે ચોરી લેવામાં આવતું. અમારી ટોળકી એવાં કામ ન કરતી.

"હું ચોરી નથી કરવાનો, માએ ના પાડી છે," એક દિવસ ચુર્કાએ જાહેરાત કરી.

"હુંયે... બીક લાગે છે!" ખાબીએ ટાપસી પૂરી.

કોસ્રોમાને ચોરોની બાબતમાં હંમેશાં અણગમાની લાગણી થતી, તે "ચોર" શબ્દ અજબ ભાર મૂકીને બોલતો, કોઈ દારૂડિયાને લૂંટી લેતા છોકરા નજરે પડે તો ભગાડી મૂકતો અને જરાય દયા રાખ્યા વગર બેહદ મારતો. એ મોટી આંખોવાળો ગમગીન છોકરો હંમેશાં મોટેરા જેવો દેખાવ કરતો, ગોદીના હમાલની જેમ ડોલતો ડોલતો વેગીલી ચાલે ચાલતો, અને અવાજ ઊંડો તથા રુક્ષ બનાવવાની કોશિશ કરતો. બધી રીતે જોતાં તેની બાબતમાં કશુંક તંગ અને વિચિત્ર અને અકુદરતી હતું. વ્યાખીર ખાતરીથી માનતો કે ચોરી કરવામાં પાપ થાય.

પરંતુ રેતિયા ટાપુએથી પાટિયાં અને વાંસડા તફડાવી લેવાની બાબત સાવ નિરાળી હતી. અમારામાંથી કોઈને તેમાં બીક ન લાગતી, અને અમે એવી રીત ઘડી કાઢેલી કે કામ ખૂબ જ આસાન બની ગયું હતું. સાંજે અંધારું થઈ જાય ત્યારે અથવા ધુમ્મસવાળા દિવસે વ્યાખીર અને યાઝ ઊપસેલા કાદવિયા બરફ ઉપર ચાલતા ટાપુએ જતા. તેઓ ખુલ્લેઆમ અને ચોકીદારોનું ધ્યાન ખેંચાય એવી રીતે જતા, અને અમે ચાર છોકરા જુદી જુદી બાજુએથી કોઈને ખબર ન પડે એવી રીતે સરકતા પહોંચી જતા. ચોકીદારો વ્યાખીર અને યાઝનું ધ્યાન રાખવામાં મશગૂલ હોય ત્યારે અમે પહેલેથી નક્કી કરેલી જગ્યાએ ભેગા

થઈને પાટિયાં પસંદ કરી લેતા. પછી અમારા વેગીલા સાથીઓ ચોકીદારોની છેડખાની કરીને ભાગી જાય ત્યારે અમે વળતી સફરે રવાના થઈ જતા. દરેકની પાસે દોરડું હોય, દોરડાને છેડે વળેલો ખીલો બાંધેલો હોય, પાટિયાને હિમ તથા બરફ ઉપર ખેંચવા માટે ખીલો તેમાં ભરાવી દઈએ. અમે જવલ્લે જ ચોકીદારોની નજરે પડતા, અને તેઓ અમને જોઈ જાય તોયે પકડી ન શકતા. પાટિયાં વેચીને અમે પૈસાના છ સરખા ભાગ પાડી લેતા. સામાન્ય રીતે દરેકને પાંચ કોપેક અને ક્યારેક સાત કોપેક મળતા.

એટલા પૈસા એક દિવસ મોજથી પેટ ભરી લેવા ઘણા થઈ રહેતા. પરંતુ વ્યાખીર મા સારુ વોદકા ન લઈ જાય તો માર ખાવો પડતો, કોસ્રોમા પારેવાંના શિકારનાં સ્વપ્નાં સેવતો રહેતો અને તેને માટે પૈસા બચાવતો, ચુર્કાની મા માંદી હતી એટલે તેને જેટલા મળે એટલા પૈસા મા સારુ વાપરવા પડતા, ખાબી પાછો પોતાના શહેરમાં જવા માગતો હતો એટલે પૈસા બચાવતો, તેનો કાકો તેને કોઈ શહેરમાંથી નીઝની-નોવગોરદ લઈ આવ્યો હતો અને પછી થોડા વખતમાં ડૂબીને મરી ગયો હતો. ખાબી શહેરનું નામ ભૂલી ગયો હતો, તેને માત્ર એટલું જ યાદ હતું કે કામા નદીને કિનારે વોલ્ગા નજીક કોઈ શહેરમાંથી પોતે આવેલો.

કોણ જાણે કેમ પણ એ શહેરનો ખ્યાલ અમને બહુ રમૂજી લાગતો, અને અમે ત્રાંસી આંખોવાળા તાતારને લગાતાર ચીડવતા રહેતા:

> કામાને કિનારે શહેર છે,
> પણ જાણે ના, કેણી પેર છે!
> હાથમાં પકડાય નહિ,
> પગે ત્યાં જવાય નહિ!

શરૂઆતમાં ખાબી અમારી ઉપર ખિજાતો, પરંતુ એક વાર કબૂતરે પોતાનું નામ સાર્થક થાય એવો મધઝરતો ગટરગૂં... અવાજ કાઢીને તેને કહ્યું:

"તુંયે શું હવે! દોસ્તોની ઉપર કાંઈ ગુસ્સો કરાય?"

તાતાર શરમાઈ ગયો. તેણે મીઠો ઠપકો માની લીધો. પછી તો તે પોતે જ કામાને કાંઠે આવેલા શહેરનું ગીત ગાતો.

તેમ છતાં અમને પાટિયાં ચોરવા કરતાં રદ્દી માલ ભેગો કરવાનું વધારે ગમતું. વસંતના દિવસોમાં હિમ ઓગળી ગયું હોય અને મેળાના ખાલી મેદાનના રસ્તાઓની ફરસબંધીને વરસાદ ધોઈ નાખતો હોય ત્યારે તો તેમાં ખાસ મઝા પડતી. મેળાની નાળીઓમાંથી ખીલા અને ધાતુના કકડા હંમેશાં મળી આવતા.

ઘણી વાર અમને ત્રાંબાના અને ચાંદીના સિક્કા પણ મળતા, પરંતુ ચોકીદારો અમને ભગાડી ન મૂકે અથવા અમારા કોથળા આંચકી ન લે એટલા ખાતર તેમને બે કોપેકના સિક્કા આપવા પડતા, અથવા કેટલીય વાર સુધી તેમના પગ ચાટીને કાલાવાલા કરવા પડતા. સામાન્ય રીતે, પૈસા કમાવાનું કામ સહેલું નહોતું, પરંતુ જહેમતો દરમિયાન અમે સરસ દોસ્તો બની ગયા. ક્યારેક ક્યારેક અમારે આપસમાં બોલાચાલી થઈ જતી, પરંતુ કદી મારામારી થઈ હોય એવું મને યાદ નથી.

કબૂતર અમને ટાઢા પાડતો. અમારી લાગણીઓ ઉશ્કેરાઈ ગઈ હોય ત્યારે તે બરાબર કારગત થાય એવા શબ્દો ગોતી કાઢીને અમને શાંત કરી દેતો. શબ્દો સાદા પરંતુ અમને અચરજમાં અને શરમમાં ગરકાવ કરી દે એવા હોય. તે એવા શબ્દો બોલીને પોતે પણ અચરજમાં પડી જતો હોય એમ લાગતું. તે યાઝની હલકટ ચાલાકીઓથી કદી માઠું ન લગાડતો, ખરાબ અને મૂર્ખાઈભર્યું અને નકામું લાગે એવું બધું ગંભીર અને શાંત ભાવે કંઈક બોલીને ઉડાવી દેતો.

"પણ આવું કેમ કર્યું?" તે પૂછતો, અને અમને સૌને સાફ સમજાઈ જતું કે એવું કરવાનું કશું કારણ હતું જ નહિ.

તે પોતાની માની વાત "મારી મોર્દોવિયન" કહીને કરતો, પરંતુ તેમાં અમને કોઈને કશું રમૂજી ન લાગતું.

"મારી મોર્દોવિયન કાલે રાતે વળી ઘેનમાં ચકચૂર થઈને ઘેર પાછી આવેલી," તે હસીને વાત કરતો, તેની નાનકડી ગોળ આંખોમાં જાણે સોનું ઝગારા મારતું. "બારણે જ ફસકી પડી અને ઉંબર ઉપર લાંબી થઈને મંડી ગાવા, મંડી ગાવા, કૂકડી ક્યાંની!"

"શું ગાતી હતી?" ચુર્કાએ ગંભીર અવાજે પૂછ્યું.

કબૂતર ગોઠણ પર થપાટ મારીને તાલ દેતો હળવા તીણા અવાજે માનું ગીત ગાવા લાગ્યો:

ટપ ટપાટપ થાય,
જુવાન મારો દેખાય,
ઊભો બારીએ, બોલાવે મને,
પછી ચાલ્યાં, ફરવા અમે!
ઢળતા સૂરજના તેજમાં,
જુવાન વગાડે લહેરમાં,
એવા રેલાવે પાવાના સૂર,
થઈ જાય ગામ ગાંડુંતૂર!

તેને એવાં ખુશાલ ગીત ઘણાંબધાં આવડતાં, અને તે ભારે જોમથી ગાઈ સંભળાવતો.

"હા," તેણે આગળ ચલાવ્યું, "એમ ઉંબરે જ પડી પડી ઊંઘી ગઈ, બારણું ઉઘાડું એટલે ઠંડો પવન અંદર આવે, હું ટાઢમાં થરથરતો રહું, એને મોટી જબરીને ઉપાડીને ખસેડવાનું મારાથી બને નહિ. સવારે મેં એને કહ્યું: 'આટલો બધો દારૂ કેમ ઢીંચે છે?' એણે જવાબ દીધો: 'કંઈ નહિ! જરાક વધારે વેઠી લે, હું તો હવે મરવાની જ છું થોડા વખતમાં!'"

"હા, થોડા વખતમાં મરી જશે, બદન આખું ફૂલી ગયું છે," ચુર્કા ભારેખમ અવાજે બોલ્યો.

"તને અફસોસ થશે?" મેં પૂછ્યું.

"હા વળી, બહુ," કબૂતરે જરાક અચરજમાં પડી જતાં જવાબ આપ્યો, "મને વહાલથી રાખે છે..."

અમને સૌને ખબર હતી કે મોર્દોવિયન બાઈ કબૂતરને મારતી, તેમ છતાં અમને ખાતરી હતી કે તે નેકદિલ છે. અમને બહુ ઓછી કમાણી થઈ હોય એવા દિવસોએ ચુર્કા કહેતો:

"આપણે સૌ એક એક કોપેક આપીએ, કબૂતરની મા સારુ વોદકા ખરીદવા, નહિતર બિચારાને મારશે."

ટોળકીમાં ખાલી હું અને ચુર્કા લખીવાંચી જાણતા. એ બાબતમાં કબૂતરને અમારી અદેખાઈ આવતી.

"મારી મોર્દોવિયન મરી જાય પછી," તે પોતાનો ઉંદરના જેવો અણીદાર કાન ખેંચતો ગટરગૂં... કરીને કહેતો, "હુંયે નિશાળમાં દાખલ થઈ જવાનો છું. માસ્તરના પગમાં પડીને આજીજી કરીશ કે મને દાખલ કરી લે. ભણવાનું પૂરું થઈ જાય એટલે મોટા મહંતનો કે કદાચ ઝારનો માળી બનીશ."

એ વસંત દરમિયાન મોર્દોવિયન બાઈ વોદકાની બાટલીના સંગાથમાં અને નવા દેવળની ઈમારત માટે ફાળો એકઠો કરતા ઘરડા આદમી ભેગી ડીમચાં નીચે દબાઈને મરી ગઈ. ડીમચાંનો ખડકલો અચાનક પડી ગયો અને તે કચડાઈ ગઈ. બાઈને હોસ્પિટલ ભેગી કરી દેવામાં આવી. ચુર્કાએ કબૂતરને કહ્યું:

"ચાલ, મારી ભેગો રહેજે! મા તને કક્કો શીખવશે."

થોડા વખત પછી એક દિવસે કબૂતર એક દુકાનની સામે ઊભો રહી ગયો અને મગરૂરીથી માથું ઊંચું કરીને વાંચવા લાગ્યો:

"કણિયારાની કુદાન!"

"અરે ચાડિયા, કણિયારાની કુદાન નહિ, કરિયાણાની દુકાન!"

"ખબર છે, પણ અશ્કરો આડાઅવળા ગૂંચવાઈ જાય છે."

"અશ્કરો નહિ અક્ષરો!"

"ઊછળકૂદ કરે છે, વંચાય છે એટલે રાજી રાજી થઈ જાય છે!"

તરેહવાર ઘાસ અને વૃક્ષો તેને બેહદ પ્યારાં લાગતાં. એથી અમને હેરત થતી અને રમૂજ પડતી.

અમારો વિસ્તાર રેતાળ હતો, એટલે હરિયાળી બહુ ઓછી હતી. ખાલી ક્યાંક ક્યાંક કોઈ કોઈ આંગણમાં માંદલાં જેવાં બરુ, એલ્ડરબેરીના છોડ, અથવા વાડ નીચે ગુપચુપ ઊગીને સુકાઈ ગયેલું ઘાસ જોવા મળે. અમારામાંથી કોઈ એ ઘાસ ઉપર બેસી જાય તો કબૂતરનો ખીજભર્યો ઠપકો સાંભળવો પડતો:

"ઘાસને બગાડી નાખવાનું કેમ સૂઝે છે? રેતી ઉપર નથી બેસાતું? એકસરખું જ છે, કે નથી?"

તેની હાજરીમાં અમે એલ્ડરબેરીના ખીલતા છોડની ડાળખી તોડતાં અથવા ઓકાને કાંઠે બરુની સોટી તોડતાં અચકાતા.

"અરે શયતાનો, હરદમ બધું બગાડતા કેમ ફરો છો?" તે હેરતમાં ખભા હલાવીને કહેતો.

તેની એવી હેરત જોઈને અમને શરમ આવી જતી.

શનિવારની મોજની તૈયારીમાં અમે આખું અઠવાડિયું કાથાનાં જૂનાં પગરખાં ભેગાં કરતા રહેતા. શનિવારે સાંજે તાતાર હમાલો સાઈબિરિયન ડક્કેથી નીકળે ત્યારે અમે કોઈ ને કોઈ શેરીના ખૂણા આડા છુપાઈને તેમની ઉપર પગરખાં ફેંકતા. શરૂઆતમાં તેઓ ખીજે ભરાઈ જતા, ગાળો દેતા, અમને પકડવા દોડતા, પરંતુ થોડા વખતમાં તેમને પોતાને ખેલમાં મઝા પડવા લાગી. આગામી લડાઈની અપેક્ષામાં તેઓ કાથાનાં પગરખાંનાં હથિયાર ભેગાં કરી લેતા. તેમને ખબર પડી ગયેલી કે અમે અમારો સંઘરો ક્યાં છુપાવી રાખતા, એટલે એકથી વધારે વાર અમારો સરંજામ ચોરી ગયેલા. પરંતુ અમે વાંધો ઉઠાવતા:

"ના, ભાઈ, આને રમત ન કહેવાય!"

એટલે તેઓ ચોરીના માલનો અરધો ભાગ અમને આપી દેતા અને લડાઈ શરૂ કરી દેતા. સામાન્ય રીતે તેઓ ખુલ્લી જગ્યામાં ગોઠવાઈ જતા અને અમે પગરખાંની ઝડી વરસાવતા અને દેકારા કરતા તેમની આસપાસ દોડાદોડી કરતા રહેતા. તેઓ પણ દેકારા કરતા, અને સરસ નિશાન તાકીને ફેંકેલું પગરખું વાગતાં અમારામાંથી કોઈ રેતીમાં ઊંધે મોઢે પડી જાય ત્યારે ખડખડાટ હસી પડતા.

ક્યારેક રમત અંધારું થતાં સુધી ચાલતી રહેતી. નાના ધંધાદારીઓ કોઈ

ખૂણા આડે ઊભા રહીને અમને જોતા રહેતા, મનમાં ખુશ થતા હોવા છતાં ઉપરથી બબડાટ કરતા. પરંતુ પગરખાં તો ધૂળિયાં રાખોડી પંખીઓની જેમ હવામાં ઊડતાં રહેતાં. ક્યારેક અમારામાંથી કોઈને પછાડી દે એવો ફટકો લાગતો, પરંતુ મુકાબલાની મઝા બધી પીડા અને ઈજાને ટપી જતી.

તાતાર પણ અમારા જેટલા જ ઉત્તેજિત થઈ જતા. લડાઈ પૂરી થઈ ગયા પછી કોઈ કોઈ વાર અમે તેમને ઘેર જતા. ત્યાં તેઓ અમને ઘોડાનું માંસ અને શાકભાજીની અજબ વાનગી ખાવા આપતા, પછી ચોસલાંની કડક ચા અને સૂકા મેવાની કેક મળતી. એ કદાવર આદમીઓ અમને બહુ ગમતા, દરેક માણસ જાણે બીજાથી જોરાવર હોય એમ લાગતું. તેમના સ્વભાવમાં કશુંક સાદું અને બાળક જેવું હતું. મારા મનમાં ખાસ છાપ એક વાતની પડેલી કે તેઓ ક્યારેય માઠું ન લગાડતા, આપસમાં હંમેશાં મમતા અને કાળજીનું વર્તન કરતા.

બધા તાતાર દાબ્યું દબાય નહિ એવું મોકળું હસતા, ગાલ ઉપરથી આંસુની ધારાઓ વહેવા લાગે એટલું બધું હસતા. કાસીમોવનો એક તાતાર ચિરાયેલા નાકવાળો અને ગજબની તાકાતવાળો આદમી હતો. એક વાર તેણે સત્તાવીશ પૂડ વજનનો દેવળનો ઘંટ બજરામાંથી ઉપાડીને નદીને કાંઠે સારી પેઠે દૂર સુધી પહોંચાડી દીધેલો. તે હસતી વેળા રાગડા તાણતો અને રાડારાડી કરતો રહેતો:

"ઉ... ઉ... બોલ એવો... તણખલા જેવો, બોલ તો... દોકડો, બોલ મઝાનો... સિક્કો સોનાનો!"

એક વાર તેણે કબૂતરને હાથના પંજા ઉપર બેસાડીને હવામાં ઊંચો કરી દેતાં કહ્યું:

"જા, જઈને આસમાનમાં રહે!"

વરસાદ વરસતો હોય ત્યારે અમે યાઝને ત્યાં કબ્રસ્તાનમાં તેના બાપના ઘરમાં ભેગા થતા. યાઝનો બાપ વળી ગયેલી કાયાવાળો લઘરવઘર આદમી હતો. તેને લાંબા હાથ હતા અને માથામાં તથા મોં પર ચીકણા વાળના ફણગા હતા. તેનું માથું સૂકલ ગરદનની દાંડી ઉપર કરમાયેલા સલગમ જેવું હતું. તે હરખના ઊભરામાં પીળી આંખો સંકોડીને ઝડપથી બબડતો:

"ભગવાન આપણને નીંદર વગરની રાતોથી બચાવે! અરેરે!"

અમે થોડીક ચા અને ખાંડ, રોટી, અને યાઝના બાપ માટે થોડોક વોદકા ખરીદીને લઈ જતા.

"એય ગંધારા ગામડિયા, સમોવારમાં ચાનું પાણી ઊકળવા મૂકી દે!" ચુર્કા હુકમ છોડતો.

ગામડિયો હસીને હુકમનો અમલ કરતો. પાણી ઊકળવાની વાટ જોતા

અમે અમારા કારોબારની વાતો કરતા અને તે શિખામણ આપતો. એક વાર તેણે કહ્યું:

"મોકો છે, પરમ દિવસે ત્રુસોવના ઘરમાં મરેલાના માનમાં મિજબાની થવાની છે. પછી ઘણાંબધાં હાડકાં પડયાં રહેશે!"

"ત્રુસોવની રસોઈયણ બધાંય હાડકાં ભેગાં કરીને લઈ જાય છે," બધી જાણકારી રાખતો ચુર્કા બોલ્યો.

"થોડા દિવસમાં હવા મઝાની થઈ જવાની, જંગલમાં ફરવા જવાય એવી," કબૂતર વિચારમાં પડી જઈને બારી બહાર કબ્રસ્તાનમાં નજર નાખતો બોલ્યો.

યાઝ જવલ્લે જ કંઈ બોલતો, કચરાના ડબ્બાઓમાંથી મળેલાં રમકડાં બતાવતો ગમગીન આંખો વડે અમને જોતો રહેતો. રમકડાંમાં લાકડાનો સિપાહી હોય, પગ વગરનો ઘોડો હોય, બટન હોય, અને પિત્તાળના કકડા હોય.

તેનો બાપ ઢંગધડા વગરનાં કપરકાબી ટેબલ પર ગોઠવતો અને સમોવાર લઈ આવતો. કોસ્ત્રોમા ચા રેડતો, અને ડોસો ભઠ્ઠીની ઉપર ચડીને વોદકા પીતો પીતો ઘુવડ જેવી આંખો વડે નીચે અમને તાકતો રહેતો અને બબડતો:

"કેર વરસે તમારી ઉપર! તમે તે કંઈ માણસના છોકરા છો! અરેરે! ચોર છો ચોર! ભગવાન આપણને નીંદર વગરની રાતોથી બચાવે!"

"પણ અમે ચોર નથી!" કબૂતર કહેતો.

"તો નાનકા ચોર, બસ!"

અમે યાઝના બાપથી કંટાળી જતા ત્યારે ચુર્કા તેને દબડાવતો:

"હવે મૂંગો મર ને, ગંધારા ગામડિયા!"

તે આખા લત્તાનાં બધાં માંદાં માણસોનાં નામ ગણાવીને અટકળ કરતો કે કોણ પહેલું મરી જવાનું છે. કબૂતર, ચુર્કા, અને હું એવી વાતો સાંખી ન શકતા. તે અટકળ કરીને મોજમાં હોઠ બચકારતો. તેને જરાય દયા ન આવતી. તેને ખબર પડી જાય કે અમને એવી વાતો સાંભળતાં નફરત છૂટે છે, એટલે તે જાણી જોઈને અમને ચીડવતો:

"વાહ રે વાહ! નાનકડા મસાઓ, તમને બીક લાગે છે, ખરું ને! એક મોટા કદના જાડિયા આદમીના રામ થોડા વખતમાં જ રમી જવાના છે. પણ પછી એને સડવામાં બહુ વાર લાગવાની છે!"

અમે તેને બોલતો અટકાવવાની કોશિશ કરતા, પણ એ કોઈ રીતે માને આવે નહોતો.

"અને તમારો વારોય જલદી આવવાનો છે! ઉકરડાનું ખાઈને લાંબું જીવવાની ઉમેદ તો ન જ રખાય!"

"ભલે, અમે મરી જવાના, પછી અમને ફિરસ્તા બનાવી દેશે," કબૂતર કહેતો.

"તમને? ફિરસ્તા?" યાઝનો બાપ હેરતમાં ગરકાવ થઈ જતો અને ખડખડાટ હસી પડતો. પછી તે સૂગ ચડે એવી મડદાંની વાતો કરીને અમને પીડવાનું ચાલુ રાખતો.

પરંતુ ક્યારેક તે ગુંજતા ધીમા અવાજે અજબ વાતો કરવા લાગતો:

"સાંભળો, છોકરાઓ, ધ્યાન દઈને! પરમ દિવસે મેં એક બાઈને દફનાવેલી. એની બાબતમાં મને બધી ખબર પડી ગઈ. શું ધારો છો તમે, છોકરાઓ, કેવી હશે બાઈ?"

તે ઘણી વાર સ્ત્રીઓની વાત કરતો, અને હંમેશાં ગલીચ રીતે, પરંતુ તેની વાતોમાં કશુંક જાણે સવાલ કરતું હોય એવું રહેતું, કશુંક શોકમય રહેતું, જાણે કેમ વાતને પૂરી વિચારી લેવામાં અમારી મદદની માગણી કરતો હોય. તે તૂટક તૂટક બોલતો, ઘણી વાર વચમાં થંભી જઈને સવાલો પૂછવા લાગતો, પરંતુ તેની વાતોમાંથી ત્રાસદાયક કટકા અને અવશેષો અમારી યાદમાં હંમેશાં બાકી રહી જતા.

"'આગ કોણે લગાવેલી?' એ લોકોએ પૂછ્યું એને. 'મેં લગાવેલી', એણે જવાબ દીધો. 'કેવી રીતે? મૂરખ છો કે શું? તું તો એ રાતે દવાખાનામાં પડી હતી!' 'મેં લગાવેલી,' એણે દોહરાવ્યું. હવે બોલો, એમ શું કરવા કહેવું પડે એને? ભગવાન આપણને નીંદર વગરની રાતોથી બચાવે!"

વેરાન ગમગીન કબ્રસ્તાનમાં તેણે ધરતીમાં દફનાવી દીધેલા લગભગ દરેક માણસની જિંદગીની તેને ખબર હતી. તે બોલે ત્યારે એમ લાગતું કે તેણે આસપાસનાં ઘરોનાં બારણાં અમારે માટે ખોલી નાખ્યાં હોય અને અમે અંદર જઈને રહેવાસીઓની જિંદગી નીરખતા હોઈએ, અને કશુંક મહત્ત્વનું તથા ગંભીર હોય એવી લાગણી અમારા મનમાં થાય. તેનામાં જાણે સવાર પડે ત્યાં સુધી આખી રાત વાતો કરતા રહેવાની શક્તિ હોય એમ લાગતું, પરંતુ બારીઓ નજીક અંધકાર ફેલાવા લાગે ત્યારે ચુર્કા ટેબલ પાસેથી ઊભો થઈને કહેતો:

"હું તો ઘેર ચાલ્યો, માને ફિકર થતી હશે. કોણ આવે છે ભેગું?"

અમે સૌ તેની ભેગા નીકળી જતા. યાઝ વાડ સુધી અમને વળાવવા આવતો, દરવાજો અંદરથી વાસી દેતો, અને સળિયાઓ પર મોં દબાવીને ધીમા અવાજે કહેતો:

"આવજો!"

અમે પણ સાદ પાડીને તેને કહેતા: "આવજે!" તેને કબ્રસ્તાનમાં મૂકીને

જતાં અમને હંમેશાં અકળામણની લાગણી થતી. એક વાર કોસ્નોમા પાછળ નજર નાખતો બોલ્યો:

"કોઈ દિવસ સવારે આપણે ઊઠીએ ત્યારે ખબર પડવાની કે મરી ગયો છે!"

ચુર્કા ઘણી વાર કહેતો કે યાઝની જિંદગી આપણ બાકીના સૌ કરતાં બદતર છે. પરંતુ કબૂતર હંમેશાં વાંધો ઉઠાવતો:

"આપણી જિંદગી તો ખરાબ નથી જરાય..."

હું તેની જોડે સહમત થઈ જતો. મને શેરીઓની [illegible] ગમતી અને મારા સાથીઓ ગમતા. તેમનાં [illegible] જાતની ઉદાત્ત લાગણી અને તેમને માટે કશુંક [illegible] ઝંખના પેદા થતી.

નિશાળમાં વળી પાછી પરેશાનીઓ ઊભી થઈ. [illegible] રદ્દીવાળો કહીને બોલાવતા. એક વાર અમારી [illegible] તેમણે શિક્ષકને જણાવી દીધું કે મારી નજીક કોઈ રીતે [illegible] કે કચરાપટ્ટીની આકરી ગંધ આવે છે. મને યાદ છે કે [illegible] સખત દુભાઈ ગયેલું અને ત્યાર પછી નિશાળે જવાનું કેટલું [illegible] તેમની ફરિયાદ તો હલકટ બનાવટ જ હતી, હું દરરોજ [illegible] મોં ઘસીને ધોઈ લેતો, અને રદ્દી માલ ભેગો કરતી વેળા [illegible] નિશાળે કદી ન જતો.

આખરે મેં ત્રીજા ધોરણની પરીક્ષાઓ આપી, અને [illegible] ઈનામ તરીકે મને બાઈબલ, ક્રીલોવના ટુચકાઓનું પુસ્તક, અને 'ફાતા મોર્ગાના' જેવું રહસ્યમય નામ ધરાવતું બીજું એક કાચા પૂંઠાનું પુસ્તક મળ્યું. નિશાળ તરફથી મને સંમાન પ્રમાણપત્ર પણ આપવામાં આવ્યું. એ બધી [illegible] લઈને હું ઘેર પહોંચ્યો ત્યારે નાના ગદ્ગદ થઈ ગયા, બહુ ખુશ થઈ ગયા, અને તેમણે જાહેર કર્યું કે પુસ્તકોને જતનથી જાળવી રાખવાં જોઈએ એટલે પોતે તિજોરીમાં મૂકી દેશે. નાનીમા કેટલાય દિવસથી માંદી હતી અને તેની પાસે પૈસા બિલકુલ નહોતા. નાના નિસાસા નાખતા રોદણાં રોતા:

"તમે મને પાયમાલ કરી નાખશો... મારાં ઘરબાર ખાઈને ખતમ કરી નાખો છો..."

એટલે મેં પુસ્તકોની દુકાને જઈને ભેટનાં પુસ્તકો પંચાવન કોપેકમાં વેચી નાખ્યાં અને પૈસા નાનીમાને આપી દીધા. સંમાન પ્રમાણપત્રની ઉપર કશુંક લખીને તેને બગાડી નાખ્યું અને પછી નાનાને આપી દીધું. લખાણ નાનાના

ધ્યાનમાં આવ્યું જ નહિ અને તેમણે પ્રમાણપત્ર સાચવીને ક્યાંક મૂકી દીધું.

નિશાળ પતી ગઈ એટલે મેં પાછી શેરીઓની જિંદગી અપનાવી લીધી, અને વસંતના દિવસો આવતાં એ જિંદગી વધારે મઝાની બની ગઈ. અમે વધારે પૈસા કમાતા. રવિવારે આખી ટોળી ખેતરોમાં અને વનોમાં રખડવા નીકળી પડતી, અને સાંજે મોડા ઘેર પાછા ફરીએ ત્યારે થાક બહુ લાગ્યો હોય પણ મનમાં ખુશી હોય, અને અરસપરસ દોસ્તીનું અમારું બંધન વધારે મજબૂત બની ગયું હોય.

પરંતુ એવી જિંદગી બહુ લાંબી ન ચાલી. સાવકા બાપુની નોકરી વળી છૂટી ગઈ અને તે ક્યાંક ચાલ્યા ગયા. મા અને મારો નાનો ભાઈ નિકોલાઈ નાના ભેગાં રહેવા આવ્યાં. નાનીમા શહેરના કોઈ ધનવાન વેપારી માટે ઈસુની કાયાનું આવરણ ગૂંથતી હતી અને તેને ઘેર જ રહેતી હતી. એટલે બાળકની દેખભાળનું કામ મારે કરવું પડતું.

અબોલ અને દૂબળી મા પગના ભારે ઊભી પણ માંડ માંડ રહી શકતી અને ભયભીત નજર આમતેમ ફેરવતી રહેતી. ભાઈને કંઠમાળ થઈ હતી, ઘૂંટીએ ગૂમડાં થયાં હતાં, અને તે એટલો નબળો થઈ ગયો હતો કે રડી પણ નહોતો શકતો. તેને ભૂખ લાગે ત્યારે ભયંકર ઊંહકારા કરતો, અને ભૂખ ન લાગી હોય ત્યારે ઝોલાં ખાતો રહેતો, ઊંડા નિસાસા નાખતો, અને બિલાડીના બચ્ચાની જેમ ઘુરઘુર કરતો રહેતો.

એક દિવસ નાના કાળજીથી બાળકને તપાસીને બોલ્યા: "આને સારા ખોરાકની જરૂર છે, પણ તમારાં બધાંયનાં પેટ ભરવા જેટલો ખોરાક હું ક્યાંથી લાવું?"

"આને કંઈ બહુ વધારે ન જોઈએ," મા ઘોઘરો નિસાસો નાખતી બોલી.

"આને જરાક... પેલાને જરાક... બધું મળીને બહુ ઝાઝું થઈ જાય..."

તેમણે ઘૃણાના ભાવે હાથ હલાવ્યો અને મારી તરફ ફરીને કહ્યું:

"નિકોલાઈને તડકાની જરૂર છે, રેતીના ઈલાજની જરૂર છે..."

કોથળામાં સૂકી રેતી લાવીને મેં બારી નજીક તડકાવાળી જગ્યામાં ઢગલો કરી દીધો. પછી નાનાની સૂચના મુજબ ભાઈને રેતીમાં ગળાડૂબ બેસાડી દીધો. બાળકને ગમતું હોય એમ લાગતું હતું. તે ખુશખુશાલ બેઠો બેઠો ડોળા ફરકાવતો રહેતો અને વિસ્મયકારક આંખો મારી ઉપર ઠેરવીને તાકી રહેતો. આંખોમાં નીલી કીકીઓ ફરતે આછા વાદળી રંગનાં કૂંડાળાં હતાં.

મને ભાઈની ઉપર બહુ હેત બંધાઈ ગયું. તે જાણે મારા બધા વિચારો સમજી જતો હોય એમ લાગતું હતું. હું બારી નીચે તેની પાસે કલાકો સુધી બેસી રહેતો. બારી વાટેથી નાનાનો તીણો અવાજ કાને પડતો રહેતો:

"મરવામાં બહુ અક્કલની જરૂર ન પડે. જીવતા કેવી રીતે રહેવું એટલું સમજી લેવાનું ડહાપણ હોત ને..."

પછી સામાન્ય રીતે માનો ઉધરસનો લાંબો દોર ચાલતો.

નિકોલાઈ ટચૂકડા હાથ રેતીમાંથી છૂટા કરીને મારી તરફ ઊંચા કરતો અને ફિક્કા ચહેરાવાળું માથું હલાવતો. તેના વાળ પાંખા અને રૂપેરી હતા, ચહેરામાં જાણે ઘડપણ અને શાણપણની છાયા વરતાતી હતી.

બિલાડું કે મરઘડું નજીક આવે તો નિકોલાઈ ધ્યાનથી જોતો રહેતો અને પછી મારી તરફ ફરીને આછો મલકાટ કરતો. તેનો મલકાટ જોઈને હું બેચેન બની જતો—શું ભાઈને સમજાઈ ગયું હશે કે તેની પાસે બેઠો બેઠો હું કેટલો કંટાળી ગયો છું? શું તેને ખબર પડી ગઈ હશે કે મને તેની પાસેથી ઊઠીને શેરીમાં મારા દોસ્તો પાસે જવાનું મન થાય છે?

આંગણ નાનું હતું અને તેમાં બધે જાતજાતનો કચરો ફેલાયેલો હતો. આંગણના પાછળના ભાગમાં દરવાજાથી હમામ સુધી નાનાંમોટાં એકઢાળિયાં તથા મકાનોની કતાર હતી. છાપરાં ઉપર પાટિયાં, ડીમચાં, ભીનાં લાકડાં, અને ભાંગલતૂટલ હોડીઓના ગંજ ખડકેલા હતા. એ બધું વસંતમાં ઓકા નદીમાં બરફ તૂટે અને પૂર આવે ત્યારે પાણીમાંથી ખેંચી કાઢીને ભેગું કરેલું હતું. નદીમાં ભીંજાઈને લદબદ થઈ ગયેલાં લાકડાં આખા આંગણમાં વેરવિખેર પડયાં હતાં, અને તડકામાં તપીને કોહવાટની ગંધ ફેલાવતાં હતાં.

અમારા ઘરની જોડાજોડ કતલખાનું હતું. લગભગ દરરોજ સવારે ઘેટાંના બેંબેં અને વાછરડાંના ભાંભરડાના અવાજ સંભળાતા રહેતા, અને લોહીની એટલી આકરી ગંધ ફેલાઈ જતી કે તે ધૂળભરી હવામાં બારીક રાતી જાળની જેમ લટકતી હોય એવું મને ક્યારેક લાગતું.

શીંગડાં વચ્ચે કુહાડીનો ઘા પડતાં જનાવરોના રાગડા બંધ થઈ જાય ત્યારે નિકોલાઈ ભવાં સંકોડીને હોઠ ગોળ ગોળ વાળી દેતો, જાણે કેમ જનાવરોના અવાજની નકલ કરવા મથતો હોય, પરંતુ તેનાથી ખાલી થોડીક હવા ઉડાડવાનું જ બનતું:

"ફૂ... ફૂ..."

બપોરે નાના બારીમાંથી ડોકિયું કરીને સાદ પાડતા: "ખાવા આવો!"

તે પોતે જ બાળકને ગોઠણ પર બેસાડીને ખવડાવતા, રોટી અને બટેટા ચાવી લઈને છૂંદો બનાવે અને પછી બાળકના ટચૂકડા હોઠ વચ્ચે ઘુસાડી દે, ખાવાનું બાળકના મોં ઉપર અને ટચૂકડી અણીદાર હડપચી ઉપર ચોંટી જાય.

એવી રીતે થોડુંક ખવડાવી લીધા પછી તે બાળકનું ખમીસ ઊંચું કરતા અને ફૂલેલા પેટમાં આંગળી દબાવીને કહેતા:

"કોને ખબર પેટ ભરાઈ ગયું હશે કે નહિ, થોડુંક વધારે ખવડાવું?"

"જોતા નથી, બિચારો હાથ લંબાવીને રોટી માગે છે તે?" અંધારા ખૂણામાં સૂતેલી મા બોલી ઊઠતી.

"પેટ ભરાઈ ગયું છે કે નહિ એની બચ્ચાને ખબર ન પડે..."

તેમ છતાં તે વળી છૂંદાની એક ગોળી બાળકના મોંમાં ભરાવી દેતા. ખવડાવવાની એવી રીત જોઈને મને ભયંકર શરમ આવતી. કશુંક મારા ગળામાં ભરાઈને મને રૂંધવા લાગતું, અને મને ઊલટી આવવા જેવું થઈ જતું.

"બસ," આખરે નાના કહેતા, "એની મા પાસે મૂકી આવ!"

હું નિકોલાઈને તેડી લઉં ત્યારે તે રડારોળ કરવા લાગતો અને ટેબલ તરફ ખેંચાતો. મા એટલી સુકાઈ ગઈ હતી કે ડાળીઓ કાપી નાખેલા ચીંડના ઝાડ જેવી લાગતી. હું નજીક પહોંચું એટલે તે બેઠી થઈ જતી અને લોહીમાંસ વગરના લાંબા હાથ મારી સામે લંબાવતી.

તે હવે જવલ્લે જ બોલતી, અને જે કંઈ થોડાઘણા શબ્દો બોલતી તે ખદખદતી છાતીમાંથી ઘરઘરાટ કરતા ખેંચાઈ આવતા. તે આખો દિવસ મૂંગે મોઢે ધીરે ધીરે મરતી ખૂણામાં પડી રહેતી. મને ખ્યાલ આવી ગયો હતો કે તે મરવાની અણીએ પહોંચી ગઈ છે, અને નાના મોતની વાતો વધારે ને વધારે વાર, ખાસ તો સાંજની વેળાએ હવામાં કોહવાટની ભારે ગંધ ફેલાયેલી હોય ત્યારે, તથા વધારે ને વધારે ભારપૂર્વક કરીને બાબતને સાફ કરી દેતા.

નાનાનો ખાટલો ખૂણામાં લગભગ દેવચિત્રોની સાવ નીચે હતો. તે માથું બારી તરફ રાખીને સૂતા, અને નીંદરમાં પડી જતાં પહેલાં સ્વગત બબડતા:

"ઠીક, મરવાનો વખત તો આવી ગયો! સર્જનહારની સામે કેવો દેખાવાનો! શું કહેવાનો? જાણે કેમ મેં આખી જિંદગી મહેનત ન કરી હોય... હંમેશાં કંઈ ને કંઈ કરતો રહ્યો છું... પણ અંજામ કેવો આવ્યો?.."

હું ભઠ્ઠી અને બારી વચ્ચે ભોંયપટ પર સૂઈ જતો. જગ્યા બહુ ઓછી હતી અને મારે પગ ભઠ્ઠી નીચે ઘુસાડી દેવા પડતા. વંદા મારા અંગૂઠાઓને ગલીપચી કરતા રહેતા. પરંતુ એવી મોકાની જગ્યાએથી મને જે બધું જોવા મળતું એથી મારા મનમાં ખારીલા સંતોષની લાગણી પેદા થતી. નાના રાંધતી વેળા કાયમ બારીનો કાચ ફોડી નાખતા, સળિયો કે લાકડી ભરાવીને તંદૂરમાંથી વાસણો કાઢતા હોય ત્યારે સાધનનો બીજો છેડો બારીના કાચે ભટકાતો. તેમના

જેવા ચાલાક માણસને લાકડીનો છેડો થોડોક કાપી નાખવાનો ખ્યાલ ન આવ્યો એ હકીકત વિચિત્ર અને હાસ્યાસ્પદ હતી.

એક વાર તંદૂરમાં કશુંક ઊભરાઈ ગયું ત્યારે તેમણે માટીના વાસણને લાકડી ભરાવીને એટલા જોરથી ખેંચ્યું કે તે ઊંધું પડીને ભાંગી ગયું અને લાકડીનો બીજો છેડો ભટકાતાં બારીની આડી પટ્ટીના તથા બેઉ કાચના ભુક્કા ઊડી ગયા. એ તો ભારે મોટી કમનસીબીની વાત હતી અને ઘરડો આદમી ભોંયપટ પર બેસીને રડારોળ કરવા લાગ્યો.

"હે ભગવાન! હે ભગવાન..." તેણે પોક મૂકી.

નાના ઘરમાંથી બહાર ગયા ત્યારે મેં રોટી કાપવાની છરી વડે છોલાં પાડીને લાકડીનો છેડો કાપી નાખ્યો.

"પાપિયાં ને નખોદિયાં! કરવત લઈને કાપ્યું હોત... સમજાય છે કે નહિ? ક... ર... વ... ત... લઈને! ટુકડામાંથી થોડાંક વેલણ બનાવીને વેચવા મળ્યાં હોત! કાળમુખું કુટુંબ મળ્યું છે મને!"

તે હાથ હલાવતા ધડધડાટ ઓસરીમાં ચાલ્યા ગયા ત્યારે માએ મને કહ્યું:

"તું કોઈ ચીજને હાથ ન અડાડે એમાં જ સારાવાટ છે..."

મા ઑગસ્ટમાં રવિવારના દિવસે ગુજરી ગઈ. સાવકા બાપુ થોડા વખત પહેલાં મુસાફરીએથી પાછા આવી ગયા હતા અને તેમને નોકરી મળી ગઈ હતી. નાનીમા અને નિકોલાઈ સ્ટેશન નજીક નાનકડા સુઘડ ઘરમાં તેમની ભેગાં રહેવા ચાલ્યાં ગયાં હતાં. માને થોડા દિવસ પછી ત્યાં લઈ જવાનું નક્કી થયું હતું.

મા ગુજરી ગઈ તે દિવસે સવારે તેણે મને ધીમા પરંતુ રોજના કરતાં વધારે સ્પષ્ટ અવાજે કહ્યું:

"જઈને યેવગેની વસીલ્યેવિચને કહી આવ કે મને મળી જાય."

પછી તે દીવાલે હાથ ટેકવતી ઊંચી થઈને બેઠી અને તકિયા ઉપર ઢળી પડતી આગળ બોલી:

"ઝટ દોડતો જા!"

તેના હોઠ મલકતા હોય એમ મને લાગ્યું. તેની આંખોમાં નવું તેજ ઝગારા મારતું હતું. સાવકા બાપુ દેવળે પ્રાર્થના કરવા ગયા હતા. નાનીમાએ મને બજર લઈ આવવા યહૂદણને ત્યાં મોકલ્યો, પરંતુ બજર તૈયાર નહોતી અને તે વાટીને તૈયાર કરે ત્યાં સુધી મારે વાટ જોવી પડી.

આખરે હું પાછો નાનાને ઘેર પહોંચ્યો ત્યારે મા આછા રાતા રંગનો સાફ ડ્રેસ પહેરીને ટેબલ પાસે બેઠી હતી, વાળ સરસ ઓળેલા હતા, અને અગાઉ જેવી જ દમામદાર તથા મગરૂર દેખાતી હતી.

"તબિયત બહેતર લાગે છે?" મેં કોણ જાણે કેમ પણ શરમાતાં શરમાતાં પૂછયું.

"અહીં આવ!" તે મારી તરફ ભયાનક નજર નાખતી બોલી. "ક્યાં રખડવા નીકળી ગયેલો, હેં?"

મને જવાબ આપવાનો વખત મળે તે પહેલાં તો તેણે મારા વાળ પકડી લીધા, અને કરવતમાંથી બનાવેલી વળી જાય એવી પાતળી છરી ટેબલ પરથી ઉપાડીને ચપટી પટ્ટી તરફથી ધડાધડ મારવાનું શરૂ કરી દીધું, આખરે છરી હાથમાંથી નીચે પડી ગઈ ત્યાં સુધી મારતી રહી.

"ઉપાડી લે! આપ મને!"

મેં છરી નીચેથી લઈને ટેબલ પર મૂકી. માએ મને હડસેલો મારીને આઘો ખસેડી દીધો. હું ભઠ્ઠીની કોર ઉપર બેસીને તેની ભયભીત આંખોને તાકી રહ્યો.

તે ખુરશીમાંથી ઊભી થઈને ધીરે ધીરે ખૂણામાં ગઈ અને પથારીમાં સૂઈને રૂમાલ વડે મોં પરથી પરસેવો લૂછવા લાગી. તેનો હાથ સરખી રીતે હલતો નહોતો, બે વાર ઢીલો પડીને તકિયા ઉપર પટકાઈ ગયો, રૂમાલ તેની આંગળીઓમાં ફરકતો રહ્યો.

"પાણી..."

હું ડોલમાંથી પ્યાલામાં પાણી ભરીને તેની પાસે લઈ ગયો. તેણે મુશ્કેલીથી માથું ઊંચું કરીને એક ઘૂંટડો પાણી પીધું, ટાઢાબોળ હાથ વડે મને હડસેલ્યો, ઊંડો નિસાસો નાખ્યો, ખૂણામાં દેવચિત્રો ઉપર નજર ફેરવીને પછી મારી સામે જોયું, જાણે હસવાની હોય એમ હોઠ હલાવ્યા, અને લાંબી પાંપણો ધીરે ધીરે કીકીઓ ઉપર ઢાળી દીધી. તેની કોણીઓ પડખાંમાં દબાઈ ગઈ, અને હાથ ઊંચા થઈને છાતીએ અને પછી ગળા સુધી પહોંચ્યા. તેના ચહેરા ઉપર કશીક છાયા ફરકીને ઓસરી ગઈ, પીળી ચામડી તણાઈ ગઈ, નાક અણીદાર બની ગયું. તેનું મોં જાણે અચરજ થયું હોય એમ ખૂલી ગયું, પરંતુ શ્વાસનો અવાજ સંભળાતો નહોતો.

હું હાથમાં પ્યાલો પકડીને માની પથારી પાસે કેટલીય વાર સુધી ઊભો રહ્યો, જોતો રહ્યો, તેનો ચહેરો અકડાતો ગયો, રાખોડી રંગ પકડતો ગયો.

નાના અંદર આવ્યા. મેં તેમને કહ્યું:

"મા મરી ગઈ..."

તેમણે પથારી તરફ નજર નાખી.

"ખોટું કેમ બોલે છે?"

પછી તે તંદૂર પાસે ગયા અને અંદર લાકડી જોરશોરથી આમતેમ હલાવીને

કેક બહાર કાઢવા લાગ્યા. મા મરી ગઈ છે એવી જાણકારી મનમાં લઈને હું તેમને નીરખતો રહ્યો, હકીકતનું ભાન તેમને થાય તેની વાટ જોતો રહ્યો.

સાવકા બાપુ અંદર આવ્યા. તેમણે લિનનનો કોટ પહેર્યો હતો અને માથે સફેદ ટોપી હતી. તે ચુપચાપ ખુરશી ઉપાડીને માની પથારી પાસે ગયા. એકાએક તેમણે ખુરશી પડતી મૂકી દીધી અને પિત્તળના ભૂંગળાની જેમ રાગડો તાણ્યો :

"આ તો મરી ગઈ છે! જુઓ, જુઓ તો ખરા!.."

નાના લાકડી હાથમાં પકડી રાખીને ફાટેલે ડોળે અને લથડતે પગલે ધીરે ધીરે પથારી પાસે ગયા.

તેઓ માના કફન ઉપર સૂકી રેતી પાવડા ભરીને નાખતા હતા ત્યારે નાનીમા ત્યાંથી સરકી જઈને બીજી કબરોની આસપાસ ભટકવા લાગી. આંધળાની જેમ ચાલતાં ચાલતાં તે એક ક્રૉસને ભટકાઈને પડી ગઈ અને તેને મોંમાં વાગ્યું. યાઝનો બાપ તેને ઘરમાં લઈ ગયો અને તે જખમ સાફ કરતી હતી ત્યારે શાંત અને ધીમા અવાજે મારા કાનમાં દિલાસાના શબ્દો કહેવા લાગ્યો:

"ભગવાન આપણને નીંદર વગરની રાતોથી બચાવે! તને શું થઈ ગયું છે? આવી વાતનો બહુ અફસોસ ન કરાય, ખરું કહું છું ને, નાની? ગરીબ હોય કે અમીર હોય, આખર તો કબરમાં જ જાય, ખરું કહું છું ને, નાની?"

તે બારીમાંથી બહાર નજર નાખીને અચાનક દોડતો ઘરમાંથી બહાર નીકળી ગયો અને થોડી વાર પછી ખુશીમાં ચમકતો ચહેરો લઈને વ્યાખીર ભેગો પાછો આવ્યો.

"આમ જો," ડોસો તૂટેલી એડી મારી સામે ધરતો બોલ્યો, "કેવી સરસ ચીજ મળી ગઈ છે! હું ને વ્યાખીર તને ભેટમાં આપી દેવાના છીએ. આ નાનકડું ચકરડું જોયું? જરૂર કોઈ કઝાકના બૂટમાંથી નીકળી ગઈ હશે! હું તો વ્યાખીર પાસેથી ખરીદી લેવા તૈયાર થઈ ગયો હતો, કહ્યું કે બે કોપેક આપીશ..."

"ખોટું કેમ બોલે છે?" વ્યાખીર ધીમા અવાજે પણ ખીજમાં બોલ્યો. યાઝનો બાપ મારી સામે ઠેકડા મારવા અને આંખ મિચકારવા લાગ્યો.

"વ્યાખીર છે ને! બહુ આકરો! ઠીક હવે, ભેટ મારી નથી, એની છે, એની જ..."

નાનીમાએ જખમ સાફ કરી લીધો એટલે નીલા સૂજેલા ચહેરા ઉપર રૂમાલ લપેટીને મને સાદ પાડ્યો અને તેની ભેગો ઘેર જવા કહ્યું, પણ મેં ના પાડી દીધી. મને ખબર હતી કે દફન પછીની મહેફિલમાં સૌ દારૂ પીશે અને કદાચ

લડાઈઝઘડા પણ થશે. અમે હજી દેવળમાં હતા ત્યારે મિખાઈલમામાના શબ્દો મારે કાને પડેલા. તેમણે યાકોવમામાને કહેલું:

"તો આજે મોજથી દારૂ પીવા મળશે, હેં?"

વ્યાખીર મારું મન બહલાવવાની મહેનત કરવા લાગ્યો: તેણે એડી હડપચીએ બાંધી દીધી અને પછી જીભ લાંબી કરીને તેને અડાડવાની કોશિશ કરી. યાઝનો બાપ દેખીતું વધારે પડતું હસતો ઘાંટા પાડવા લાગ્યો:

"અરે જો, આ શું કરે છે! જો તો ખરો!" પરંતુ તેને ખ્યાલ આવી ગયો કે મને જરાય રમૂજ નથી પડતી એટલે તે ગંભીર બની ગયો.

"બસ, બહુ થઈ ગયું! હવે મનને પાછું કાબૂમાં કરી લે! સૌને મરવાનું તો છે જ, પંખીડાંયે મરી જાય છે! સાંભળ, તું કહેતો હો તો તારી માની કબર ફરતે થોડુંક ઘાસ પાથરી દઈશ, બોલ, ગમશે ને? આપણે ખેતરોમાં જઈને ભેગું કરી લાવશું, તું ને વ્યાખીર ને હું, અને મારા યાઝનેય ભેગો લઈ જશું. પછી ઘાસ સરખી રીતે કાપીને સરસ મઝાનું પાથરી દઈશું કબર ફરતે. એની તોલે આવે એવી બીજી એકેય કબર નહિ હોય!"

મને ખ્યાલ ગમી ગયો અને અમે સૌ ખેતરોમાં ગયા.

માના દફન પછી થોડાક દિવસે નાનાએ મને કહ્યું:

"સાંભળ, આલેક્સેઈ, તું કંઈ મારા ગળામાં લટકાવવાનો ચાંદ નથી... હવે તારે માટે અહીંયાં જગ્યા નથી... તું જઈને લોકમેળાનો આશરો લે...

એટલે હું લોકમેળાનો આશરો લેવા નીકળી પડયો.

૧૯૧૩-૧૯૧૪

## વાચકોને

અમારા આ પ્રકાશનના વસ્તુ, ભાષા, રંગરૂપ તથા છપાઈ જેવાં [illegible] અંગ વિશે આપના અભિપ્રાયો મેળવતાં અમને અત્યંત આનંદ થશે. નવાં પ્રકાશનો વિશે આપનાં સલાહસૂચનોનું અમારા કાર્યાલયમાં સાભાર સ્વાગત થશે.

પ્રગતિ પ્રકાશન
૧૭, ઝુબોવ્સ્કી બુલવાર
મોસ્કો (સોવિયેત સંઘ)